# હુસેનનો મહાન સત્યાગ્રહ.

ભાગ ૧ લો.

સાહિબ.

સર્વમાન્ય સિધ્ધાંતો-હિન્દુમુસલમાન માટે:

# રાહે રૂસ્તગાર

અથવા

# મુક્તિ માર્ગ.

જેની અંદર

મુક્તિ માર્ગના સાત રસ્તા બતાવવામાં આવ્યા છે. જે સર્વમાન્ય છે. તે પુસ્તક માટે સુપ્રસિદ્ધ પુરૂષોનાં સારાં સારાં અભિપ્રાયો આવ્યાં છે. પણ તે દરેકને રહેવા દઇ સૌરાષ્ટ્રમાં આગેવાન ગણાતું સુપ્રસિદ્ધ પેપર 'સૌરાષ્ટ્ર' તે પુસ્તક માટે શું કહે છે? તેજ ફક્ત વાંચો.

**રાહે રૂસ્તગાર:** લેખક હસનઅલી જાનમહમદ તલાજા વાળા, લીંબડી. મૂલ્ય ૦-૧૨-૦.

રૂસ્તગારી એટલે મુક્તિ, તેના રાહ એટલે માર્ગનો આ પુસ્તકમાં ઇસ્લામના સિધ્ધાન્ત અનુસાર સ્ફોટ કરવામાં આવ્યો છે. ધર્મ. નીતિ અને સદાચારી જીવનનો સાદો અને સચોટ ઉપદેશ કોઇ પણ મુસ્લીમભાઇને તેમજ હિંદુને ઠીક ઠીક આપે એવા છે. નીતિનું ધોરણ ઘણું ખરૂં દરેક દેશ, કાલ અને સંપ્રદાયમાં એક જ હોય છે એટલે લેખકનો આ પ્રયાસ સર્વોપયોગી છે. લેખક મુસ્લીમ હોવા છતાં ગુજરાતી ભાષા ઉપર એનું પ્રભુત્વ સંતોષ ઉપજાવે એવું છે. વ્યાકરણની અને જોડણીની શુધ્ધિ કોઇ સંસ્કારી હિંદુની હોડ કરે છે.

'સૌરાષ્ટ્ર' તા૦ ૧૬-૧-૨૬ પુ૦ ૫ અં. ૧૬ પાને ૬૭૧

મળવાનું ઠેકાણું.

અલ-ઇસ્લામ ઓફીસ રાણપુર.

(બી. એસ રેલ્વે)

# કન્યાવિક્રયનું દુષ્ટ કૃત્ય દુર કરવા માટે

# કન્યાવિક્રય કાવ્યમાળા

## ભા. ૧ લો તથા બીજો.

જેની મ્યુંઝર,

કન્યાવિક્રયના ફાંદામા સપડાએલ એક દુઃખી બાળાની કાવ્યમા આત્મ કથા છે. જે વાંચી હૃદયને ચીરી નાખે છે. વળીએ તેણીના માબાપ પાસે કરેલા વિલાપ. દીકરીઓનાં માબાપને દીધેલ શાપ વિગેરે વાંચી દિલ પીગળી જાય છે. ને દુઃખી બાળાનો પુંઠા ઉપર ફોટો આપવામા આવ્યો છે

ને દુષ્ટ કૃત્ય દુર કરવાનો હેતુ હોવાથી કીંમત બન્ને ભાગના માત્ર એ આના પોસ્ટ જુદું.

**બુકસેલરો તથા ફેરીયાઓને સારૂં કમીશન આપવામાં આવે છે.**

જેની સેંકડો નકલો ઉપાડી ગયા છે. જુજ નકલો બાકી છે.

**લખો— અલ–ઇસ્લામ ઑફીસ ;**
**શાહપુર બી. એસ રેલ્વે,**

વલા તકૂલૂ લિમંય યુકતલો ફી સબી-
અને જે લોકો ખુદાઇ માર્ગમાં કુર્બાન થાય,
લિલ્લાહે અમ્વાતુમ બલ અહ્યાઉંવ
તેઓને તમે મરેલા ન સમજો અમર જાણો
વલા કિલ્લા તશ્ઓરૂન.
પણ તે તમે નથી સમજી શકતા. (કુર્આન)

# હઝરત ઇમામ

# હુસેનનો મહાન સત્યાગ્રહ.

## ભાગ ૧ લો.

એક શૂરા મ્હાન સત્યાગ્રહીની ઇસ્લામી
ઐતિહાસિક ધાર્મિક કથા.

લખી છાપી પ્રગટ કરનાર;
સાહિબ હુસનઅલી જાનમોહમ્મદ તકીચાવાળા.
લીંબડી (કાઠીઆવાડ)

(સર્વ હક સ્વાધીન)
આવૃત્તિ પહેલી — પ્રત ૨૦૦૦
ઇ.સ. ૧૯૨૬.
કિમ્મત રૂપીઆ અઢી પોસ્ટ જુદું.

૭૮૬

દુનિયાના મહાન સત્યાગ્રહી ઈમામ હુસેન અ૦ના

 **પવિત્ર ચરણે.** 

આપે મુ. સ્વર્ગ.

પાપી સ-
લ્તનત સાથે
સુલેહથી વર્તી
સમજાવી, છતાં ન
સમજી: પત્રો લખી
સુમાર્ગે ચલાવવા કોશીશ
કરી, છતાં સુમાર્ગે ન ચઢી પાપી
સલ્તનતના માલિકને રૂબરૂ સમજા-
વવા પ્રયત્નો કર્યા, છતાં સફળ ન થયાં,
તેથી છેવટે તે સલ્તનતની સાથે અસહકાર
કરી; તેના હુકમોનો અનાદર કરી પાપી સ-
લ્તનતને સુધારવાના છેલ્લાં શસ્ત્ર—સત્યાગ્રહને હા-
થ ધરી; અડગ હિમ્મતથી અસહ્ય સંકટો સહી: અ-
સંખ્ય ભોગો આપી; દુનિયાને આપે સત્ય, સ્વધર્મ
અને સ્વતંત્રતાની કિમ્મત આંકી બતાવી: અને તેનાં
રક્ષણ માટે કયારે કયારે અને કયા કયા માર્ગ લેવા તે પણ
આપે અમલ કરી બતાવ્યા. તે બદલ આખી દુનિયા આપના
આભાર નીચે દબાયલી છે. આપના તે મહાન સત્યાગ્રહનાં અલ્પ
સ્મરણ તરીકે આ લઘુ પુસ્તક આપનાં જ પવિત્ર ચરણે ધરૂં છું.

**લી૦ હું છું આપના ગુલામોનો ગુલામ મોહિબ.**

# પ્રસ્તાવના.

જ્યારથી સૃષ્ટી ઉત્પન્ન થઇ, ત્યારથી જ સત્તાના મોહમાં મસ્ત બની કેટલીય સલ્તનતને કુદરતે અર્પેલ માનુષિક સ્વતંત્રતાને છીનવી લેવા કોશીશો કરી; દમનનીતિ ચલાવી; અત્યાચારો આદર્યા પણ તે કુદરતને અનુકુળ ન હોવાથી તેનાં છેવટનાં પરિણામો શૂન્ય સિવાય કાંઇ પણ સારાં ન જ આવ્યા—કોઇ પણ સલ્તનત તેનો તે કુર હેતુ સફળ કરી શકી જ નથી, અને શકશે પણ નહિ.

પાપાચાર, અનીતિ કે અધર્મનાં કામો કરવામાં જ્યાં સુધી ઇન્સાન પોતાની હદમાં રહે છે ત્યાં સુધી તો કુદરત પોતાની દયા દ્રષ્ટિથી સહન કરતી આવે છે; પણ જ્યારે ઇન્સાન પોતાની હદને ઓળંગી, પોતાના માનુષિક સ્વભાવને ત્યાગી; કોઇ રાક્ષસી સ્વભાવ ગ્રહણ કરે છે; ત્યારે કુદરત પોતાના ન્યાયની ખાતર અગર જો તે કોઇ એકજ વ્યકિત હોય તો તેને કોઇ એવાં સંકટની અંદર ગીરફતાર કરે છે કે પોતાની ભૂલની સજા તે પૂરેપૂરી ભોગવે, પણ જો તે કોઇ શેતાની સલ્તનત હોય તો કુદરત કોઇ એવા પવિત્ર શખસને પ્રેરણા કરે છે કે તે તેના સામે કુદરતે બક્ષેલ સ્વતંત્રતાના હકક માટે લડવા પ્રેરે; સત્યાગ્રહ કરે; તેમાં તે મારે અથવા મરે પણ શેતાની સલ્તનતનો નાશ કરે.

સત્યાગ્રહ કરવામાં સંખ્યાની શરત રહેલી નથી; એકજ સત્યવાદી સત્યાગ્રહ કરી શકે છે, અને મારી અથવા પોતે

મરી મહા બળવાન પાપી સલ્તનતનો નાશ કરે છે; અને તેવાં દ્રષ્ટાંતો ઈતિહાસોમાં ઘણી સંખ્યામાં હસ્તી ધરાવે છે, જે આએ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવશે.

એજ કુદરતી કાનુન પ્રમાણે સત્ય, સ્વધર્મ અને સ્વતંત્રતા માટેજ ઇમામ હુસેન અ૦નો સત્યાગ્રહ થયેલ છે; પણ તેમાં ઇમામ હુસેન અ૦મે અપૂર્વ ભોગો આપી અસંખ્ય સંકટો સહ્યાં હોવાથી તેનું નામ મહાન સત્યાગ્રહ—સૈયદુશ શોહદા—શહીદ થયેલાઓમાં શ્રેષ્ટ—પડયું છે.

આએ સત્યાગ્રહનું ટુંકમાં લખાણ લખી તે 'નવજીવન' માં 'આશૂરાના અંક' તરીકે હીજરી સન ૧૩૪૧ના મોહર્રમ માસની દસમી તારીખે ખાસ અંક બાહેર પડાવવાના વિચારથી હીજરી સન ૧૩૪૦ના જીલહજ મહીનામાં લખાણ લખવું શરૂ કર્યું, અને આશૂરાના અંક તરીકે ખાસ અંક બાહેર પાડવાનું તે વખતના નવજીવનના વ્યવસ્થાપકે કબુલ પણ કરેલ.

પણ લખાણ લાંબુ થવાથી તે પેમ્ફલેટ રૂપે બાહેર પાડવાનું નક્કી કરી, નવજીવનમાં આપવાનો વિચાર માંડી વાળ્યો,

પણ તેથી ઇમામ હુસેન અ૦ની ઓળખાણ સાથે સત્યાગ્રહ વર્ણન થઈ શકતો ન હતો અને તેમ થતાં લંબાણ થવાનો ભય હતો. પણ કેટલાક મિત્રોની એવી જ સલાહ થઇ કે ભલે પુસ્તક આકારમાં સત્યાગ્રહ બાહેર પડે પણ જરા આગળથી લેવાથી ઈસ્લામી ઇતિહાસથી અજાણ વાંચકોને

વધારે રસ પડશે અને હિન્દુમુસલમાનમાં એવા વાંચકોની સંખ્યા ઘણા પ્રમાણમાં છે.

આ ઉપરથી અમે ઇમામ હુસેન અ૦ના ઇમામતના સમયની પહેલાંથી લખાણ ઉપાડયું. અમીર મોઆવીયાહની સલ્તનતના સમયના વર્ણનને કાંઇ વધારે લંબાવ્યું; કારણ કે ઇમામ હુસેન અ૦નાં જાહેર જીવનનો આરંભ ત્યારથી કાંઇ વધારે પ્રમાણમાં થયેલ જોવામાં આવે છે, અને હીજરી સન ૫૦ પછી તો એટલે ઇમામ હસન અ૦ની શહાદત પછી તો છૂટથી વર્ણન લીધું; કારણ કે ઇસ્લામ અને ઇસ્લામીઓના ભલાઇની ખાતર ઇમામ હુસેન અ૦મે ત્યારથી જ પોતાનું જીવન રાજદ્વારી ચર્ચામાં ઝંપલાવેલ છે.

અમીર મોઆવીયાહના અસંખ્ય અત્યાચાર માટે મુસલમાનોનાં મુખ્ય બન્ને ટોળાં એટલે સુન્નીશીઆ બન્નેનો એક મત છે, બન્નેના મતના ઐતિહાસિક પુસ્તકોમાં તેનું વર્ણન છે; અને તે સાથે તેમણે અંતઃકાળ વખતે કરેલ પ્રશ્રાત્તાપની પણ બન્નેનાં પુસ્તકોમાં નોંધ છે. પણ દુનિયાનો ન્યાય તેને સાચા પ્રશ્રાતાપ તરીકે કબુલ રાખતો ન હોવાથી; અમોએ પણ તેને પ્રપંચી પસ્તાવાના નામથી ઓળખાવેલ છે.

આ પુસ્તકમાં અમે સુન્ની કે શીઆ બેમાંથી કોઇના મત તરફ ખેંચાયેલ નથી. સ્વતંત્રપણે જે અમને સત્ય લાગ્યું તે જ લખેલ છે અને તે માટે કોઇ પણ હિન્દુમુસલમાનને આ પુસ્તક માંહેનો ગમે તે વિષય ક્યા પુસ્તકને આધારે લીધો તે કહેવાને અમે તૈયાર છીએ.

આ પુસ્તક માંહેનો કોઇ પણ વિષય કલ્પિત—યોજી કાઢેલ નથી. કોઇ કોઇ ઠેકાણે સત્યાગ્રહનાં રહસ્યને વધારે ખુલાસાથી સમજાવવા સવાલ જવાબમાં વધારો કરેલ છે; અને આ પુસ્તક કાંઇ એકલું ભાષાંતર જ ન હોવાથી કોઇ કોઇ ઠેકાણે સત્યને વધારે સ્પષ્ટ શબ્દોમાં સમજાવવા ટૂંકા વિષયને લંબાવવો પડયો છે અને લાંબા વિષયને ટૂંકમાં લેવો પડયો છે; પણ કોઈ ઠેકાણે મૂળ મુદ્દાથી દૂર ગએલ નથી.

દરેક અભણ માણસ પણ સાંભળી સમજી શકે માટે ભાષા તદ્દન સરળ વાપરેલ છે અને કેટલેક ઠેકાણે અરબી, ફારસી અને ઉર્દુ શબ્દો ખાસ ઇચ્છાથીજ એટલા માટે એમજ રહેવા આપેલ છે કે સામાન્ય હિન્દુ ભાઇઓ પણ ઇસ્લામી ભાષાના એવા ખાસ ખાસ શબ્દોના અર્થથી જાણીતા થાય; અને તે માટે ન સમજાય તેવા દરેક શબ્દોની સાથે તેના અર્થ પણ આપેલ છે;

આએ પુસ્તકના ગ્રાહકો અને ચાહકોને ચાર વરસ જેટલો લાંબો સમય જે વાટ જોવી પડી છે તે માટે અમે ઘણા દિલગીરી સાથે ક્ષમા ચાહીએ છીએ અને તે અનિવાર્ય અડચણોને આભારી છે.

આએ પુસ્તકમાં પ્રુફો સુધારતાં નજરચૂકથી અવશ્ય ભૂલો રહી ગઇ છે પણ તે અમારાં એકલાં મગજપર ઝાઝા બોજાનું કારણ છે. વાંચકો ક્ષમા કરી સુધારી વાંચશે એવી આશા છે.

આએ પુસ્તકનાં વાચનથી ગુર્જર પ્રજા સત્ય, સ્વધર્મ

અને સ્વતંત્રતાની કિમ્મત સમજતી થશે તો આએ પુસ્તક લખવાનો હેતુ સફળ થયો સમજાશે.

ભયને કે લોભને વશ થઇ પરતંત્રતાની બેડીઓ પહેરી રાખનાર પ્રજાની અંતે કેવી બુરી દશા આવે છે તે આએ પુસ્તકનાં બીજા ભાગના વાચનથી સમજી શકાશે.

આએ પહેલો ભાગ વાચ્યા પછી વાંચકો બીજા ભાગની જરૂર વાટ જોશે એવી આશા રખાય છે. પ્રભુ બીજો ભાગ લખવાની શકિત જલદી આપો. આમીન.

લી૦ સેવક મોહિબ* તલાંજાવાળાના સલામ.
લીંબડી ( કાઠીયાવાડ )

ઇ.સ. ૧૯૨૬ હીજરી સન ૧૩૪૪ સંવત ૧૯૮૨

---

* અરબીમાં મોહિબ એટલે દોસ્ત થાય છે. તે મેં મારૂં તખલ્લુસ રાખેલ છે.

## આએ પુસ્તકમાં આવેલ અગ્યાર ફોટાનું

# અનુક્રમણીકા.





## આએ પુસ્તક એકસાથે સામટાં ખરીદી ભેટ આપનાર મહાશયોનાં નામ મુબારક.

રૂપીઆ ૬૦૦ની પ્રત ૩૦૦ કલકત્તાવાળા સખી શેઠ **ઇબ્રાહીમભાઇ અલારખ્યાભાઇ રહીમ** ( અસલ વતન કચ્છ ભડલીવાળા ) તરફથી ખરીદાઇ '**મોહિબ**' માસિકના છઠ્ઠાં વર્ષના ગ્રાહકોને તથા જેઓ છઠ્ઠાં વર્ષના મોહિબ માસિકના ગ્રાહકો ન હોય અને સાતમાં વર્ષના '**હસન-અશરી**' માસિકના નવા ગ્રાહક થયા હોય તો તેઓને માટે પણ ભેટ થઇ છે. પણ શરત એટલી કે તેઓ પાસે મોહિબ ઓફીસ કે હસના-અશરી ઓફીસનું આગલું પાછલું લહેણું ન હોય.

અલરહુ સખી શ્રીમંત શેઠે દરેક ગ્રાહકને પુસ્તક મોકલવા પોસ્ટેજ ખર્ચના દરેક પુસ્તકના ચાર આના લેખે ૩૦૦ પુસ્તકના રૂપીઆ ૭૫ પણ મોકલી આપેલ છે.

રૂપીઆ ૭૦ની પ્રત ૩૫ મોમ્બાસા ઇસ્ટ આફ્રીકાવાળા **શેઠ હાજી કરીમભાઇ હાજી હીરજીભાઇ માણેક** ( અસલ વતન કચ્છ નાગલપુરવાળા ) તરફથી ખરીદાઇ મોમ્બાસાના ખોજા મદ્રેસા ( ધાર્મિક સ્કૂલ ) ના બાળકો માટે ભેટ થઇ છે.

**જોઇએ છીએ.** આએ પુસ્તકને સામટાં ખરીદી હિન્દૂ મુસલમાન પ્રજામાં ભેટ કરી સત્ય, સ્વતંત્રતા અને ધર્મની કિમ્મત સમજતા કરવા માટે ભેટ કરનાર સખી શ્રીમંતો જોઇએ છીએ. તેઓ પોતાને હાથે અથવા અમારા હસ્તક વહેંચાવી શકશે અને કોનેકોને આપી તેનું લીસ્ટ પણ જ્યારે માગશે ત્યારે મેળવી શકશે.

**એક સાથે પચીસ ખરીદનારને માટે દરેક પ્રતના રૂપીઆ બે.**

# અનુક્રમણિકા.



# ટુંક શબ્દોની સમજુતી.

જ૦=જનાબે } આ બન્ને શબ્દો માનદાયક છે. જેમ ગુજરા-
હ૦=હઝરત } તીમાં શેઠ વપરાય છે તેમ અરબી ભાષામાં જનાબ અને હઝરત વપરાય છે જેનો સામાન્ય અર્થ સાહેબ થાય છે.

અ૦=અલયહિસ્સલામ. એટલે સલામ થાય તેના ઉપર એક વચન. આ ખુદાના માનવંતા પુરૂષ માટે વપરાય છે. નારીજાતિ માટે અલયહાસલામ. એટલે સલામ થાય તેણીની ઉપર.

અ૦મુ૦=અલયહેમુસ્સલામ. એટલે સલામ થાય તેઓના ઉપર બહુ વચન.

સ૦=સલલ્લાહોઅલયહે. અલ્લાહની રહેમ—દયા હોજો તેના ઉપર. એક વચન. આ શબ્દ ઘણું કરી ખાસ મ્હાન પેગમ્બર હઝરત મોહમ્મદ મુસ્તુફા સ૦ માટે જ વપરાય છે. નારીજાતિ માટે સલલ્લાહોઅલયહા.



ઇમામ હુસેન અ૦ના નાના—મહાન પેગમ્બર સાહેબનો મદીનામાં રોઝો.




વાંચો ઇમામ હુસેન અ૦ની ઓળખાણ. પૃષ્ટ ૧૮.

૭૮૬



## હઝરત ઇમામ

# હુસેનનો મહાન સત્યાગ્રહ.

વલા તકૂલૂ લેમંય્ યુકતલો ફી સબીલિલ્લાહે

અને જે લોકો ખુદાઇ માર્ગમાં કુરબાન થાય, તેઓને

અમ્વાતુમ્ બલ્ અહ્યાઉંવ વલા

તમે મરેલા ન જાણો, અમર સમજો; પણ તે

કિંલ્લા તશ્ઓરૂન.

તમે નથી સમજી શકતા. ( કુર્આન. )

## ( ચોપાઈ. )

શાહસ્ત હુસેન, બાદશાહસ્ત હુસેન:
હુસેન શાહ છે, હુસેન બાદશાહ છે.
દીનસ્ત હુસેન, દીં પનાહસ્ત હુસેન;
હુસેનથકી ઇસ્લામ છે, હુસેન ઇસ્લામના રક્ષક છે,
સર દાદ, ન દાદ, દસ્ત દર દસ્તે યઝીદ:
માથું આપ્યું, પણ ઝુલ્મીસત્તાને શરણે ન થયા.
હક્કાકે બિનાએ, લા એલાહસ્ત હુસેન.
ખરે ઇસ્લામને અમર કરનાર, છે તો હુસેન જ છે.

# ઇમામ હુસેન અ૦ની ઓળખાણ.

ઇમામ હુસેન અ૦ નામે ઇસ્લામી મહાન ધર્મગુરૂ અરબસ્તાનની રેતાળ ઝમીન પર ઇસ્વીસનના સાતમાં સૈકામાં થઇ ગયા છે. તેમનો જન્મ ઇસ્લામી સન પ્રમાણે હીજરી સન ૪ ના માહે શાબાન તારીખ ત્રીજી ને ગુરૂવારે મદીના શહેરમાં થયો હતો. તેમના પિતાજીનું નામ હઝરત અલી અ૦ અને માતાજીનું નામ જનાબે ફાતેમાહ અ૦ હતું. જનાબે ફાતેમાહ તે મ્હાન પેગમ્બર હઝરત મોહમ્મદ સ૦ ની દીકરી હતાં.

ઇમામ હુસેન અ૦ની વધારે ઓળખાણ આપવાની જરૂર નથી, કેમકે તેમને થઇ ગયે આજે ૧૨૮૧ બારસોને એકાસી વરસ થયાં; પણ તેમનું નામ અને કામ દુનિયા ઉપર સૂર્ય મિસાલ રોશન છે. એક ન્હાનામાં ન્હાનું બાળક પણ ઇમામ હુસેન અ૦ ને જરૂર ઓળખશે. તેનું કારણ કે દરેક ગામમાં દરેક સાલ મહોરરમની દસમી તારીખે તાબુત નીકળે છે, અને તે વખને દરેક મુસલમાનનાં મોઢામાં **યા હુસેન, યા હુસેન,** હોય છે. આ દિવસ દરેક સ્કુલ, કોર્ટ અને પોસ્ટ ઓફીસમાં ઇમામ હુસેન અ૦ની યાદમાં જાહેર તહેવાર તરીકે પાળવામાં આવે છે. જેથી ઇમામ હુસેનનાં નામ અને કામની ખ્યાતિ સારી રીતે થવા પામી છે. ઇમામ હુસેન અ૦ ના શહાદતના દિવસને તાબુતના દિવસ તરીકે દરેક હિન્દુ-મુસલમાન ઓળખી શકે છે.

---

# મ્હાન સત્યાગ્રહ એટલે શું ?.

મ્હાન-મ્હોટો. સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ. સત્ય સાથે રહી અસત્ય સામે ઝુંબેશ ઉઠાવી, તેમાં પડતાં સંકટોને સ્વેચ્છાએ સહન કરી, શરીરબળથી નહિ; પણ આત્મબળથી અસત્યને સત્ય તરફ ખેંચવા કોશીશ કરવી તેનું નામ સત્યાગ્રહ.

અધર્મ રાજ્યનું જડમૂળ ઉખેડવા હજારો માણસોનાં

લશ્કર સામે, લોઢાના કિલ્લા જેમ અડગ ઉભા રહી, દમન-નીતિને દુર કરવા હિમ્મત કરવી; તેનું નામ સત્યાગ્રહ.

મારીને નહિ, પણ ઇચ્છાપૂર્વક મરીને; શરીરબળથી નહિ, પણ આત્મબળથી; જુલ્મી સલ્તનતનો નાશ કરી, પ્રજાને ગુલામગીરીમાંથી મુક્ત કરવી તેનું નામ સત્યાગ્રહ.

ઇમામ હુસેન અ૦મે સત્યની સાથે રહી, અસત્યની સામે ઝુંબેશ ઉઠાવી; અધર્મ રાજ્યનું જડમૂળ ઉખેડવા, હજારો માણસોનાં લશ્કર સામે લોઢાના કિલ્લા જેમ અડગ ઉભા રહી; મારીને નહિ, પણ ઇચ્છાપૂર્વક મરીને; શરીર બળથી નહિ, પણ આત્મબળથી; હજારો માણસોને હરાવી, જુલ્મી સલ્તનતનો નાશ કરી, મુસલ્માન પ્રજાના પગમાંથી ગુલામીની બેડીઓ તોડી; જે સત્યાગ્રહમાં શહીદ થયા, તેનું નામ મ્હાન સત્યાગ્રહ.

મ્હાન સત્યાગ્રહ એટલા માટે કે ઇમામ હુસેન અ૦મે જે સત્યાગ્રહ કરેલ છે, અને તેમાં જે જે સંકટો સહન કરેલ છે તે; આજ સુધી દુનિયા પર થઇ ગયેલા કોઇ પણ મનુષ્યે ન સહન કરેલ છે, તેમ ન હવે પછી સહન કરનાર છે. માટેજ ઇમામ હુસેન અ૦ના સત્યાગ્રહને મ્હાન સત્યાગ્રહ કહેલ છે. મુસલ્માનો ઇમામ હુસેન અ૦ને સૈયદુશ્શોહદાના નામથી પણ ઓળખે છે, એટલે તમામ શહીદોથી શ્રેષ્ટ

# કોણની સાથે સત્યાગ્રહ કર્યો ?.



ઇમામ હુસેન અ૦મે યઝીદ બિન મોઆવીયાહ બિન અબુસુફયાન સાથે સત્યાગ્રહ કર્યો હતો. જેનો જન્મ હીજરી સન ૨૬ માં દમસ્શક ( Deemascus–દીમાસ્કસ ) માં થયો હતો. તેના બાપનું નામ મોઆવીયાહ અને તેની માનું નામ મયસુના કરીને હતું. મયસુના બહ્જલ બિન અનીફની દીકરી હતી, અને તે દમસ્શકથી કેટલેક છેટેનાં ગામડામાં રહેતો હતો.

એક વખત મોઆવીયાહના કેટલાક ખાસ માણસો કોઇ પણ કામે તે ગામ જઇ ચડયા, અને ત્યાં તેઓએ આ મયસુનાને જોઇ. મયસુના ઘણી રૂપવંતી હતી. જેથી તેઓએ તેણીને મોઆવીયાહ માટે પસંદ કરી, અને તેણીને મોઆવીયાહ પાસે ચાલવા કહ્યું; પણ તેણી પોતાના બાપના ગુલામ નામે સફ્ફાહ સાથે પ્રેમમાં પડી હતી, અને તે થકી તેણીને ગર્ભ રહ્યો હતો. જેથી તેણીએ મોઆવીયાહ પાસે ચાલવા ચોકખી ના પાડી; પણ મોઆવીયાહના માણસો તેણીને બળાત્કારે મોઆવીયાહ પાસે લઇ ગયા. મોઆવીયાહએ તેણીને પોતાની સાથે નિકાહ કરવા કહ્યું. તેણીએ સાફ ના પાડી. આથી મોઆવીયાહએ ગુસ્સે થઇ તેણીની સાથે જબરાઇથી નિકાહ કર્યા. જેથી બંનેમાં અણબનાવ થયો.

• એમ કરતા મુયસુનાના ગર્ભના દિવસો પણ પુરા થયા, અને પ્રસવતાનો પ્રસંગ નજીક આવ્યો. છેવટે તેણીએ એક છોકરાનો જન્મ આપ્યો, અને તેનું નામ યઝીદ રાખ્યું.

યઝીદનો જન્મ થવા છતાં પણ મોઆવીયાહ અને મયસુના વચ્ચે એમજ અણબનાવ ચાલ્યા કરતો.

એકવારને સમયે કોઇ પણ કારણસર મોઆવીયાહ મયસુના ઉપર ગુસ્સે થયો. મયસુના સાંપણની જેમ છંછેડાઇ ઉઠી, અને આવેશમાં ને આવેશમાં મોઆવીયાહના ધિક્કારમાં કેટલાંક કાવ્ય કહ્યાં. મોઆવીયાહ ભારે રોષે ભરાણો. પણ તેણી એક પાટવી કુંવરની મા હોવાથી કતલ ન કરતા, તેણીને તલાક આપી છુટા છેડયા કર્યા; અને તેણીને તેણીના બાપ પાસે મોકલી આપી.

આથી તેણી ભારે રાજી થઇ. કારણ કે તેણીનો પ્રેમ તેણીના બાપના ગુલામ સફ્ફાહ ઉપર હતો; જેથી તેણી પોતાના બાપને ત્યાં આનંદથી દિવસો કાઢવા લાગી.

* * *

યઝીદ મ્હોટો થયો, અને પોતાના બાપ પાસેથી શિકારની રજા લઇ; પોતાની માને મળવા આવ્યા કરતો હતો. છેવટે જે વખતે મોઆવીયાહની જીંદગી ખલાસ થઇ, તે વખતે પણ તે તેની મા પાસે હતો; અને મોઆવીયાહના ગુજરી જવા પછી ત્રીજે દિવસે આવ્યો હતો.



# ઊંડી અદાવત.



યઝીદનો દાદો અબુસુફયાન ઇસ્લામ લાવ્યા અગાઉ મ્હાન પેગમ્બર સાહેબ સામે પોતાના કુટુંબીઓ બની ઉમૈયાને સાથે લઇ કેટલીક વખત લડવા આવ્યો હતો, અને લડ્યો હતો; પણ મ્હાન પેગમ્બર સાહેબનું કુટુંબ બની હાશમ બહાદુરીમાં પ્રખ્યાત અને એક્કા હોવાથી દરેક વખતે હાર ખાઈ પાછો ગયો હતો. જેથી બની ઉમૈયા અને બની હાશમ વચ્ચે વેર બંધાયું હતું. તેમાં ખાસ બની ઉમૈયાનું વેર મ્હાન પેગમ્બર સાહેબના કાકા જનાબે હમઝા અને હઝરત અલી અ૦ સાથે વધારે હતું. કારણ કે જનાબે હમઝા અને હઝરત અલી અ૦ની તલવારે બની ઉમૈયાનો સારો ઘાણ કાઢ્યો હતો. તેમાં જનાબે હમઝા તો તેઓ વચ્ચે લડાઇઓ પૈકી એક લડાઇ જંગે ઓહદમાં શહીદ થયા હતા, અને તેમનાં કલેજાને કાઢી અબુસુફયાનની ક્રુર સ્ત્રી હિન્દાએ ચાવી જનાબે હમઝા ઉપરના વેરને વસુલ કર્યું હતું.

પણ હઝરત અલી અ૦થી વેર વસુલ કરવાને અબુસુફયાનને વખત ન મળ્યો. કારણ કે પછી તો દિનપ્રતિદિન ઇસ્લામની ચડતી થવા લાગી, અને મુસલ્માનોનું બળ વધવા લાગ્યું. તે એટલે સુધી કે અબુસફયાનને પણ તેમનાં કુટુંબ સહિત લાચારીએથી મુસલ્માનોનાં ટોળામાં મળવું પડયું હતું.

# દિલમાં દુશ્મની.



અબુસુફયાન જાહેરમાં તો પોતાનાં કુટુંબ સાથે મુસલ્માન થયો હતો, પણ તેનાં દિલમાં ઇસ્લામના સ્થાપક અને વ્યવસ્થાપક મ્હાન પેગમ્બર સાહેબ અને હઝરત અલી અ૦થી ઠાંસી ઠાંસીને દુશ્મની ભરી હતી; અને તે એજ આશયથી મુસલ્માન થયો હતો કે કોઇ પણ રીતે મ્હાન પેગમ્બર સાહેબ પાસેથી સારી પદવી મેળવી, મુસલ્માનના સમુહને પોતાના મતમાં ભેળવી, મ્હાન પેગમ્બર સાહેબ અને હઝરત અલી અ૦થી તેઓનાં દિલને ફેરવી, તેઓની સામે વિગ્રહ જગાવી વેરને વસુલ કરવું.

પણ તેમની તે ઇચ્છા પાર ન પડી. કારણ કે પેગમ્બર સાહેબ તેમની છૂપી ઇચ્છાને જાણવાવાળા હતા. વળી તેમનાં કુટુંબના ક્રૂર સ્વભાવથી પણ માહિતગાર હતા, જેથી તેને તો શું ? પણ તેનાં આખા કુટુંબમાંથી કોઇને પણ મ્હાન પેગમ્બર સાહેબે પોતાની જીંદગી પર્યન્ત કાંઇ પણ પદવી અનાયત કરી નહિ. તેઓમાના મરવાન બિન હકમને તેના દુષ્ટ કામોને લીધે પેગમ્બર સાહેબે હદ પાર કર્યો હતો, અને અબુસુફયાનના મ્હોટા છોકરા યઝીદને લાઅનત-ફટકાર—ધિક્કારની સજા ફરમાવી હતી.



# ઉમૈયામાં અમલદારી.



હીજરી સન ૧૧ માં મ્હાન પેગમ્બર સાહેબ સ્વર્ગવાસી થયા, અને તેમની જગ્યાએ થોડાક સ્વાર્થી મુસલ્માનોના મતથી હઝરત અબુબકર બિન અબુકહાફા ખિલાફતની ગાદી પર આવ્યા.

જો કે પેગમ્બર સાહેબનો તો એજ હુકમ હતો કે પોતાની પછી હઝરત અલી અ૦ ખિલાફતની ગાદી ઉપર બેસે. પણ કેટલાકે દુનિયાની સલ્તનતના સ્વાર્થને લીધે પેગમ્બર સાહેબનો આ હુકમ તોડયો, અને હઝરત અબુબકર પ્રથમ ખલીફા તરીકે મુકરરર થયા.

હઝરત અબુબકર ઘણી ખરી રીતે મ્હાન પેગમ્બર સાહેબના વર્તન પ્રમાણે ચાલનારા હતા, જેથી તેમણે બની ઉમૈયામાંથી કોઇને પણ સારી પદવી પર ચડાવ્યા નહિ.

હીજરી સન ૧૩ માં તેમણે પણ દુનિયા છોડી, અને પરલોક ગમન કર્યું. તેમની પછી તેમના હુકમ પ્રમાણે હઝરત ઉમર બિન ખત્તાબ ખિલાફતની ગાદી ઉપર આવ્યા.

તેમણે હકીમ અબુ ઓબયદાની સરદારી નીચે શામના ઇલાકા પર ચઢાઇ લઇ જવા એક જંગી લશ્કર મોકલ્યું. અને તેના મદદગાર તરીકે યઝીદ બિન અબુસુફયાન કે જેને મ્હાન પેગમ્બર સાહેબે લાઅનત—ફટકારની સજા ફરમાવી હતી, તેને

સાત હજાર બહાદુરોનો સરદાર નીમી; શામ તરફ રવાના કર્યો.

આ વખતે અબુસુફયાનની હયાતી હતી. અને તેની જેવા એક જંગથી પાવરધા અને કસાએલ શખ્સને છોડી. તેના મ્હોટા છોકરા યઝીદને બીજા ખલીફા સાહેબ પસંદ કરે; તે બનાવા જોગ ન હતું. પણ અબુસુફયાનને વૃદ્ધાવસ્થાને લીધે અંધાપો આવી ગયો હતો, તેથી લાચારીએ તેના મ્હોટા છોકરા યઝીદને પસંદ કરવો પડ્યો હતો.

અબુસુફયાન તેના મ્હોટા છોકરા યઝીદને સરદારી મળવાથી ભારે ખુશી થયો હતો. તેને હવે હઝરત અલી અ૦થી વેર વાળવાનાં સ્વપ્ના આવતાં હતાં, અને તેવા ખબર સાંભળી પોતાની આંખોને ઠંડી કરવાને તે રાત દિવસ ઉત્સુક હતો. પણ તેની જીંદગીએ યારી ન આપી—દગો દીધો. હજુ તો તે સમય આવવાને લાંબી મુદ્દત હતી. એટલામાં તો તે પોતાને માર્ગે પડ્યો—મરી ગયો.

* * *

ઇસ્લામી લશ્કર શામ પહોંચ્યું. શામી લોકો ઇસ્લામીઓનાં ઉછળતા બળને ઝીલી ન શકયા. મુસલ્માનોએ શામનો કબ્જો લીધો, અને બીજા ખલીફા સાહેબના હુકમથી ત્યાંનો ગવર્નર એજ હકીમ અબુ ઓબયદા થયો.

તે ટુંક મુદ્દત ગવર્નરી ભોગવી ગુજરી ગયો, અને તેની જગ્યાએ યઝીદ બિન અબુસુફયાન આવ્યો. તે પણ બે વરસ

પછી મરી ગયો, અને તેની જગ્યાએ તેનો ન્હાનો ભાઇ મોઆવીયાહ બિન અબુસુફ્યાન શામનો ગવર્નર થયો.

# ઇસ્લામી સલ્તનત ઉમૈયામાં.

મોઆવીયાહ બિન અબુસુફ્યાને શામની ગવર્નરી ચાર વરસ ભોગવી, એટલામાં તો બીજા ખલીફા સાહેબ તેમના દુશ્મનના હાથથી સખ્ત ઝખ્મી થયા; અને એજ ઝખ્મનાં કારણથી ત્રણ દિવસ પછી હીજરી સન ૨૩ માં આ ક્ષણભંગૂર સંસાર છોડી, કાયમની જીંદગી ધારણ કરી. તેમની પછી તેમની નીમેલ ૭ જણની કમીટીના ઝાઝા મતથી હઝરત ઉસ્માન બિન અફ્ફાન ખિલાફતની ગાદી ઉપર આવ્યા જે કે બની ઉમૈયામાંથી હતા.

# ઉમૈયાની અવનતિમાંથી ઉન્નતિ.

મ્હાન પેગમ્બર સાહેબના અને પહેલા ખલીફા સાહેબના સમય સુધી તો બની ઉમૈયા એકદમ અવનતિની સ્થિતિમાં રહ્યા, પણ બીજા ખલીફા સાહેબના સમયમાં તેઓની ચડતીનો સિતારો ચમક્યો; અને ત્રીજા ખલીફા સાહેબના સમયમાં તો

તેઓની ચડતીનો સૂર્ય પ્રકાશ્યો. એટલે કે તેઓની અવનતિમાંથી એકાએક ઉન્નતિ થઇ.

કારણ કે ત્રીજા ખલીફા સાહેબ બની ઉમૈયામાંથી હોવાને લીધે, તેમની લાગણી પોતાનાં કુટુંબીઓ તરફ ખેંચાણી. કેટલાકોને પદવી આપી, અને કેટલાકોને માલ બક્ષી માલામાલ કર્યા. આગળના ખલીફા સાહેબોએ જેને જેને અને જ્યાં જ્યાં ગવર્નરો નીમ્યા હતા, તેઓ તમામને ત્યાંથી બરતરફ કરી; તેઓની જગ્યાએ પોતાનાં કુટુંબીઓને મુકરરર કર્યા. એક જે શામના ઇલાકાનો ગવર્નર મોઆવીયાહ બિન અબુસુફ્યાન જે કે બની ઉમૈયામાંથી હતો, તેને તેની જગ્યા ઉપર કાયમ રહેવા આપ્યો.

મરવાન બિન હકમ કે જેને પેગમ્બર સાહેબે પોતાની હયાતીમાં હદપાર કર્યો હતો, અને પહેલા ખલીફા સાહેબે તેથી દસ ગાઉ દુર કાઢયો હતો, અને બીજા ખલીફા સાહેબે તેથી પણ વધારે દસ ગાઉ દુર ધકેલ્યો હતો; તેને ત્રીજા ખલીફા સાહેબે બોલાવી, પાંચ લાખ રૂપિઆ આપી પોતાનો વઝીર બનાવ્યો. કારણ કે તે પણ બની ઉમૈયામાંથી જ હતો.

## એક તરફી ઇન્સાફ!.



આવી રીતે ત્રીજા ખલીફા સાહેબના સમયમાં એક તરફી ઇન્સાફ! મળવા લાગ્યો. બની ઉમૈયાનાં કુટુંબના

માણુસો સિવાય કોઇ પણ માણુસ રાજ્યદ્વારી પ્રકરણમાં ભાગ લઇ શકતો નહિ. કારણ કે રાજ્ય કારોબાર કરવામાં દરેક ઠેકાણે બની ઉમૈયાજ અગ્ર ભાગ ભોગવતા. ઊંચામાં ઊંચી પદવી તો બની ઉમૈયા માટે, અને નીચામાં નીચા જગ્યા તો પણ બની ઉમૈયા માટેજ તૈયાર રહેતી. તે સિવાય કોની મજાલ હતી કે ત્રીજા ખલીફા સાહેબના વખતમાં રાજ્યની નોકરી મેળવી શકે ?. જેથી રાજ્યના નોકરોમાં જ્યાં જોઇએ ત્યાં બની ઉમૈયા જ નજરે પડતા.

વઝીર તો બની ઉમૈયા, ગવર્નરો તો બની ઉમૈયા, કાઝીઓ—ન્યાયાધીસો તો બની ઉમૈયા, વસુલાતી અધિકારીઓ તો બની ઉમૈયા, કોટવાલો—ફોઝદારો તો બની ઉમૈયા, આલીમો—ધર્મગુરૂઓ તો બની ઉમૈયા, વાએઝો—ઉપદેશકો તો બની ઉમૈયા, ખતીબો—ખુત્બો ભણુનારાઓ તો બની ઉમૈયા, કાતીબો—કાગળ લખવાવાળા મુન્શીઓ તો બની ઉમૈયા, ખઝાનચીઓ તો બની ઉમૈયા, સરદારો તો બની ઉમૈયા, અને સિપાઇઓ તો પણ બની ઉમૈયા. જ્યાં જોઇએ ત્યાં બની ઉમૈયા બની ઉમૈયા ને બની ઉમૈયા* બની ઉમૈયા સિવાય રાજ્યની નોકરી કોઇને માટે ખાલી ન હતી, અને બની ઉમૈયા માટે રાજ્યની નોકરી કોઇ દિવસ બંધ ન હતી.

---

* જુઓ 'ઝિબ્હ અઝીમ' પાને ૮૫ ની છેલ્લી લીટીઓ.
'મોહિબ.'

# સાચું કહેવાવાળાઓને સજા.



તે વખતમાં બની ઉમૈયાનો જુલ્મી દોર એટલે દરજ્જે ચાલતો હતો કે કોઇ પણ સાચું કહી શકતો ન હતો, અને જે સાચું કહેતો હતો તે બની ઉમૈયાના હાથના માર ખાધા વગર પણ રહેતો ન હતો. તો પણ તે સમયમાં માર ખાઇને પણ સાચું કહેવાવાળા સત્યવકતાથી ઝમાનો ખાલી ન હતો. તેવા સમય માટે અગાઉથી જ અલ્લાહતઆલા અમ્મારે યાસીર અને અબુઝર ગફ્ફારી જેવા સત્યવકતાનો જન્મ આપી ચુકયો હતો. તેઓ તેઓને સત્ય વચનો કહેતા હતા, અને માર ખાતા હતા.

એક વખત અમ્મારે યાસીર કે જેમને માટે પેગમ્બર સાહેબે ફરમાવેલ કે, 'તે માથાથી તે પગ સુધી ધર્મ પરની શ્રદ્ધામાં ભરપુર છે.' તેમને એટલા માર્યા એટલા માર્યા કે તે બિચારા બેહોશ થઇ ગયા, જેથી તેમને ઝોળીમાં નાખી ઘરે લઇ જવા પડયા હતા. તો પણ સત્ય માટે તેમની એજ સ્થિતિ રહી–સત્ય કહેવું ધરાર છોડયું નહિ.

અને અબુઝર ગફ્ફારીનાં તો સત્ય વચનો તેઓ સહન કરી શકયા નહિ, જેથી તેમને તો વૃદ્ધાવસ્થામાં દેશનિકાલ કર્યા. તેઓ બિચારા જંગલમાં ભટકી ભુખનાં દુઃખ સહન કરી, પોતાની આયુષ્ય એવે સ્થળે પુરી કરી કે જ્યાં તેમને કોઈ ગુસલ, કફન અને દફન કરવાવાળું પણ ન હતું. ખુદાની

કુદરતથી તે વખતે ત્યાં તેમના દોસ્તોનો એક કાફલો આવી ચડયો, જેથી તેઓએ તેમને માન ભરી નજરથી ગુસલ કફન આપી દફન કર્યા હતા.



# અન્યાયનો અંજામ.

ત્રીજા ખલીફા સાહેબના આવી રીતના અન્યાયનો અંજામ—પરિણામ સારૂં ન આવ્યું. બાર વરસ સુધી ઇસ્લામી રૈયતે અન્યાય સહન કર્યો. અરબ જેવી પાણીવાળી પ્રજા તેથી વધારે વરસ સબર ધરી—સહન કરી ન શકી. રૈયતમાં બળવો જાગ્યો, અને ખલીફા સાહેબનાં ઘર ઉપર ચડી આવ્યા—ઘેરો ઘાલ્યો. તેમાં મ્હોટે ભાગે મીસરવાળા હતા.

આવી રીતે તો કેટલીક વખત આગળ પણ લોકો ચડી આવ્યા હતા. પણ દરેક વખતે હઝરત અલી અ૦ વચ્ચે પડી, ખલીફા સાહેબથી ખુદા અને ખુદાના રસુલ—મ્હાન પેગમ્બર સાહેબના હુકમ મુજબ ન્યાયથી વર્તવા વચન લઇ, લોકોને સમજાવી બળવો બેસારી આપતા હતા.

છતાં પણ ન્યાયથી ન વર્તતા હોવાથી આ વખતે લોકોની લાગણી એકદમ ઉશ્કેરાઇ ગઇ હતી; જેથી બે મહીના સુધી ખલીફા સાહેબનાં ઘર ઉપર ઘેરો રહ્યો. છેવટ હીજરી સન ૩૫ માં ખલીફા સાહેબ કતલ થયા.

# સત્ય પોતાને સ્થળે.



ત્રીજા ખલીફા સાહેબના કતલ પછી હવે ખલીફા કોને નીમવા ? તે મુસલમાન પ્રજા સમક્ષ પ્રશ્ન આવી ઉભો રહ્યો. સર્વની નજર હઝરત અલી અ૦ ઉપર હતી, જેથી આખી પ્રજાના મતે હઝરત અલી અ૦ ચોથા ખલીફા તરીકે ખિલાફતની ગાદી પર આવ્યા.

સત્ય છેવટ પોતાને સ્થળે આવવાથી મુસલમાન પ્રજામાં ભારે ખુશી ફેલાણી હતી. મદીનાની સ્ત્રીઓ પરદા પાછળ ઉભી ઉભી, હઝરત અલી અ૦ને મુબારકી-વધામણીના સંદેશા મોકલી રહી હતી. આવી રીતે હીજરી સન ૩૫ ના જીલહજ મહીનાની ૧૮ મી તારીખ અને શુક્રવારનો દિવસ, મુસલમાન પ્રજામાં **ખિલાફત** ડે તરીકે ખુશી આનંદમાં પસાર કરવામાં-ઉજવવામાં આવ્યો હતો.

---

# ન્યાય અમલનો નતીજો.



હઝરત અલી અ૦એ ખિલાફતની ગાદી પર આવ્યા પછી બીજે દિવસે લોકોને મસજીદમાં ભેગા થવા હુકમ કર્યો. લોકો ભેગા થયા. આપ મીમ્બર-મ્હાન પેગમ્બર સાહેબના તખ્ત

સાદાઇમાં સર્વથી શ્રેષ્ઠ—હજરતઅલી અને નજફમાં રોઝો.




વાંચો. સત્ય પોતાના સ્થળે. પૃષ્ટ ૩૨. ન્યાય અમલનો નતીજો. પૃષ્ટ ૩૨. નવા ગવર્નરોની નીમણુંક. પૃષ્ટ ૩૬. પ્રમાણિકતાનો પુરાવો. પૃષ્ટ ૩૮. ઇન્સાફની અપૂર્વતા. પૃષ્ટ ૪૦. સાદાઇમાં સર્વથી શ્રેષ્ટ પૃષ્ટ ૪૧. સત્ય સંકટમાં. ૪૫. કેવટ સુધીની સાદાઇ. પૃષ્ટ ૮૦. સરદારોને કતલ કરવા સલાહ પૃષ્ટ ૮૨. સત્ય હસનનાં સ્વરૂપમાં. પૃષ્ટ ૮૬. સ્વાર્થ વગરની સેવા. પૃષ્ટ ૯૬.

પર તશરીફ લઇ ગયા. પ્રથમ કુઆઁન શરીફ માંહેની આએ આયત—શ્લોક ભણ્યા. '**અલહમ્દુ લિલ્લાહે અલા એહસાનેહી, લકદ્ રજઅલહક્કો એલા મકાનેહી**' એટલે ખુદાનો એહસાન અને શુકર છે કે સત્ય પોતાને સ્થળે પાછું ફર્યું.

પછી શ્રોતાઓને સારી સલાહ અને શિખામણની વાતો સંભળાવી; છેવટ જાહેર કરી આપ્યું કે, 'આવતી કાલે મુસલ્માનોના માલની ખુદા અને ખુદાના રસુલ સ૦ના હુકમ મુજબ ન્યાયથી વહેંચણી થશે, માટે હાજર રહેજો.'

* * *

હઝરત અલી અ૦ના હુકમ મુજબ બીજે દિવસે લોકો સર્વે મસજીદમાં હાજર થયા. લોકોની ગણુતરી કરી, અને દીનારની ગણતરી કરી. લોકોની સંખ્યા એક લાખની થઇ, અને દીનાર ત્રણ લાખ—સાડા સાત લાખ રૂપિઆ થયા. હુકમ આપ્યો કે પેગમ્બર સાહેબના સમયમાં જેવી રીતે વહેંચણી થતી હતી, તેવી રીતે સર્વેને સરખે ભાગે વહેંચણી કરો; એટલે કે દરેકને ત્રણ ત્રણ દીનાર—સાડા સાત સાત રૂપિઆ આપો. પછી જોઇએ તો તે ન્હાનો હોય કે મ્હોટો હોય, ગુલામ હોય કે આઝાદ હોય, શેઠ હોય કે ચાકર હોય; પણ દરેકને ન્યાયથી સરખે ભાગે મળે. તમારામાં કોઇ દીનદાર—ધર્મશીલ હોય, પરહેઝગાર—નીતિવાન હોય, કે હક પરસ્ત—સત્યની સેવા કરનાર હોય; તેનો બદલો તેઓને ખુદા જરૂર આપશે, પણ મારી પાસે તો ખુદાના સર્વે બંદા સરખા છે. પછી તે અજમ હોય કે અરબ હોય, મોહાજીર—પેગમ્બર સાહેબ સાથે હીજરત

કરનાર હોય કે અન્સાર-પેગમ્બર સાહેબના મદદગાર હોય; સર્વેનો હક સરખો છે. અને પેગમ્બર સાહેબ પણ આવીજ રીતે વહેંચણી કરતા હતા, તે તમારામાના કેટલાક કયાં નથી જાણતા ?.

હઝરત અલી અ૦ના ઇન્સાફી હુકમાનુસાર સર્વને સરખે ભાગે-ત્રણ ત્રણ દીનાર વહેંચી દીધા. હઝરત અલી અ૦મે પણ સામાન્ય મુસલ્માનની માફક પોતાના ત્રણ દીનાર લીધા. પછી સર્વે સભાજનો વિસર્જન થયા.

જેઓનાં જીગરમાં ઇન્સાફની જગ્યા હતી, તેઓ તો હઝરત અલી અ૦ના આવા નિષ્પક્ષપાત ન્યાયના વખાણ કરતા ચાલ્યા ગયા; પણ જેઓનાં દિલ ઇર્ષાથી ભરપૂર હતાં, અને આગળના ખલીફાઓના વખતમાં અન્યાયથી ઉંબ ગળે ખાઇ, વૈભવ ભોગવેલાં હતાં.*તેઓને આ ન્યાય ન ગમ્યો. વિધવિધ પ્રકારની વાતો કરી, હઝરત અલી અ૦ની વિરૂદ્ધતામાં પગ મૂકયો.

---

*પેગમ્બર સાહેબના સમયમાં સર્વને સરખી બક્ષીશ મળતી હતી. પહેલા ખલીફા સાહેબે તેમાં થોડો ઘણો ફેરફાર કર્યો. બીજા ખલીફા સાહેબે તેમાં નંબર પાડયા. પ્રથમ નંબરમાં બદરની લડાઇમાં ભાગ લેનારાઓને ગણ્યા. બીજા નંબરમાં મોહાજીર-પેગમ્બર સાહેબ સાથે હીજરત કરનારાઓને, અને અન્સાર-પેગમ્બર સાહેબના મદદગારોને; ત્રીજા નંબરમાં મોહાજીર અને અન્સારો સિવાયનાઓને; ચોથા નંબરમાં પેગમ્બર

પેગમ્બર સાહેબના સમય પછી ઇસ્લામી પ્રજાની નાડીમાં થતા ફેરફારથી હઝરત અલી અ૦ ખુબ વાકેફ હતા, અને પોતાના ન્યાયના નતીજા-બદલામાં શું પરિણામ આવે તેમ હતું? તેથી પણ હઝરત અલી અ૦ બરાબર જાણીતા હતા. પણ આખી દુનિયાની દુશ્મની સામે પણ હઝરત અ૦ પોતાના ન્યાયને છોડે તેમ કયાં હતા? અને રાજ્ય માટે પ્રપંચ કરી સૌનાં મનને મનાવવા હઝરત અલી અ૦ ચાહતા ન હતા. તેથી જ હઝરત અલી અ૦ના ગાદી પર આવવાની સાથેજ રૈયતમાં બેદિલી ફેલાણી, અને તેઓની વિરૂદ્ધમાં એક પક્ષ ઉભો થયો.

---

( ૩૪ પેઝની ટીકા. )

સાહેબના અસ્હાબો-સોબતીએ.ને; પાંચમાં નંબરમાં અરબોને; અને છઠ્ઠા નંબરમાં અજમના લોકોને ગણ્યા હતા.

આવી રીતે બીજા ખલીફા સાહેબે ચડતા ઉતરતા નંબર ગણી, બક્ષીશ પણ નંબરના પ્રમાણમાં ઓછી વધુ આપવાનો હુકમ કાઢયો હતો.

પણ ત્રીજા ખલીફા સાહેબે તો આ તમામ માથાકુટ જ મૂકી આપી હતી. બની ઉમૈયા સિવાય કોઇને આપવાને તેમનો ન્યાય સદાય ના જ પાડતો હતો.

'મોહિબ.'

# નવા ગવર્નરોની નીમણુંક.



પછી હઝરત અલી અ૦મે રાજ્ય વ્યવસ્થા કરવી શરૂ કરી. ત્રીજા ખલીફા સાહેબના સમયમાં જે જે ઠેકાણે જે જે ગવર્નરો નીમાયેલ હતા, તે તમામ અનીતિવાન અને અત્યાચારી–ઝુલ્મી હતા. તેથી તેઓની ફેરબદલી કરવાની પ્રથમ ફરજ હઝરત અલી અ૦ ઉપર આવી પડી. હઝરત અલી અ૦મે દરેક જગ્યા માટે લાયક, ધર્મશીલ, સહનશીલ, નીતિવાન, પરોપકારી અને સત્યવાદી ગવર્નરો પોતાની આખી પ્રજામાંથી ચુંટી કહાડ્યા.

તેમાંથી બસરામાં અબ્દુલ્લાહ બિન આમેરની બદલીમાં ઉસ્માન બિન હનીફ અન્સારીને મોકલ્યા. અબ્દુલ્લાહ બિન આમેરને પોતાની પદવી ઝુંટવાઇ જવાના, અને પોતાને બદલે ઉસ્માન બિન હનીફ અન્સારીને આવવાના ખબર મળવાથી: પોતે જુમાઅ મસ્જીદમાં સભા ભરાવી, અને હઝરત અલી અ૦થી સખ્ત વિરૂદ્ધ ભાષણ કર્યું. સભાજનોએ તેનાં આવાં અવિચારી કાર્ય તરફ અણગમો બતાવી ઠપકો આપ્યો. આથી તે લાચાર થઇ અર્ધી રાતના મદીના ભાગી ગયો, અને તેની જગ્યા ઉપર તેની બદલીમાં મોકલેલ ઉસ્માન બિન હનીફ અન્સારી આવ્યા.

કૂફામાં અબુમુસા અશઅરી હતો. તેની જગ્યાએ અમ્મારા બિન હેસાનને મુકરરર કર્યો. અમ્મારા બિન હેસાન

કૂફાની ખટપટી પ્રજા સામે ટકી શક્યો નહિ, જેથી હઝરત અલી અ૦એ સદ્વર્તનનાં વચનો સાથે અબુમુસા અશઅરીને જ તેની જગ્યા પર કાયમ રહેવા આપ્યો.

મીસરમાં અબ્દુલ્લાહ બિન અબીશરહ હતો, તેને ઠેકાણે કેસ બિન સાઅદ અબ્બાદા અન્સારીને મોકલ્યો.

યમનમાં મોઅલ્લા બિન ઉમૈયહ હતો, તેની બદલીમાં અબ્દુલ્લાહ બિન અબ્બાસ બિન રબીઆને રવાના કર્યો. મોઅલ્લા બિન ઉમૈયહને પોતાની જગ્યા ઉપર બીજો ગવર્નર આવવાના સમાચાર મળતા જ, ખઝાનામાંથી ચારસો ઊંટ સોનાનું નાણું લઇ ભાગી ગયો.

શામમાં બીજા ખલીફાના વખતથી જે મોઆવીયાહ બિન અબુસુફ્યાન હતો, તેને ઠેકાણે સહલ બિન હનીફ અન્સારીને નીમી મોકલ્યો. પણ મોઆવીયાહ સોળ વરસથી એકનેએક ઠેકાણે ગવર્નરી કરતો હોવાથી, તેણે શામની આખી પ્રજાને ફરેબ-પ્રપંચ અને લાંચ-રૂશ્વત તેમજ તલવારના ડરથી; પોતાની કરી લીધી હતી. તેથી તેણે હઝરત અલી અ૦ ની આણને ન માની, અને તેમણે મોકલેલ ગવર્નરને ટકવા ન આપ્યો; જેથી તે હઝરત અલી અ૦ પાસે પાછો આવ્યો.

હઝરત અલી અ૦ના ન્યાયથી રીસાઇ એક ટોળું તો વિરૂદ્ધ થઇ બેઠું હતું, ત્યાં નવા ગવર્નરોની નીમણુંક• થવાથી જુના ગવર્નરો હઝરત અલી અ૦ સામે પોતાનો પક્ષ જમાવવા લાગ્યા.

અરબ જેવી અજ્ઞાન અને ઝનુની પ્રજા પાસે હઝરત અલી અ૰ના નિર્મળ ન્યાય, અને ચોકખા ઈન્સાફની કદર આ રીતે થઈ!.

# પ્રમાણિકતાનો પુરાવો.

હઝરત અલી અ૰ એક વખત રાતના, બયતુલ માલ–સરકારી ખઝાનાના હિસાબની તપાસ કરતા હતા. એટલામાં તલ્હા અને ઝુબેર કોઈ પણ પ્રાંતની હુકુમત–ગવર્નરી મેળવવાની આશાએ હઝરત અલી અ૰ પાસે આવ્યા. આથી હઝરત અલી અ૰મે જે બત્તી બળતી હતી, તેને ઓલવી; બીજી બત્તી બનાવી. હઝરત અલી અ૰ના આ વિચિત્ર વર્તનથી વિસ્મય પામી, બંને જણાએ તે વિષે સવાલ પૂછયો.

હઝરત અલી અ૰મે ફરમાવ્યું કે, " જે બત્તી બળતી હતી તેની અંદર બયતુલ માલ–સરકારી ખઝાનાના પૈસાનું તેલ લાવવામાં આવ્યું છે, અને હું બયતુલ માલના હિસાબની તપાસ કરતો હતો; પણ તમે આવ્યા, તો તમારી સાથે હું વાતો કરૂં અને બયતુલ માલના પૈસાનું તેલ બળે; વે પ્રમાણિકપણું ન કહેવાય. જેથી તે બત્તી ઓલવી આ મેં મારા પૈસાના તેલવાળી બત્તી બાળી."

હઝરત અલી અ૰ના આ જવાબથી બંને જણા દિઙમૂંઢ બની ગયા, અને જે આશાએ આવ્યા હતા તે વિષે વાત વટિક ન ઉચારતા; બીજી આડી અવળી વાતો કરી ચાલ્યા ગયા.

કારણ કે બંને જાણુા જાણતા હતા કે અમે ઇન્સાફની રીતીએ ગવર્નરની પદવી ભોગવવાને લાયક નથી. પણ હઝરત અલી અ૦ની ખિલાફત કબુલ કરવામાં અમે પહેલે નંબરે ભાગ લીધો છે, જેથી હઝરત અલી અ૦ અમારી તે લાગણીને યાદ રાખી, અમને કોઇ પણ ઠેકાણે ગવર્નરની પદવી પર ચડાવી, તેનો બદલો જરૂર વાળી આપશે: એવી આશાએ તેઓ હઝરત અલી અ૦ પાસે આવ્યા હતા.

પણ હઝરત અલી અ૦ની અપૂર્વ પ્રમાણિકતાએ તેઓ પોતાની આશામાં નિરાશ થયા; અને તેઓને સંપૂર્ણ ખાત્રી થઇ કે, આવા પ્રમાણિક પુરૂષ અમારી મતલબી લાગણીને માન આપી, અમે ગવર્નરની પદવી માટે લાયક ન હોવા છતાં, અમને ગવર્નર નીમી એક પ્રાંતના મુસલ્માનોના સરદાર બનાવે, અને આ રીતે પોતાના ખલીફાપણાની સત્તાનો ગેરૂપયોગ કરે, તે હઝરત અલી અ૦ પાસે આશા રાખવી અને ધોળે દિવસે તારા જોવાની આશા રાખવી, એ બંને બરાબર છે. તેથી જ તેઓ તે વિષે હઝરત અલી અ૦ પાસે વાત ન ઉચારતા, એમજ પાછા ચાલ્યા ગયા હતા.

પણ તેઓનાં બુરા દિલમાં હઝરત અલી અ૦ ની તે અપૂર્વ પ્રમાણિકતાના પુરાવાએ સારી અસર ન કરી. તેઓ હજને બ્હાને મક્કા ગયા, અને ત્યાં હઝરત અલી અ૦ વિરૂદ્ધ ખટપટ જગાડવા લાગ્યા.

# ઇન્સાફની અપૂર્વતા.

હઝરત અલી અ૦ ના સગા ભાઇ જનાબે અકીલની નબળી સ્થિતિ હતી. તેમણે હઝરત અલી અ૦ને મહેમાન બોલાવી, પોતાની સ્થિતિની વાત કરવા વિચાર કર્યો. તેથી તેમણે પોતાની સ્ત્રીને કહ્યું કે, દરરોજ એકેક ચપટી અનાજ નાખું કાઢતા જવું. આઠ દિવસે એક માણસના ખોરાક જેટલું અનાજ ભેગું થયું, તેથી હઝરત અલી અ૦ને નોતર્યા. હઝરત અલી અ૦ આવ્યા જમ્યા. પછી જનાબે અકીલે પોતાની સ્થિતિની વાત કરી.

હઝરત અલી અ૦મે ફરમાવ્યું કે, " જ્યારે આમ સ્થિતિ છે તો મને જમાડયો કયાંથી ?. "

જનાબે અકીલે તે માટે જે યુક્તિથી અનાજ એકઠું કર્યું હતું, તે વાત કહી સંભળાવી.

હઝરત અલી અ૦મે ફરમાવ્યું કે, " આઠ દિવસ ચપટી ચપટી અનાજ ઓછું ખાધું, છતાં શકિતમાં કાંઇ ફેર પડયો નથી. તો કાયમ ખાતે તેટલું જ અનાજ ખાઇ, બાકીનું અનાજ કાં ન બચાવવું ?; અને તે ગરીબોને આપી તેનો સદુપયોગ કાં ન કરવો ?. **જીંદગી માટે ખાવું છે, કાંઇ ખાવા માટે જીંદગી નથી.** અને ખાવું તો એટલું ખાવું કે પોતાની શકિત ટકી રહે. વળી તમને જેટલું આપવામાં આવે છે. તેટલું જ સામાન્ય મુસલમાનોને આપવામાં

સાદાઈમાં સંપૂર્ણ—જનાબે સલમાન ફારસીનો મદાએનમાં રોઝો.








વાંચો. સલમાનની સંપૂર્ણ સાદાઈ. પૃષ્ઠ ૪૩.

આવે છે; અને હું પણ તેટલુંજ લઉં છું. માટે જેમ હું ચલાવું છું તેમ તમે પણ ચલાવો. જો હું તમને વધારે આપું તો કાલે દુનિયા વાતો કરે કે, અલીએ પોતાની ખિલાફતના વખતમાં પોતાના ભાઇઓને ખુબ ધરવ્યા. જો આમ થાય તો મારા ઇન્સાફમાં ફેર આવે–મારો ન્યાય નબળો પડે. ખુદા સાચાનો સદા મદદગાર છે."

## સાદાઇમાં સર્વથી શ્રેષ્ટ.

હઝરત અલી અ૦ મુસલ્માનોના સરદાર, અને આખી ઇસ્લામી સલ્તનતના માલિક હોવા છતાં; સાદાઇમાં સર્વેથી શ્રેષ્ટ હતા.

તેઓની સાદાઇ એટલે દરજ્જે હતી કે, પોતાને ખાવા માટે જવનો લોટ દર અઠવાડીએ એક વખત તૈયાર કરાવતા: અને તે તુંબડામાં ભરી રાખતા. ઘરના માણુસોમાંથી કોઇ તેની અંદર સ્વાદિષ્ટ ચીજ મેળવી ન દીયે, માટે તેનાં મોંઢા ઉપર ઢાંકણું ઢાંકી સીલ કરતા. તેઓ દરરોજ એક વખત પાણી સાથે આટો ખાતા; અને કોઇ કોઈ વાર તેની રોટલી કરાવી મીઠા સાથે જમતા.

તેઓ શાળા કે ઊનાળામાં એકજ પહેરણ ભરે રહેતા, અને તે ઘરનાં કાંતેલા સુતરનું વણાવતા. પગરખાં ફાટી જતાં તો પોતાને હાથે સાંધતા.

તેઓ બજારમાં પગે ચાલી એકલા જતા; અને રસ્તામાં માણુસોની ભીડ હોય તો નમ્રતાથી પોતાને જગ્યા આપવા કહેતા. માર્ગમાં કોઇ વખત આપને ફકીરો બોલાવતા, તો આપ તેઓ પાસે જઈ તેઓ સાથે જમીન ઉપર બેસી જતા; અને થોડીવાર તેઓ સાથે વ્હાલથી વાતો કરી, પોતાને માર્ગે પડતા.

ઘરસામાનમાં ઘરની અંદર રેંટિયો, ઘંટી, લાકડાંનો પ્યાલો અને કેટલાંક માટીનાં વાસણો હતાં. બિછાનામાં એક ચામડું હતું કે, તે ઉપર દિવસના ઊંટ દાણા ખાતો; અને રાતના થોડીવાર આરામ કરતા.

તેઓનાં ધર્મપત્ની જનાબે ફાતેમાહ અ૦ પાસે એક ચાદર–ઓઢણી હતી, કે તેને બોંતેર થીગડાં આપેલાં હતાં.

ગરીબોની મદદ કરતા. યતીમો–અનાથોને પાળતા. રાતના વખતે નગર ચર્ચા સાંભળી દુઃખીઓનાં દુઃખને દુર કરતા. પોતાનો ભાર બીજા પાસે ન ઉપડાવતા, પોતે જ ઉપાડતા.

આખી ઇસ્લામી સલ્તનતની બાદશાહત કરી, પણ પોતાને રહેવા માટે એકે ઘર ન બાંધ્યું.

આવી રીતની સાદાઇને કોણ પહોંચી શકે ?. તેઓની સાદાઇને તો શું ?, પણ તેઓના સાચા અનુયાયીની સાદાઇને પણ પહોંચવું મુશ્કીલ છે. તેથી તો તેઓને સાદાઇમાં સર્વથી શ્રેષ્ટ કહ્યા છે*

---

* આ આખો વિષય ઉર્દુ 'તહઝબુલ મતીન' ભાગ પહેલાનાં પાના ૪૯૭ અને ૫૦૪ ઉપરથી ટુંકટુંક લીધેલ છે. 'સાહિબ.'

# સલમાનની સંપૂર્ણ સાદાઇ.



સલમાન ફારસી પણ હઝરત અલી અ૦ના સાચા અનુયાયીમાંથી એક અનુયાયી હતા. તેમની સંપૂર્ણ સાદાઇ પણ વિચારવા જેવી છે.

તેઓ જ્યારે બીજા ખલીફા સાહેબના હુકમથી અને હઝરત અલી અ૦ની સલાહથી મદાએનના હાકિમ-ગવર્નર થઇને ગયા, ત્યારે પગે ચાલી ગયા હતા.

તેઓના રવાના થવાના સમાચાર બીજા ખલીફા સાહેબે મદાએન મોકલાવી દીધા હતા. તેથી તેઓના આવવાના વખતે મદાએનના માણસો સ્વાગત માટે સામા ગયા હતા. તેઓએ જોયું કે ફકીર જેવા લેબાસમાં એક માણસ મદીનાના રસ્તા તરફથી ચાલ્યો આવે છે, કે જેના જમણા હાથમાં લાકડી છે, અને ડાબા હાથમાં લોટો છે; બગલમાં ચટાઇ છે, અને ગળામાં કુરઆન લટકાવેલું છે.

આ માણસને જોઇ પૂછ્યું કે, 'અમારા હાકિમ સલમાન ફારસી આવે તેમ છે; તેમની સ્વારી તેં ક્યાંઇ રસ્તામાં આવતી જોઇ છે?.'

તે માણસે જવાબ આપ્યો કે, 'તમારા હાકીમને કે તેમની સ્વારીને તો મેં ક્યાંઇ જોઇ નથી; પણ સલમાન ફારસી વિષે પૂછતા હોવ તો, તે હું છું.'

આ સાંભળીને તો તેઓ દંગજ થઇ ગયા, પણ ખલીફા સાહેબે જેને હાકિમ કરી મોકલ્યો હોય; તેને કબુલ કર્યા વગર તો છુટકયો જ નહિ. તેથી સર્વે તેમની સાથે હાકિમને રહેવાના સરકારી મ્હેલ પાસે આવ્યા; અને કહ્યું કે, 'આ તમારે રહેવા માટે મ્હેલ છે.'

સલમાન ફારસીએ કહ્યું, 'મારે રહેવા માટે આવા મ્હેલ ન હોય. મારે માટે તો મસજીદ જોઇએ, માટે મને મસજીદમાં લઇ ચાલો.'

સર્વે લોકો વિસ્મય સાથે તેમને મસજીદમાં લઈ ગયા. અને ત્યાં તેમને એક ખૂણામાં ઉતારો આપ્યો.

મદાએનના માણસો નવા ગવર્નરની વાતો કરી, ભારે રસ લેવા લાગ્યા. હસતા હતા અને મશ્કરી કરતા હતા.

*　　　*　　　*

બીજે દિવસે નવા ગવર્નર સાહેબે ગામમાં ચોકી પહેરો કરતા સિપાઇ પોલીસને બોલાવ્યા; અને સર્વેને નોકરીમાંથી રજા આપી.

પોતે કુતરા ઉપર આત્મબળ અજમાવવું શરૂ કર્યું. ગામમાં ફરી તમામ કુતરાઓને બેગા કર્યા, અને તમામને ચોકી કરવા ઇશારાથી સમજાવ્યું.

ચોરોએ આ તકનો લાભ લેવા ચાહ્યું. રાત થઇ, તમામ સુતા; અને ચોરો ચોરી કરવા નીકળી પડ્યા. પણ કુતરાઓએ એવી ચોકી કરી કે એકનો પગ સાજો રહેવા દીધો નહિ, અને તમામનો માલ સલામત રહ્યો.

સવારે જેને જેને પગે જખમ હોય, તે ચોરને નામે જાહેર થયા. આવી રીતના આત્મબળથી મહાએનમાંથી ચોરી થવાનો ભય ટાળ્યો.

સલમાન ફારસી ગવર્નરપણાનો કાંઇ પણ પગાર લેતા નહિ. નિઃસ્વાર્થ લોક સેવા કરતા; અને ખજુરીનાં પાનની જંબીલો-ટોકરીઓ ગુંથી-વેચી ગુજરાન ચલાવતા હતા.

---

# સત્ય સંકટમાં.

લોકો ભલે ન્યાય અને સત્યના પોકાર કરે; પણ ન્યાય અને સત્યની રીતીએ, અન્યાય અને અસત્યને રસ્તેથી તેઓને મળતી આવક અટકાવવામાં આવે; તો તેઓ ન્યાય અને સત્યના પણ દુશ્મન બને છે !.

નહિ તો, હઝરત અલી અ૦ જેવા ન્યાયાશીલ, ધર્મશીલ, સત્યશીલ, સહનશીલ, પ્રમાણિક, પરોપકારી, પરદુ:ખભંજન અને સાદાઈમાં સર્વથી શ્રેષ્ટ પુરૂષ હોવા છતાં, તેમની વિરૂદ્ધ ટોળું વધે ખરૂં ?!.

હજુ એક ટોળું તો હઝરત અલી અ૦ના નિર્મળ ન્યાયથી રીસાઇ વિરૂદ્ધ થઈ બેઠું હતું. તેમાં વળી નવા ગવર્નરોની નીમણુંકથી જુના ગવર્નરો પદભ્રષ્ટ થયા; તેથી તેઓ પણ ગુસ્સે થઇ વિરૂદ્ધ ટોળામાં આવી મળ્યા.

એટલામાં તલ્હા બિન ઓબેદુલ્લાહ અને ઝુબેર બિન અવામ પણ, હઝરત અલી અ૦ની પુરી પ્રમાણિકતાના પુરાવાથી, પોતાની આશામાં નિરાશ થઇ; હજ્જને બ્હાને મક્કા આવી પહોંચ્યા.

તેઓએ આવી ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન બિન અફ્ફાનને, હઝરત અલી અ૦એ કતલ કરાવ્યાનો ખોટો આરોપ મુકી; અજ્ઞાન મુસલમાનોનાં દિલને ઉશ્કેર્યાં. તે સાથે મ્હાન પેગમ્બર સાહેબનાં બીબી જનાબે આયશાને પણ ચડાવી, પોતાના પક્ષમાં લીધાં* તેથી તેઓનો પક્ષ વધારે મજબુત થયો.

એટલામાં યમનનો ગવર્નર મોઅલ્લા બિન ઉમૈયહ, જે કે ચારસો ઊંટ સોનાનું નાણું સરકારી ખઝાનામાંથી લઇ ભાગ્યો હતો; તે પણ મક્કા આવી પહોંચ્યો. તેથી તેની પાસેથી તલ્હા અને ઝુબેરે સાઠ હજાર દીનાર—દોઢ લાખ રૂપિઆ ઉછીના લઇ, લડાઇનો સામાન ખરીદ્યો.

પછી તેઓએ મક્કા શહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે, 'ઉમ્મુલ મોઅમેનીન—મોઅમેનીનની મા જનાબે આયશાની સરદારી નીચે; તલ્હા અને ઝુબેર લશ્કર લઇ, ત્રીજા ખલીફા હઝરત ઉસ્માનનાં ખૂનનો બદલો લેવા જાય તેમ છે. માટે તે નિર્દોષ ખૂનનો બદલો લેવામાં ભાગ મેળવવાની જેઓ ઇચ્છા રાખતા હોય; તેઓ તમામ હાજર થાય.'

---

* જનાબે આયશાને તલ્હા કાકાનો દીકરો ભાઇ થતો હતો, અને ઝુબેર બનેવી થતો હતો. 'મોહિબ.'

પણ તેઓના મતલબી ઢંઢેરાના કારણે મક્કા શહેરમાંથી વધારે લાભ મેળવી શકયા નહિ. કારણ કે મક્કાવાળા જાણતા હતા કે હઝરત ઉસ્માનને કતલ કરાવવાની ઉશ્કેરણી કરનાર આ બંનેજ છે. પણ તેમની પછી ખલીફા સાહેબ બનવાની ખોટી ઇચ્છામાં તેઓ ફાવ્યા નહિ, તેમ તેઓમાં વધારે લાયકાત ન હોવાથી, હઝરત અલી અ૦ પાસે પણ કોઇ પણ પ્રાંતના ગવર્નરની પદવી મેળવી શક્યા નહિ; તેથી જ તેઓ આ હિલ્લો હાથ ધરી, મુસલમાનોનાં નાહક ખૂન વ્હેવરાવવા તૈયાર થયા છે.

છેવટે તેઓ મક્કા શહેરમાંથી ફક્ત નવસો માણસ મેળવી શક્યા, અને તે માણસો સાથે તેઓએ ત્યાંથી બસરા તરફ કૂચ કરી.

## દગાખોરોનાં દગાબાજ દિલ.

રસ્તામાં તેઓ જંગલી આરબોને ભોળવી ભમાવી, અને માલ દવલતની મ્હોટી મ્હોટી આશાઓ આપી સાથે લેતા હતા. આમ કરવાથી તેઓ બસરા નજીક પહોંચ્યા, એટલામાં તો સારૂં એવું લશ્કર ભેગું કરી શકયા હતા.

બસરામાં હઝરત અલી અ૦ તરફથી ઉસ્માન બિન હનીફ અન્સારી હાકિમ હતાં. તેમને બીબી આયશાની સરદારી નીચે તલ્હા અને ઝુબેરને લશ્કર લઇ આવવાની ખબર પડતા, તે પણ પોતાનું લશ્કર લઇ સામે આવ્યા. સામસામી ઝપાઝપી ચાલી. પણ પાછું બંને લશ્કર તરફથી એવી રીતે નક્કી થયું કે,

હઝરત અલી અ૦ના આવવા સુધી બંને લશ્કરોએ લડાઇ બંધ રાખવી. તેથી બંને લશ્કરોએ લડાઇ બંધ કરી.

પણ તલ્હા અને ઝુબેરનાં દગાબાજ દિલમાં દગો હતો. તેથી રાતના વખતે તલ્હા અને ઝુબેરે પોતાના લશ્કર સાથે, ઉસ્માન બિન હનીફના લશ્કર પર છાપો માર્યો; અને ચારસો ચાલીસ જણને કતલ કર્યા. ઉસ્માન બિન હનીફ અન્સારીને, તેમની દાઢી મૂછ મુંડાવી કાઢી મૂકયા; અને સરકારી ખઝાનો લુંટી લીધો.

આ ખબર હઝરત અલી અ૦ને મળવાથી, તેઓ પણ લશ્કર લઇ મદીનાથી બસરા તરફ રવાના થયા; અને કૂફાથી પણ લશ્કરની મદદ મંગાવી.

કૂફાનો હાકિમ અબુમુસા અશઅરી હતો. તેણે કૂફાથી મદદ જવા ન દીધી; તેથી હઝરત અલી અ૦મે પોતાના વડા શાહજાદા ઇમામ હસન અ૦ને, અને અમ્મારે યાસીરને કૂફા મદદ લેવા મોકલ્યા.

હઝરત અલી અ૦ ચાલતા ચાલતા પોતાનાં લશ્કર સહિત ઝીકાર નામની જગ્યા ઉપર આવી પહોંચ્યા. એટલામાં કૂફાથી પણ નવ હજાર માણસોની મદદ આવી પહોંચી.

ઉસ્માન બિન હનીફ અન્સારી પણ આપને ત્યાં આવી મળ્યા. તેમણે પોતાની ઉપર વીતેલી વિપત્તિની તમામ વાત કહી સંભળાવી. આપને તે સાંભળી ભારે રંજ થયો, અને ત્યાંથી એકદમ કૂચ કરવાનો લશ્કરને હુકમ આપ્યો.

ચાલતા ચાલતા બસરાની નજીક ઝાવીયાહ નામની જગ્યા ઉપર આવી પહોંચ્યા, અને આપે ત્યાંજ પડાવ નાખવાનો હુકમ આપ્યો.

તલ્હા અને ઝુબેરને હઝરત અલી અ૦ના લશ્કર લઇ આવવાની, અને ઝાવીયાહ નામની જગ્યા ઉપર પડાવ નાખવાની ખબર પડવાથી; તેઓ પણ પોતાનાં લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યા.

હઝરત અલી અ૦મે તલ્હા અને ઝુબેરને મુસલ્માનોનાં ખૂન ન વ્હેવરાવવા માટે ઘણી શિખામણ આપી; પણ તે શ્યામ પાષાણ જેવા સખ્ત દિલમાં દયા ન ઉપજી, અને પોતાના વિચાર ઉપર મક્કમ રહ્યા.

## જંગે જમલ.

છેવટે સામસામા બંને લશ્કર લડવા માટે તૈયાર થઇ ગયા, અને એક બીજામાં તલ્વારની ઝપાઝપી ચાલી. અરબ જેવી બહાદુર કોમના હાથમાં તલ્વારની ચમક વીજળીની જેમ ચમકારા મારતી હતી: અને છનાછનના આવાજ સાથે ધડ ઉપરથી ધડોધડ માથાં નીચે પડતાં હતાં, અને લોહીની નીકોની નીકો વ્હેવી શરૂ થઇ હતી.

આવી રીતે બે દિવસ સુધી લડાઇ ચાલી. તલ્હા અને ઝુબેર માર્યા ગયા. તેથી તેઓનાં લશ્કરમાં ભંગાણ પડયું. હઝરત અલી અ૦મે ભાગતાઓની પછવાડે જવાની, અને કોઇને કેદ પકડવાની મના ફરમાવી હતી. તેથી જેઓ ભા-

ગતા તેઓને જીવતા જવા દેતા, અને જેઓ લડવું બંધ કરતા તેઓને બચાવી લેતા.

આખર હઝરત અલી અ૦ની ફતેહ થઈ, અને સામાવાળા હારી ગયા. બીબી આયશાને સમજાવી સહમાન મદીના રવાના કર્યા.

કતલ થએલાઓની ગણત્રી કરતા, હઝરત અલી અ૦ના વીસ હજારના લસ્કરમાંથી એક હજાર ને સાતસો માણસો શહીદ થયા. અને તલ્હા, ઝુબેરનાં બત્રીસ હજારના લસ્કરમાંથી તેઓ સમેત નવ હજાર માણસો માર્યા ગયા.

આ જંગને જંગે જમલ અથવા જંગે નાકેસીન કહેવામાં આવે છે. જંગે જમલ એટલા ઉપરથી થયું કે બીબી આયશા ઊંટ ઉપર ચડી જંગ કરવા આવેલ હતાં, અને ઊંટને અરબી ભાષામાં જમલ કહે છે. અને જંગે નાકેસીન એટલા ઉપરથી કહે છે કે તલ્હા, ઝુબેર અને બીજા ઘણાખરા લોકો હઝરત અલી અ૦ની ખિલાફત સ્વીકારી ફરી ગયા હતા. અરબી ભાષામાં ખિલાફતનો સ્વીકાર કરી ફરી જનારાઓને નાકેસીન કહે છે.

પછી હઝરત અલી અ૦ ત્યાંથી બસરા પધાર્યા. ત્યાં થોડા દિવસ રહી, લોકોને ઉપદેશ કર્યો: અને પછી ત્યાંનો હાકિમ અબ્દુલ્લાહ બિન અબ્બાસને બનાવી, આપ હીજરી સન ૩૬ના રજબ મહીનાની ૨૬મી તારીખે બસરાથી કૂફા પધાર્યા. અને પછીથી આપે આપનું પાયતખ્ત ત્યાંજ રાખ્યું.

## જુનું ઝેર જાહેરમાં.

બીબી આયશા પોતાની આશામાં નિરાશ થયાં, તેથી તેમણે ત્રીજા ખલીફા હઝરત ઉસ્માનનાં ખૂનવાળું પહેરણ મોઆવીયાહ પાસે દમસ્શક મોકલી આપ્યું.

મોઆવીયાહનાં દિલમાં ખલીફતુલ મુસ્લેમીન-મુસલમાનોનો ખલીફા બનવા આશા હતી. કારણ કે ત્રીજા ખલીફા સાહેબે પોતાને ઘેરાઇ જવાના વખતે મોઆવીયાહ પાસે મદદ મંગાવી હતી, પણ મોઆવીયાહએ એજ આશાના સબબે મદદ મોકલી ન હતી. અંતે ત્રીજા ખલીફા સાહેબ કતલ થયા, અને તેમની પછી હઝરત અલી અ૦ ચોથા ખલીફા તરીકે ચૂંટાયા.

હઝરત અલી અ૦થી મોઆવીયાહને જુનું ઝેર તો હતું. વળી તેમના ખલીફા થવાથી તે પોતાની આશામાં નિરાશ થયો હતો. સાથે ત્રીજા ખલીફા સાહેબના સમયથી તે જે સ્વતંત્રતા ભોગવતો હતો, તે હવે ઝૂંટવાઇ જાય તેમ હતી: અને જો ન્યાય તથા સત્યથી ન વર્તે તો ગવર્નરની પદવી પરથી પણ ખસી જવાની સંપૂર્ણ ખાત્રી હતી. તો મોઆવીયોહ પોતાની આશામાં કાયમ ખાતે નિરાશ રહે: અને પોતાના જુના વેરીને વશ રહી, તેમની આગ્નાને કબુલ કરે; અને ઘણાં વરસોથી લાંચ-રૂશ્વતો આપી, ખોટી ખુશામતો અને દબાણો કરી, મ્હા મહેનતે મેળવેલ સ્વતંત્રતાને આમ એકદમ ખોઇ; ન્યાય અને સત્યની તાબેદારી બજાવી લાવે; એ મોઆવીયાહ જેવા ઝુલ્મી બાદશાહથી બને તેમ ન હતું.

અને હઝરત અલી અ૦ પોતાની ખિલાફતના સમયમાં. મોઆવીયોહ કોઇની વહુ દીકરીઓને જબરદસ્તીથી ઉપડાવી લાવી, તેણીઓની સાથે બળાત્કારે નિકાહ પઢાવવા જેવા ઘોર અત્યાચાર કરે*અને હઝરત અલી અ૦ જોઇ કે સાંભળી બેસી રહે તે પણ કોઇ કાળે બને તેમ ન હતું.

તેથી હઝરત અલી અ૦ તેને ગવર્નરની પદવી પરથી હટાવવાની કોશીશ કરતા હતા. અને મોઆવીયોહ હઝરત અલી અ૦થી લડાઇ કરી: તેમને મુસલ્માનોએ આપેલ જાહેરી ખિલાફતને ઝુટવી લેવાની ખ્યાલમાં હતો: અને તે માટે મુસલ્માનોને ઉશ્કેરવાનું સબળ સાધન ગોતતો હતો. એટલામાં બીબી આયશાએ મોકલેલ હઝરત ઉસ્માનનાં ખૂનવાળું પહેરણ મળ્યું.

આથી તે ઘણો ખુશી થયો, અને તેને શામનાં દરેક સહેર અને ગામડાંમાં ફેરવાવી જાહેર કરાવ્યું કે: 'હઝરત ઉસ્માનને કતલ કરાવનાર હઝરત અલી છે. માટે તેમની સાથે લડી, તેમનાં ખૂનનો બદલો લેવો: દરેક મુસલ્માન પર ખાસ ફરજ છે. જેઓને તે ફરજમાંથી મુક્ત થવા મરજી હોય. તેઓ મ્હારો સાથ આપે કે હું થોડા દિવસમાં તેમની સામે જંગ જાહેર કરનાર છું.'

* યઝીદની મા મયસુના પર થયેલ અત્યાચારનો એક દાખલો આગળ આવી ગયો. જે હીજરી સન ૨૬માં ત્રીજા ખલીફા સાહેબના સમયમાં થયો હતો.

'મોહિબ.'

મોઆવીયોહ પ્રપંચમાં પુરો હતો. તેના તે પ્રપંચને લીધેજ તે અત્યાચારી હોવા છતાં શામની પ્રજાને પ્રિય થઈ પડયો હતો. તે કોઈ પણ માણસને જોવા સાથે તેના સ્વભાવને જાણી લેતો, અને તેથી તે જેવો માણસ તેવી વાત કરતો હતો.

પૈસાની લાલચવાળાને લાંચ આપી રીજવતો, પદવી પામવાની આશાવાળાને પદવી આપી સંતોષતો, મ્હોટી મ્હોટી ઇચ્છાઓના તરંગો કરવાવાળાને તેવી વાતો કરી તૃપ્ત કરતો, કાચા હૃદયવાળાને પોતાની સત્તાના જોરે દબાવી ડરાવતો, અને નરમ દિલવાળા પાસે નરમ નરમ વાતો કરી તેઓનાં દિલને આકર્ષતો.

આવી રીતના પ્રપંચથી લોક નાયકોને પોતાના પક્ષમાં લેતો, અને બીજાઓની પરવાહ ન કરતો–મરજી મુજબ અત્યાચાર ગુજારતો.

હઝરત ઉસ્માનનાં ખૂનવાળું પહેરણ મળ્યા પછી પણ તેણે તે રસ્તેથી કામ લેવા માંડયું. કોઈ કોઈ વાર તો તે લોકોની સામે હઝરત ઉસ્માનના કતલ થયાની વાત કરી રોતો, અને કહેતો કે, 'હઝરત ઉસ્માનના કતલથી મારો આરામ ઉડી ગયો–મારી નિંદ્રાનો ત્યાગ થયો, મને ખાવાપીવામાં મજા નરહી: હું બાવરો બની ગયો છું. માટે જ્યાં સુધી હું હઝરત ઉસ્માનનાં ખૂનનો બદલો ન લઉં, અને તેમના કાતિલોને ગોતી ગોતી ન મારૂં; ત્યાં સુધી મને કદિ પણ ચેન પડવાનું નથી. અત્યારે તો હું પોતાને જીવતે મૂઆ

સમાન સમજું છું. હઝરત ઉસ્માનની જુદાઈમાં મારી જાન કેમ નીકળી નથી જતી? તે માટે હું અજબ છું.!'

મોઆવીયાહના આવી રીતના પ્રપંચ અને પાખંડને લીધે શામની પ્રજાનાં દિલ પીગળી ગયાં, અને દરેક શહેર તેમજ ગામડાંમાં હઝરત અલી અ૦ વિરૂદ્ધ સખ્ત ચર્ચા ચાલવા લાગી. તે એટલે સુધી કે હઝરત ઉસ્માનનાં ખૂનનો બદલો લેવાના શોખથી, પોતાનાં સ્રીબચ્ચાંને પણ ભૂલી હઝરત અલી અ૦ સામે લડવા માટે તૈયાર થવા લાગ્યા; અને લોકોનાં ટોળેટોળાં દમસ્શક આવી મોઆવીયાહનાં લશ્કરમાં જોડાવા લાગ્યા. મોઆવીયોહ દરેકને 'હઝરત ઉસ્માનના ખાસ દોસ્તો મરહબા' કહેતો. અર્થાત જે જતા તેને સાબાશીના સબ્દોથી વધાવી લેતો. આથી તેઓનાં દિલમાં બમણો ઉત્સાહ ઉત્પન્ન થતો, અને જેને હઝરત અલી અ૦ સામે લડવા જવાની મરજી ન હોય, તેને પણ થઇ જતી.

આવી રીતના રાજ્ય પ્રપંચથી તેણે જબરૂં લશ્કર તૈયાર કરી દમસ્શકથી કૂચ કરી; અને આવવાવાળામાંથી કોઇ બાકી રહ્યા હોય તો આવી જાય, તે માટે તેણે થોડે છેટે જઇ પડાવ નાખ્યો.

થોડા દિવસ પછી લશ્કરની ગણત્રી કરી તો એક લાખ ને વીસ હજારની થઇ. તેથી તેણે તે ગંજાવર લશ્કર સાથે ફૂરાત નદીના કિનારા પર આવેલાં સિફ્ફીન નામનાં મેદાન તરફ કૂચ કરી.

## સિફ્ફીનની ચઢાઇ.

હઝરત અલી અ૦ને મોઆવીયાહનાં ગંજાવર લશ્કર સાથે સિફ્ફીનનાં મેદાન તરફ કૂચ કરવાના સમાચાર મળી ગયા હતા. તેથી આપે પણ ચારે તરફથી લશ્કરની મદદ મંગાવી, નેવું હજારનાં લશ્કર સાથે કૂફાથી સિફ્ફીન તરફ કૂચ કરી.

હઝરત અલી અ૦ના આવવા પહેલા મોઆવીયાહએ આવી, ફુરાત નદીના ઘાટ ઉપર ચાલીસ હજારનું લશ્કર બેસાડી ઘાટનો કબજો લઇ લીધો હતો.

હઝરત અલી અ૦મે આવી ઘાટનો કબજો મુકી દેવા મોઆવીયાહને કહેવરાવ્યું. મોઆવીયાહએ ન માન્યું. તેથી આપે લશ્કર મોકલી ઘાટને કબજે લીધો. મોઆવીયાહને ધાસ્તી લાગી કે હવે હઝરત અલી પણ આપણે માટે ઘાટ બંધ કરશે. પણ હઝરત અલી અ૦મે તુરત કહેવરાવી આપ્યું કે, 'ખુદાની ન્યાઅમતો—બક્ષીશને અમે બંધ કરવા માગતા નથી. માટે સુખેથી પાણી પીઓ અને વાપરો.'

પછી હઝરત અલી અ૦મે મોઆવીયાહને પત્રદ્વારા અને સન્દેશાથી ઘણી રીતે સમજાવ્યો; પણ તે પોતાની સત્તામાં મસ્ત બન્યો હતો. તેથી કોઇ પણ રીતે ન માન્યો, અને છેવટ સુધી લડાઇ કરવાના મક્કમ ઇરાદા પર કાયમ રહ્યો. આથી હઝરત અલી અ૦મે કહેવરાવ્યું કે વાંધો માત્ર ત્હારી અને મ્હારી વચ્ચે છે, માટે તું અને હું લડાઇ કરીએ;

બન્નેમાંથી ગમે તે જીતે. પણ વચમાં જે મુસલ્માનોનાં ખૂન રેડાવાનાં છે તે બચી જશે. મોઆવીયાહએ આ વાત પણ ન માની અને લશ્કરને તૈયાર થવા હુકમ આપ્યો.

આ જોઇ હઝરત અલી અ૦એ પણ પોતાનું લશ્કર તૈયાર કર્યું. બન્ને લશ્કર સામસામાં ગોઠવાઇ ગયાં, અને લડાઇ ઉપડી.

* * *

એકસોને દસ દિવસ લડાઇ ચાલી. હઝરત અલી અ૦ ની તરફના પચીસ હજાર, અને મોઆવીયાહની તરફના પિસ્તાલીસ હજાર; કુલ સિત્તર હજાર માણસો માર્યા ગયા. લોહીની નદીઓ ચાલવા લાગી. મોઆવીયાહનાં લશ્કરના સરદારોનો ઘાણ નીકળી જવાથી, તેનું લશ્કર નાસીપાસ થવા લાગ્યું. આથી મોઆવીયાહના પગ ઉખડી ગયા, અને પોતાના વજીર ઉમર આસને કાંઇ પણ હિલ્લો કરવા કહ્યું.

## ફત્તેહ વખતે ફરેબ.

ઉમર આસે હઝરત અલી અ૦ના સરદારોને ખૂટવ્યા. સરદારોએ ઉમર આસને કહેવારાવ્યું કે, ' કાંઇ પણ બ્હાનું શોધી કાઢ કે તે બ્હાનાથી અમે લડાઇ બંધ કરીએ. '

ઉમર આસે પોતાનાં લશ્કરીઓને હુકમ કર્યો કે, ' આપણી સાથે જેટલાં જેટલાં કુર્આન છે તે તમામ ભાલાં ઉપર ચડાવો. '

પાંચસો કુર્આન હતાં. તેથી પાંચસો ભાલાં ઉપર કુર્આન

લટકાવ્યાં. તેમાં કેટલાકે તો પોતાની પાસે કુર્આન ન હોવાથી, લુગડાંના ટુકડામાં ઈંટ બાંધી ભાલાં ઉપર લટકાવી કુર્આન લટકાવ્યાંનો દેખાવ કર્યો.

પછી ઉમર આસના શીખવવાથી સર્વેએ પોકાર કર્યો કે; 'અમે કુર્આનના હુકમ મુજબ ચાલીએ છીએ, અને તમે પણ ચાલો છો, અને અમારા અને તમારા વચ્ચે ઇન્સાફ કરનાર આએ કુર્આન છે; માટે લડાઇને બંધ કરો.'

આ સાંભળતાજ ઉમર આસના ફરેબમાં આવી ગયેલ, હઝરત અલી અ૦નાં આખાં લશ્કરે લડાઇ બંધ કરી. ફકત માલીક ઉસ્તર જેવા થોડા ઘણા બહાદુરો ઉમર આસના ફરેબને સમજી લઇ લડી રહ્યા હતા.

હઝરત અલી અ૦મે પોતાનાં લસ્કરને ઘણી રીતે સમજાવ્યું કે; 'આએ લોકો હારવાની અણી ઉપર હોવાથી તેઓએ આ હિલ્લો રચ્યો છે, માટે તેના ઉપર ફરેબ ન ખાઓ. અગર જો તેઓ કુર્આનના જ હુકમ પ્રમાણે ચાલનારા હોય, તો આપણે તેઓ સાથે લડવું જ શામાટે જોઇએ? પણ તેઓએ માત્ર તમને ફરેબ આપવા માટે આ એક પ્રપંચ કર્યો છે; જેના શિકાર તમે લોકો થઇ ગયા છો. માટે ફરેબીઓના ફરેબમાં ન આઓ, અને લડાઇને બંધ કરી હાથ આવેલ ફત્તેહને ન ગુમાઓ કે પાછો પસ્તાવાનો વખત ન આવે.'

તે લોકોએ અરજ કરી કે; 'યા અલી, તેઓ તમામે કુર્આનના હુકમ મુજબ ચાલવા કબુલ કરે છે, અને આપણા અને

તેઓના વચ્ચે કુર્આનો રાખી તે મુજબ ઇન્સાફ કરવા કહે છે; માટે અમે તો હવે કોઇપણ રીતે તેઓની સામે તલ્વાર ઉપાડનાર નથી, અને ઉપાડવા દેનાર નથી: જેથી જે જે બહાદુરો તેઓની સાથે લડી રહ્યા છે, તેઓને હુકમ કરો કે જલ્દી લડાઇ બંધ કરે.'

હઝરત અલી અ૦મે ફરમાવ્યું કે: 'તમે ઉતાવળા થઇ તેઓના ફરેબમાં ન આવી જાઓ, અને કરી કમાણી ખાકની અંદર ન મેળવી ઘો. હવે હિમ્મત રાખી ફકત એકજ હુમલો કરો કે તે હુમલામાં આપણી ઇન્શાઅલ્લાહ ફત્તેહ છે. જો કે તેઓએ આપણી અને પોતાની વચ્ચે કુર્આનો રાખ્યાં છે અને તે મુજબ ઇન્સાફ કરવા કહે છે; પણ હુઝા કુર્આનુસ્સામેત વઅના કુર્આનુન્નાતેક એટલે આ (ભાલાં ઉપર કુર્આનો લટકાવેલાં હતાં તે તરફ ઈશારો કરી) મુંગા કુર્આનો છે, અને હું બોલતું કુર્આન છું; માટે મારા હુકમને માન્ય રાખો—મારા ઇન્સાફને કબુલ કરી લડાઇ ચાલુ કરો.'

પણ તેઓને કુર્આનના હુકમ નાહુકમને ક્યાં જોવા હતા?—કુર્આનના હુકમ મુજબ ન્યાય અન્યાયને ક્યાં તપાસવા હતા? તેઓને તો રૂશ્વતથી કામ હતું; અને તે કામ મોઆવીયાહ તરફથી કોઇને પૈસાની અને કોઇને પદવીની લાલચો આપી થઇ ચૂક્યું હતું. એટલે હવે તેઓને હઝરત અલી અ૦ તો શું? પણ મ્હાન પેગમ્બર સાહેબ પોતે પાછા દુનિયા ઉપર આવી હુકમ ફરમાવે તો પણ માને તેમ ન હતા.

તેથી તેઓએ તો હઝરત અલી અ૦ને છેવટ ચોકખા

શબ્દોમાં સંભળાવી આપ્યું કે; 'યા અલી, માલીકે ઉશ્તર જે હજુ સુધી લડી રહ્યા છે, તેમને બોલાવી લડાઇ બંધ કરાવો છો કે કેમ? નહિ તો આપને જીવતા પકડી શામી લશ્કર—મોઆવીયાહનાં લશ્કરને સોંપી દેશું; અથવા તો જે તલ્વારો મોઆવીયાહનાં લોહીથી રંગીન કરવા સજ થઇ હતી, તેજ તલ્વારો આપનાં લોહીથી રંગીન કરી; જે હાલ ત્રીજા ખલીફાનો થયો તેજ હાલ આપનો થવાનો. આટલું કહી વીસ હજાર* લશ્કરીઓએ હઝરત અલી અ૦ સામે પોતાનાં મ્યાનમાંથી તલ્વારો ખેંચી.'

હઝરત અલી અ૦મે જોયું કે મામલો તમામ બગડી ગયો છે. હવે જો માલીકે ઉશ્તરને બોલાવવામાં ઢીલ થશે તો આ લોકો જરૂર મારી સામે તલ્વારો ઉપાડશે; અને મારી સામે તલ્વારો ઉપાડશે તો મારા ફરમાન મુજબ અમલ કરનારા તેઓની સામે તલ્વારો ઉપાડશે; જેથી અંદરોઅંદર જંગ જાગશે, અને કાપાકાપી ચાલશે. આટલું વિચારી આપે એક માણસ સાથે માલીકે ઉશ્તરને લડાઇ બંધ કરવા કહેવરાવ્યું

---

* શીઆહની તવારિખની કિતાબ 'તહઝીબુલ મતીન'-માં આ માણસોની સંખ્યા પચાસ હજારની લખેલ છે. વીસ હજારની રિવાયત તો સુન્ની ભાઇઓની કિતાબ નામે 'તારીખે અઅસમે કૂફી'માં છે. 'મોહિબ.'

માલીકે ઉશ્તરે જવાબ આપ્યો કે: 'આપણી ફત્તેહ નજીક છે. હમણાં તે લોકોના પગ મયદાનમાંથી ઉખડી જશે, અને ભાગનાશ શરૂ થશે: માટે હઝરત અલી અ૦ને કહે કે હમણાં લડાઇને ફત્તેહ કરી આવે છે.'

તે શખ્સે કહ્યું કે: 'લડાઇ કોણના માટે ફત્તેહ કરો છો? અગર જો હઝરત અલી અ૦ માટે ફત્તેહ કરતા હોવ તો જલ્દી ચાલો કે હઝરત અલી અ૦ સામે વીસ હજાર તલ્વારો મ્યાનમાંથી ખેંચાઇ ચૂકી છે. અગર જો કાંઇ પણ ઢીલ કરશો તો હઝરત અલી અ૦ને જીવતા નહિ જુઓ.'

આ સાંભળતાજ માલીકે ઉશ્તરે પોતાની તલ્વાર મ્યાન કરી અને કહ્યું કે: 'હું તો હઝરત અલી અ૦ માટે લડું છું. અગર હઝરત અલી અ૦ને જીવતા ન જોઉં, અને લડાઇ ફત્તેહ કરૂં તો તે મારી ફત્તેહ ઉપર લાઅનત છે; અગર કે આખી દુનિયાની ફત્તેહ હોય તો પણ શું? ચાલ હમણાંજ આવું છું;' એમ કહી માલીક ઉશ્તર તે શખ્સ સાથેજ રવાના થયા.

હઝરત અલી અ૦ પાસે આવી જુએ છે કે મામલો તમામ ઉલ્ટો છે. જે લોકો હઝરત અલી અ૦ ઉપર પોતાની જાનો નીસાર કરવા તૈયાર હતા; તેજ લોકો આપના સામે તલ્વાર તોળી જાનના દુશ્મન થઇ ઉભા છે: અને મોઆવીયાહ સાથે સુલેહ કરવા આગ્રહ કરી રહ્યા છે.

આ હાલ જોઇ માલીકે ઉશ્તર એકદમ ઉશ્કેરાઇ ગયા,

અને કહેવા લાગ્યા કે: ' એય મુનાફેકો, અફસોસ ! તમે રાહે હકને મૂકી આપ્યો, અને રાહે નાહકને પકડી લીધો. અરે ! અમે તો તમારા કપાળ ઉપર સીજદાના દાગ જોઇ તમને કેવાય દીનદાર, ઇમાનદાર અને પરહેઝગાર ગણતા હતા: પણ હઝાર અફસોસ ! કે તમે દુનિયાના જ દોસ્ત નીકળ્યા ! તમારાં દિલોમાં દુનિયાની લાલચો ભરેલી છે, તેથી તમે હકથી ફરી ગયા; અને નાહકને અખ્તીયાર કર્યું. અગર જો તમે થોડીવાર સબર કરી હતે, તો આપણી ફત્તેહ થતે. પણ હાય અફસોસ ! તમને દુન્યાની લાલચે ઘેરી લીધા, અને ફરેબીઓના ફરેબમાં ફસાઇ ગયા. ખુદા તમને તેનો જલ્દીથી બદ બદલો આપશે. '

આ સાંભળી તેઓ ગુસ્સે થયા અને કહેવા લાગ્યા કે; ' એય માલીક ઉસ્તર, બસ કર; વધારે બકબકાટ ન કર. અમે જે લડાઈ બંધ કરી છે, અને કરાવી છે તે બરાબર છે. જ્યાં સુધી તે લોકોએ કુર્આન મુજબ ચાલવા ઇકરાર ન હોતો કર્યો, ત્યાં સુધી અમે તેઓની સાથે લડયા: અને અલીનો હુકમ માન્યો. પણ હવે તેઓએ કુર્આનને સામે રાખી ને ઉપર ચાલવા ઇકરાર કર્યો છે; માટે હવે અમે તેઓની સાથે હરગીઝ લડવાના નથી, લડવા દેવાના નથી: અને તે વિષે અલીનો કોઇ પણ હુકમ માનવાના નથી. '

આવી રીતે એકબીજા સામસામા ઉશ્કેરાઇ ગયા, અને આપસમાં એકબીજાને લાઅનત મલામત કરવા લાગ્યા. એટલામાં એક શખ્સે માલીક ઉસ્તરનાં મોઢાં ઉપર ચાબુક

માર્યો. માર્કીકે ઉસ્તરે તેનાં મોઢાં ઉપર ચાબુક માર્યો. મામલો બગડયો, અને આપસમાં ખૂનરેઝી થવાનો વખત આવ્યો. હઝરત અલી અ૦મે બન્ને પક્ષના લોકોને સમજાવી ઠંડા પાડયા.

માંહોમાંહે ઝગડતા જોઇ મોઆવીયાહ ઘણો ખુશી થયો, અને એ પ્રપંચી પ્રયત્નના શોધક ઉમરૂ આસને તેના પ્રયત્નની સફળતા બદલ સાબાશી આપી.

પછી મોઆવીયાહનાં લશ્કરમાંથી અબુલ અઅવર સલ્મી માંથાં ઉપર કુર્આન લઇ, ઘોડા ઉપર બેસી હઝરત અલી અ૦ની સામે આવી કહેવા લાગ્યો: 'યા અલી, આપણે એકબીજાની વાતને માનતા નથી, અને બન્ને પક્ષવાળા પોત પોતાને હક ઉપર સમજે છે; તેમાં બન્ને પક્ષના લોકોનો કચ્ચરઘાણ નીકળે છે, તેની જવાબદારી કયામત ઉપર જરૂર આપવી પડશે. માટે કોઈ એવો રસ્તો લેવો જોઇએ કે જેમાં બંને પક્ષનું શ્રેય થાય, અને બંને પક્ષનાં નાહક ખૂનો થતાં બચે. મારી નજરમાં તો તેને માટે એજ યુક્તિ સૂઝે છે કે બંને લશ્કર તરફથી બે લવાદ નીમવા; તેઓ આએ કુર્આન (માથાં ઉપર કુર્આન હતું તેને હાથ લગાડી) પ્રમાણે ન્યાય આપે, અને તે મુજબ બંને લશકર વર્તે.'

આ સાંભળી હઝરત અલી અ૦ના લશ્કરીઓ રાજી રાજી થઇ ગયા, અને જટપટ તે પ્રમાણે કબુલ કરી; પોતાની તલ્વારો મ્યાન કરી.

અબુલ્ અઅવરે આ વાત મોઆવીયાહ પાસે જઇ કરી. ઉમર આસે મોઆવીયાહને કહ્યું કે; 'કેમ, જોયું કે મારા મક્કરો કેવા કારગર નીવડે છે?! નહિ તો હું તું અને આએ લશ્કર અત્યારે કયારનાયે કામ આવી ગયા હતે, અને અલીની ફત્તેહ જાહેર થઇ જતે.'

મોઅવીયાહએ કહ્યું કે: 'બરોબર છે. ખરેખર તારી સલ્લાહ અને તારા મશ્વેશહથી જે જે કામો મેં લીધાં છે તે તમામ પાર ઉતાર્યાં છે. અને ખરૂં પૂછ તો તારી મદદ-થીજ મારી અમીરી ચાલે છે; નહિ તો અત્યારે મારા કબ-જામાં શામનો મુલક હોયે કયાંથી?. હવે જે મુસ્કેલી સામે છે તેને છેવટે સુધી પાર ઉતારી દે એટલે બસ.'

પછી બંને લશ્કર તરફથી બે લવાદ ચૂંટી, બંનેને દુમ્તુલ જન્દલ નામની જગ્યામાં એક વરસ સુધી સંપૂર્ણ વિચાર કરવા રહેવા આપી ફેસલો માગવો. બંને ફેસલો આપે, અને તે ફેસલા મુજબ બંને લશ્કર વર્તે. આવી રીતે બંને લસ્કર તરફથી કબુલ કરવામાં આવ્યું.

પછી શામવાળા તરફથી ઉમર આસ, અને ઇરાકવાળા તરફથી અબુમુઆ અશઅરી * ચૂંટાયો. અબુમુસા અશ-

* અબુમુસા એટલે મુસાનો બાપ. તેનું ખરૂં નામ અબ્દુલ્લાહ બિન કયસ હતું, પણ તે અબુ મુસાના નામથી મખ્યાત હતો. 'મોહિબ.'

અરી તદ્દન ભોળો—કમઅક્કલ, અને ઉમર આસ ફરેબ દગાથી સંપૂર્ણ ભરેલો હોવાથી; હઝરત અલી અ૦મે પોતાનાં લશ્કર—ઇરાકવાળાને પોતાના તરફથી લવાદ તરીકે અબુમુસા અશઅરીને ન ચૂંટતા, અબ્દુલ્લાહ બિન અબ્બાસ અથવા માલીકે ઉશ્તરને ચૂંટવા માટે અતિશય સમજાવ્યા; પણ તેઓ એકના બે ન થયા, અને આખર અબુમુસા અશઅરીનેજ પોતા તરફથી લવાદ તરીકે કાયમ રાખ્યો.

અબુમુસા અશઅરીને આ વખતે કોઇના તરફ ઉભું રહેવું પસંદ ન હોવાથી, તે આ લડાઇમાં આગેવાન ન હતો. તે એક ગામડામાં હતો; ત્યાંથી હઝરત અલી અ૦નાં લશ્કરે તેને કાસિદ મોકલી બોલાવી લીધો.

છેવટ ઉપર મુજબ કરેલા કોલકરારની શરતોવાળું સુલેહનામું લખાયું, લવાદ તરીકે ઉકત બંને નામો નોંધાયા; અને છેલ્લે બંને તરફની સહી શાક્ષીઓ કરાવી, સુલેહનામાની એક નકલ શામવાળાને અને એક નકલ ઇરાકવાળાને આપવામાં આવી.

પછી અબુમુસા અશઅરી હઝરત અલી અ૦મે આપેલ શોરેહ બીન હાની નામના સલાહકાર સાથે પાંચસો સવાર લઇ, દુમ્તુલ જન્દલ નામની જગ્યા તરફ રવાના થયો; અને ઉમર આસ પણ સારૂં એવું લશ્કર લઇ તે તરફ પંથે પડ્યો.

પછી બંને લશ્કરોને પોતપોતાને ઘરે જવાની આજ્ઞા

મળવાથી, સૌ કોઇએ પોતાનાં ઘરનો માર્ગ પકડ્યો. હઝરત અલી અ૦ પોતાના કેટલાક ખાસ દોસ્તો સાથે કૂફા તરફ રવાના થયા: અને મોઆવીયોહ તેમજ તેના કેટલાક અમલદારો અને સરદારો દમશ્કને માર્ગે પડયા.

* * *

જંગે સિફ્ફીન હીજરી સન ૩૭ના સફર મહીનામાં શરૂ થઇ હતી. રજબ મહીનો આવ્યો ત્યારે તે મહીનામાં લડાઇ કરવાની મના હોવાથી બંધ રહી. વળી શાબાનમાં શરૂ થઇ, તે જીલકાદ, જીલહજ અને મોહરરમમાં બંધ રહી; કારણ કે આએ ત્રણ મહીનામાં પણ લડાઇ કરવાની મનાઇ છે. કુલ એકસોને દસ દિવસ લડાઇ ચાલી; તેમાં એકસોને દસ હુમલા થયા; અને બંને તરફના મળી સિત્તેર હજાર માણસો માર્યા ગયા.

આએ જંગને જંગે સિફ્ફીન અથવા જંગે કાસેતીન પણ કહે છે. જંગે સિફ્ફીન એ ઉપરથી કહે છે કે તે જંગે સિફ્ફીન નામનાં મયદાનમાં નેહરે ફુરાતના કીનારા ઉપર થઇ હતી. અને જંગે કાસેતીન નામ એટલા ઉપરથી પડી ગયું કે મોઆવીયાહનો વજીર ઉમર આસ શામના મુલકમાં આવેલા એક કાસેતીન નામના શહેરનો રહેવાસી હતો; અને મોઆવીયાહનાં લશ્કરનો મોટો ભાગ કાસેતીન તરફનો હતો.

## • ફરેબી ફેસલો. •

ઉમર આસ અબુમુસાથી પહેલા દુમ્તુલ જન્દલમાં પહોંચી ગયો હતો. તેથી જ્યારે અબુમુસા આવવાનો થયો,

ત્યારે તે તેના ઇસ્તકબાલ—સ્વાગત માટે સામો ગયો, અને તેને માન સહિત પોતાને ઉતારે તેડી લાવી, પોતાની ગાદી ઉપર બેસાડ્યો: અને સાથે બેસી સારૂં સારૂં ખવરાવ્યું.

પછીથી દરરોજ તેઓ એકબીજાને ઉતારે આવી બેસતા હતા, અને ફેસલો આપવા વિષે વિચાર કરતા હતા. અને ઘણે ભાગે દરરોજ બંને સાથે જ જમતા હતા.

એક વખત બંને વાતો કરતા બેઠા હતા. તેવામાં અદી બિન હાતમ તાઇ આવી પહોંચ્યા. અદીએ ઉમર આસની ફરેબ ભરેલી વાતો સાંભળી કહ્યું કે: 'અય અબુમુસા, તું જરાક વારમાં ફસાઇ જા તેવો છો: તેથી મને લાગે છે કે તું કાંઇ સારૂં કામ કરી શકાશ નહિ. માટે ઉમર આસની ફરેબી વાતોથી ચેતતો રહેજે.' અને ઉમર આસને કહ્યું કે: 'અય ઉમર આસ, તારામાં અમને જરા પણ વિશ્વાસ નથી કે તું કાંઇ ઇસ્લામીઓનું ભલું કરી શકે: અને સારો મત આપી સાચો માર્ગ બતાવી શકે.'

ઉમર આસે આ સાંભળી કહ્યું કે: 'ઓ અદી, તને અને તારા જેવા બીજા કોઇને અમારા વચ્ચે દખલ દેવાનો કશો હક નથી. માટે તારે અમને કાંઇ કહેવું નહિ, અને અમારા બંનેની બેઠકમાં અમારા બે સિવાય ત્રીજા કોઇએ ભાગ લેવો નહિ.'

પછી અબુમુસાએ કહ્યું કે: 'હવે પછી આપણી બેઠકમાં બીજા કોઇને આવવા દેવો નહિ; નહિ તો લોકો આવ જાવ કરશે, અને આપણી મસ્લેહત વચ્ચે નાહક વિઘ્ન નાંખશે.'

પછીથી બંનેની એકાંતમાં ખાનગી બેઠક થતી, અને બીજા કોઇને આવવાની સખ્ત મના હતી. આવી રીતે જેમ જેમ દિવસો જતા, તેમ તેમ ઉમર આસ અબુમુસાનું વધારેને વધારે માન સાચવતો. રાત દિવસ અબુમુસાને પોતાથી જુદો થવા દેતો નહિ; અને તે માટે પોતાને અબુમુસાથી અનહદ પ્રિતિ છે તેવો દેખાવ કરી તેનાથી જુદું થવું પોતાને પસંદ ન હોવાનું બહાનું કરતો.

પણ આ એક ઉમર આસના પ્રપંચો પૈકી એક પ્રપંચ હતો. આવી રીતે તે ખુશામત કરી પોતાની ફરેબી જાળમાં અબુમુસાને ફસાવા માગતો હતો; અને તેની ફરેબી જાળથી કોઈ તેને જાણીતો કરી આપે એવા ભયથી, તે તેને પોતાથી એક જરાવાર પણ જુદો કરવા ચાહતો ન હતો. ભોળો અબુમુસા તેના ફરેબને જરા પણ સમજી શક્યો ન હતો. તે તો પોતાને આટલું માન મળતું જોઇ, અને પોતાની સાથે ઉમર આસની આટલે દરજ્જે મોહબ્બત જોઈ; મનમાં ફૂલાતો હતો.

અબુમુસાનો સલાહકાર શોરેહ બિન હાની આ સઘળું જોતો હતો; અને તેને વખત મળતા વારમ્વાર સલાહ આપતો હતો કે; 'જોજે હો ઉમર આસનાં અતિશય માન ભરેલાં વર્તનથી, અને ખુશામતવાળી વાતોથી ભોળવાઇ જતો નહિ; અને ગમે તેમ થાય તો પણ તારે પ્રથમ ઊભા થઇ પોતાનો મત જાહેર કરવો નહિ. અત્યારે જે તમને બંનેને કામ સોંપવામાં આવ્યું છે તે હલકું ન સમજતાં, ભારેમાં ભારે સમજવું; કારણ કે વર્તમાન અને ભવિષ્યની ઇસ્લામી

પ્રજાની લગામ અત્યારે તમને બંનેને સોંપવામાં આવી છે તેમ કહુ તો પણ કાંઇ અતિશયોક્તિ નહિ કહેવાય. માટે તું અત્યારની ઇસ્લામી પ્રજાની ડામાડોળ સ્થિતિનો વિચાર કરી મત આપજે.'

આના જવાબમાં અબુમુસા કહતો કે; ' ઇન્શાઅલ્લાહ જે કરીશ તે બેહતર જ કરીશ, અને જે મત આપીશ તે ઇસ્લામી પ્રજાની સ્થિતિનો વિચાર કર્યા પછી જ આપીશ; માટે તે વિષે બેફીકર રહો.'

ઉપર મુજબ બન્ને લવાદો ફેસલો આપવા માટે રોજ વિચાર કરતા હતા; પણ બન્નેનો એક મત થતો ન હતો. ઉમર આસ મોઆવીયાહને ખિલાફત આપવા માટે અબુમુસાને બહુ સમજાવતો હતો, પણ અબુમુસા તેથી તદ્દન વિરૂદ્ધ હતો. આવી રીતે વાદવિવાદમાં બન્નેએ લાંબી એવી મુદત પસાર કરી; છતાં કોઇ પણ નિર્ણય ઉપર આવ્યા નહિ. આથી બન્ને પક્ષના સાથવાળાઓને ભારે કંટાળો આવ્યો અને હવે જલદીથી ફેસલો આપવા કહેવરાવ્યું.

એક દિવસ વિચાર કરતા કરતા ઉમર આસે અબુમુસાને કહ્યું કે; ' જો તારો મત થતો હોય તો આપણે એવી રીતે ફેસલો આપીએ કે, અલી અને મોઆવીયાહ બન્નેને ખિલાફતથી દુર કરીએ; કારણ કે બન્ને આપસમાં લડયા છે, અને હજારો મુસલ્માનોનાં ખૂનો વહેવરાવ્યાં છે. તે બન્નેને બદલે મુસલ્માનો એકમત કરી એક ત્રીજો ખલીફો મુકરર કરી લીએ, કે જેથી આપસમાં ખૂનો થતાં બચે અને કુસંપ

ટળે. તેમાં મારો મત બીજા ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબના ફરઝંદ અબ્દુલ્લાહ તરફ વધારે છે; કારણ કે તે પરહેઝગાર અને આબીદ છે. વળી તેણે આ લડાઇમાં ભાગ લીધો નથી; અને જીભથી પણ કોઇ પણ જાતની ઉશ્કેરણી કરી નથી. માટે જો તારો આ પ્રમાણે મત થતો હોય, તો તું અલીને ખિલાફતથી દૂર કર; અને હું મોઆવીયાહને દૂર કરૂં.'

આ સાંભળી અબુમુસાએ ખુશી થઇ કહ્યું કે: 'તારા ઉપર ખુદાની હજાર રહમત ઉતરે; ખરેખર તેં બહુ સારો મત આપ્યો; અને તે મને ઘણો પસંદ પડ્યો. હવે કહે કે તે મત આપણે ક્યારે જાહેર કરશું?'

ઉમર આસે કહ્યું કે: 'હવે વધારે ઢીલ કરવી કામની નથી: કારણ કે આપણે વિચાર કરવામાં ઘણો લાંબો વખત કાઢ્યો છે, જેથી આપણા સાથવાળા સર્વ કંટાળી ગયા છે. માટે મારો તો વિચાર એમજ છે કે, આવતી કાલે સોમવારને દિવસેજ આપણે ફેસલો સંભળાવી દઇએ: કે જેથી સર્વે પોતપોતાનાં ઘર ભેગા થાય.' અબુમુસા જાળમાંથી છટકી જાય, તેવા ડરથી ઉમર આસે ટુંકમાંજ પતાવવા ધાર્યું.

અબુમુસાએ કબુલ કર્યું, અને બન્ને પક્ષના લોકોને ફેસલો સાંભળવા મસજીદે આઅઝમમાં આવવા આમંત્રણ કર્યું.

અબ્દુલ્લાહ બિન અબ્બાસે જોયું કે હવે બન્ને એક

મત થયા છે, અને આવતી કાલે ફેસલો સંભળાવવાના છે: તેથી અબુમુસાને બોલાવી કહ્યું કે; 'જોજે હો, ઉમર આસના ફરેબમાં ન આવી જજે; અને પ્રથમ તારો મત તું જાહેર ન કરજે: નહિ તો તે ફરી જશે, અને પોતાનું ધાર્યું કરશે.'

અબુમુસાએ કહ્યું કે: 'અરે એવું તે હોય! અમે આપસમાં પાકો અહદ—વચન લીધું દીધું છે કે તે મતથી હવે કોઇને ફરવું નહિ. વળી તમારો એવો મત છે તો ભલે હું પછી મત જાહેર કરીશ.'

* * *

બીજો દિવસ—સોમવારનો થયો ને માણસોનાં ટોળેટોળાં મસજીદે આઅઝમ તરફ વળ્યાં. તે એટલે સુધી કે મસજીદમાં ઠઠ જામી.

પછી ઉમર આસે અબુમુસાએ કહ્યું કે: 'ઉઠો, અને આપણા વચ્ચે નક્કી થએલા મતને જાહેર કરો.'

અબુમુસાએ કહ્યું; 'પ્રથમ તમે બોલો.' ઉમર આસે કહ્યું; 'એમ બને ખરૂં! આપ જેવા બુઝુર્ગ—વડીલની સામે હું પહેલ કરી શકું ખરો?'

આટલા લોકોમાં ઉમર આસ તરફથી આટલું માન મળવાથી અબુમુસા ફૂલાયો, અને ઝટપટ મિમ્બર પર ચડી બેઠો. ખુદા તથા ખુદાના રસુલ સ૦ની તાઅરિફ—વખાણ કરવા બાદ લોકોને કહ્યું કે; 'અમે લાંબા વખત સુધી

ખુબ વિચાર કર્યો, અને છેવટે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે જેથી આએ મુસલ્માનોમાં સળગતી આગ ઓલવાઇ જાય; અને હવે પછી સળગવાનો સંભવ પણ ન રહે. અમે બન્નેએ એની વચ્ચે ત્રીજો માર્ગ એ શોધ્યો છે કે હઝરત અલી અને મોઆવીયાહને ખિલાફતથી બરતરફ કરવા; અને તેઓને બદલે આપણે કોઇ એવા ત્રીજા શખસને ચૂંટી કાઢવો કે જે આબીદ અને પરહેઝગાર હોય; તેમજ લડાઇ કરી મુસલ્માનોનાં ખૂનો કરાવવાથી ડરતો હોય. કારણ કે હઝરત અલી અને મોઆવીયાહએ લડાઇ કરી, હજારો મુસલ્માનોનાં નાહક ખૂનો કરાવ્યાં છે. તેવા શખસો ખિલાફતને લાયક ન હોય. અમારા બન્નેની નજરમાં તો બીજા ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબના ફરઝંદ અબ્દુલ્લાહ સિવાય બીજો કોઇ ખિલાફતને લાયક નથી; કારણ કે તે આબીદ અને પરહેઝગાર છે. તે સિવાય આએ જંગમાં તેણે જરાપણ ભાગ લીધો નથી; તે એટલે સુધી કે તેણે કોઇને જીભથી પણ ઉશ્કેરેલ નથી. તમે તમામ જાણો છો કે હું હઝરત અલી તરફથી લવાદ નીમાયો છું. માટે હું જાહેર કરૂં છું કે આ મારી વીંટીને ( આંગળીમાં પહેરેલ વીંટી બતાવીને ) જેવી રીતે હું મારી આંગળીમાંથી જુદી કરૂં છું, તેવી રીતે હઝરત અલીને ખિલાફતથી જુદા કરૂં છું.' એમ કહી સર્વેની સામે પોતાની આંગળીમાંથી વીંટી જુદી કરી, સર્વેને બતાવી મિમ્બર ઉપરથી નીચે ઉતરી ગયો.

પછી ઉમર આસ મિમ્બર પર ચડયો અને ખુદા તેમજ

ખુદાના રસુલ સ૰ની તાઅરીફ કરવા બાદ કહેવા લાગ્યો કે; 'આપ સર્વે જાણો છો કે અબુમુસા એક બુઝુર્ગ શખ્સ છે. વળી તે હઝરત રસુલ સ૰નો યમનનો કાસિદ હતો. હઝરત અબુબકરનો કાયમ મકામ હતો, અને હઝરત ઉમરનો આલિમ હતો. અત્યારે તે ઇરાકવાળા તરફથી લવાદ નીમાએલ છે. તેણે જે જે કહ્યું, તે તે આપ સાહેબોએ સાંભળ્યું. હવે મારૂં કહેવું પણ સાંભળી લ્યો. તેણે તમારી સામે પોતાની વીંટી આંગળીમાંથી જેમ જુદી કરી, તેમ અલીને ખિલાફતથી જુદા કર્યા. હવે જુઓ, આ વીંટી (આંગળીમાંથી બાહેર કાઢેલ વીંટી બતાવીને) જેમ હું મારી આંગળીમાં બેસાડું છું; તેમ મોઆવીયાહને ખિલાફતની ગાદી ઉપર બેસાડું છું. માટે તમે તમામ સાક્ષી રહેજો.' આટલું કહી સર્વેની સામે પોતે વીંટી પહેરી નીચે ઉતરી આવ્યો.

આ કૂરેબી ફેસલો સાંભળી મોઆવીયાહના પક્ષે ખુશીના પોકારો કર્યા, અને હઝરત અલી અ૰ના તરફદારોનાં મોઢાં ઉતરી ગયાં. કેટલાક તો અબુમુસાને લવાદ નીમ્યો માટે પસ્તાવો કરવા લાગ્યા; અને કેટલાકને લડાઇ બંધ ન કરવાનાં અને અબુમુસાને લવાદ ન નીમવાનાં હઝરત અલી અ૰નાં વચનો યાદ આવવાં લાગ્યાં. તેમાં શોરેહ બિન હાનીએ એકદમ ઉશ્કેરાઇ જઇ ઉમર આસને એક ચાબુકનો ફટકો મડાવી લીધો. ઉમર આસે કહ્યું કે; 'હવે માર કે ન માર; પણ મેં તો મારૂં કામ પુરૂં કરી લીધું.'

આવીરીતે હઝરત અ૰ તરફના ઉશ્કેરાઇ જવાથી

સામાવાળા પણ ઉશ્કેકાઇ ગયા; અને તલ્વારો ખેંચી લડવા તૈયાર થયા. પણ અદી બિન હાતમ તાઇએ બન્ને તરફનાને સમજાવી શાન્ત પાડયા.

અબુમુસાએ કહ્યું કે: 'ઉમર આસે મને દગો દીધો, તે મારાથી હઝરત અલી અને મોઆવીયાહને ખિલાફતથી દુર કરવાનો વાયદો કરી ફરી ગયો. ખરેખર ખુદાએ આવા લુચ્ચા લોકોને કુતરાની ઉપમાં આપ્યા તે બરાબર છે. ખુદા લાઅનત કરે આવા ઝાલિમ, દગાબાઝ અને જુઠું બોલવાવાળા ઉપર.'

ઉમર આસે કહ્યું; 'અય અબુમુસા, હવે તું તારા ધ્યાનમાં આવે તે કહે. ખરેખર તારા જેવા માટે ખુદાએ ગધેડાનો દાખલો આપ્યો છે તે બરાબર છે. કારણ કે ગધેડા ભાર ઊંચકવા સિવાય વધારે કાંઇ સમજતા નથી.'

આવી રીતે ઘડીકવાર બન્ને વચ્ચે ટપાટપી ચાલી. પછી તો ઉમર આસે પોતાને ઉતારે જઇ મોઆવીયાહને એક મુબારકીનો પત્ર લખી મોકલ્યો. હઝરત અલી અ૦ના તરફદારોએ પણ આ ફરેબી ફેસલાના સમાચાર હઝરત અલી અ૦ને મોકલી આપ્યા.

આ ફરેબી ફેસલો મોઆવીયાહના પક્ષે કબુલ રાખ્યો; પણ હઝરત અલી અ૦ના પક્ષે કબુલ રાખ્યો નહિ. તેઓએ તો ત્યાંજ કહી આપ્યું કે; 'તમે અમારાથી ફરેબ કર્યો છે માટે અમે તમારાથી ફરીવાર લડશું.'

છેવટે મોઆવીયાહના પક્ષે મોઆવીયાહને ખલીફા તરીકે માન્ય રાખી, અને હઝરત અલી અ૦ના પક્ષે હઝરત અલી અ૦ને ખલીફા તરીકે કબુલ રાખી; બન્ને પક્ષ પોતપોતાને માર્ગે પડયા. ઉમર આસ વધામણી દેવા મોઆવીયાહ પાસે શામ ગયો, અને અબુમુસા શરમને મારે મક્કા ભાગી ગયો.

*　　*　　*

બન્ને પક્ષ વચ્ચે લડાઇ થઇ; હજારો મુસલમાનોનાં ખૂનો થયાં; લવાદો નીમાણાં; ફેસલા માટે લાંબી એવી મુદ્દતની વાટ જોવી પડી; છતાં પણ ફરેબી ફેસલાને લીધે આ તમામ વ્યર્થ થયું, અને મુસલમાનોમાં કુસંપની આગ એમજ ભડકતી રહી. બલ્કે વધી પડી, અને ખારજીઓ—દીનથી ખારેજ થએલા—નું એક ત્રીજું ટોળું ઉત્પન્ન થયું.

## આખરી યુદ્ધ.

ઉમર આસ શામ ગયો, અને મોઆવીયાહને ખલીફતુલ મુસ્લેમીન કહી સલામ કરી. ઉમર આસે ફરેબી ફેસલો કરી મોઆવીયાહને ખલીફા બનાવ્યો; માટે તેણે તેને સાબાશી આપી, અને પોતાની ગાદી ઉપર બેસાડયો; અને તેના બદલામાં તેને મીસરની હુકુમત—ગવર્નરીની પદવી સોંપી.

હઝરત અલી અ૦નો પક્ષ ઉસ્કેરાઇ કુફા આવ્યો, અને પાછી લડાઇ કરવાની હઝરત અલી અ૦ પાસે માગણી કરી. હઝરતે તેઓને થોડા દિવસ ઠહેરવા ફરમાવ્યું.

એટલામાં કુફમાંથી ચાર હજાર માણસો એવા મતના નીકળ્યા કે તેઓ હઝરત અલી અને મોઆવીયાહ બન્નેને દોષિત ગણવા લાગ્યા. મોઆવીયાહનો એ દોષ કે તે શામનો ગવર્નર હતો, અને માલીક થઇ બેઠો. અને હઝરત અલી કે જેમને મુસલ્માનોએ પોતાના ખલીફા બનાવ્યા, છતાં તેમની વિરૂદ્ધ જઇ સામે લડવા આવ્યો. અને હઝરત અલી અ૦નો એ દોષ કે તેઓ મોઆવીયાહને અસત્ય ઉપર સમજતા હતા: છતાં તેની સાથે સુલેહ કરી લવાદ નીમ્યા, અને લવાદોના ફેસલા ઉપર ભરોસો રાખ્યો; જેનું ફળ એ મળ્યું કે ફેસલામાં ફરેબ થયો. હકદાર હતા તે ખિલાફતની ગાદીથી દુર થયા, અને વગર હકદાર ખિલાફત પામી ગયો. હઝરત અલી અ૦ને સુલેહ હરગીઝ કરવી ન હતી; અને પોતાના સાથીઓ સાથે જંગ ચાલુ રાખવી હતી. તે એટલે સુધી કે કાં ફતેહ કરતે અને કાં માર્યા જતે. માટે હવે જ્યાં સુધી મજકુર ભૂલની તવબા હઝરત અલી અ૦ ન કરે; ત્યાં સુધી કોઇ પણ મુસલ્માનને તેમની તાબેદારી કરવી જાયઝ નથી. અત્યારે મુસલ્માનોનો ખલીફો અને હાકીમ અલ્લાહ સિવાય કોઇ નથી. જ્યારે મુસલ્માનો પોતાનો ખલીફો કરવાને લાયક કોઈ પણ શખસને જુએ, ત્યારે તેને ખલીફો બનાવે; અને તેની તાબેદારી બજાવી લાવે.

આવા મતના તે ચારે હજાર લોકો કુફાથી બાહેર ચાલ્યા ગયા, અને ચારે તરફ ફરી બીજા લોકોને પોતાના મતમાં મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. 'દુનિયા ઝુકતી હય,

ઝુકાનેવાલા ચાહીએ.' તેની જેમ વધતા વધતા તેવા મતવાદીઓની સંખ્યા બાર હજારની થઇ.

આથી તેઓએ ભેગા થઇ હરૂરમાં પડાવ નાખ્યો, અને પોતાનો સરદાર અબ્દુલ્લાહ બિન કબ્વાને બનાવ્યો. અને એ મતવાદીઓનું ટોળું ખારજીઓનાં નામથી મશહુર થયું; કારણ કે તેઓ ઇસ્લામથી ખારેજ—ફરી ગયા હતા.

હઝરત અલી અ૦એ તેઓને સમજાવવા અબ્દુલ્લાહ બિન અબ્બાસને મોકલ્યા. અબ્દુલ્લાહ બિન અબ્બાસે તેઓ તરફથી આવેલ શેતાબ બિન આઅવર સાથે કેટલાક સવાલ જવાબ કર્યા; પણ તે સમજ ઉપર આવ્યો નહિ, તેથી પાછા આવી હઝરત અલી અ૦ને વાત કરી.

આથી હઝરત અલી અ૦ પોતે તેઓને સમજાવવા માટે ગયા. આપને જોઇ તેઓનો સરદાર અબ્દુલ્લાહ બિન કબ્વા દસ માણસો સાથે આવ્યો. આપે તેઓ સર્વેને સત્ય કઇ બાજુ છે? તે દાખલા દલીલોથી સમજાવ્યું. તેઓ સરવે સમજાવ્યા, અને આપની તાબેદારી કબુલ કરી: તેથી આપે તેઓને તેઓનાં લશ્કરમાં જઇ સમજાવવા કહ્યું. તેઓ ગયા; અને ઘણીરીતે સમજાવ્યું, પણ ન સમજ્યા; તેથી તેઓ હઝરત અલી અ૦ પાસે પાછા આવ્યા. આપ તેઓ સાથે કૂફા પધાર્યા.

* * *

ફૈસલો આપી, જ્યારથી મોઆવીયાહને તેના પક્ષવાળાઓએ ખલીફા તરીકે સ્વીકાર્યો; ત્યારથી તેણે હઝરત

અલી અ૦ના તાબાનાં ગામડાં અને શહેરોને લુટવાનો તથા તેમના દોસ્તોને કતલ કરવાનો હુકમ આપી દીધો હતો. અને એ માટે ત્રણ ચાર સરદારોને ત્રણત્રણ ચારચાર હજારનું લશ્કર આપી રવાના કર્યા હતા. તેઓ હઝરત અલી અ૦ના તાબાનાં ગામો લુટતા હતા, તેમના દોસ્તોને કતલ કરતા હતા અને મોઆવીયાહની ખિલાફત બળજબરીથી કબુલ કરાવી, તેની બયઅત—તાબેદારી કરવાનું વચન—લેતા હતા. તે ઝુલ્મી પંજાનો ભોગ હીયત, અમ્બાર, મદીના, મક્કા, સોબાલા, નજરાન, હમદાન, ખશનાન, સનઆ, હઝરમુત, યમન અને યમામા સુધી થયા. તે સિવાય વટેમાર્ગુઓને લુટી, તેઓમાં જે હઝરત અલી અ૦ના દોસ્ત હોય, તેઓને પણ કતલ કરતા હતા.

આવી રીતના અત્યાચારોથી લોકોનાં ઇમાન ડગમગી ગયાં હતાં. મોઆવીયાહનાં લશ્કરને જોતા હતા તો મોઆવીયાહની બયઅત કબુલ કરી લેતા હતા, અને હઝરત અલી અ૦નાં લશ્કરને જોતા હતા તો હઝરત અલી અ૦ની તાબેદારી સ્વીકારી લેતા હતા.

મોઆવીયાહના એ અત્યાચારોથી હઝરત અલી અ૦નાં દિલને ઘણોજ રંજ પહોંચતો હતો. તેથી આપે એક કાગળ પણ મોઆવીયાહને અત્યાચાર છોડી દેવા શિખામણ રૂપે લખ્યો હતો. મોઆવીયાહે તે વાંચી હઝરત અલી અ૦નાં પકડેલ કેદીઓને છોડી આપ્યા હતા. આથી હઝરત અલી અ૦ને તેના સમજવા ઉપર આવવા આશા હતી; પણ તે

ખોટી પડી અને અત્યાચાર ચાલુજ રાખ્યા. તેથી હઝરત અલી અ૦ને લશ્કર ભેગું કરવાની ફરજ પડી.

હઝરતના હુકમથી સાઠ હજારનું જંગી લશ્કર મોઆવીયાહ સાથે ફરી લડવા તૈયાર થયું. આપે તેઓને નખીલા રહેઠાણ કરવા હુકમ આપ્યો.

આપ હજુ શામ તરફ જવાનો બંદોબસ્ત કરતા હતા. એટલામાં ખબર મળ્યા કે; 'અબ્દુલ્લાહ બિન કબ્વાના હઝરત અલી અ૦ પાસે જવાથી, ખારજીઓએ પોતાનો સરદાર અબ્દુલ્લાહ બિન વહબને બનાવી; નહેરવાન તરફ કુચ કરી. અને ત્યાં જઇ બસરાના લોકો પાસેથી પણ મદદ મેળવી, મ્હોટી સંખ્યામાં લશ્કર ભેગું કર્યું છે; અને ઈરાકનાં ગામડાંઓમાં ફરી, જેઓ તેઓના મતને મળતા નથી, તેઓને કાફર કહી લુટી લીયે છે, અને કેટલાકોને કતલ પણ કરે છે.' આવા ખબર સાંભળી હઝરતે શામ તરફ જવાનું બંધ રાખી, કેટલુંક લશ્કર નાહેરવાન તરફ ઉપાડયું. અને મારેકીન નામની જગ્યા ઉપર આવી લશ્કરને બરાબર ગોઠવ્યું.

પછી હઝરતે એક વાવટો ઉભો કરી તે ઠેકાણે બે હજાર માણસો રાખ્યા, અને ખારજીઓનાં લશ્કરમાં જાહેર કરાવી આપ્યું કે; 'જેઓ એ વાવટા નીચે આવે, અથવા કૂફા ચાલ્યા જાય; તેઓ તમામને માટે અમાન છે.'

આ સાંભળી કેટલાક લોકોએ તે વાવટા નીચે આવી અમાન મેળવી, અને કેટલાંક કૂફા તેમજ આજુબાજુનાં ગામડાંમાં ચાલ્યા જઇ પનાહ લીધી. છેવટે ચાર હજાર માણ-

સો ખારજીઓનાં ટોળાંમાં કાયમ રહ્યા. તેઓએ હઝરત અલી અ૰નાં લશ્કર ઉપર હુમલો કર્યો. હઝરત અલી અ૰નું લશ્કર પણ તેઓ ઉપર તુટી પડયું. અને એવી બહાદુરી બતાવી કે સામાવાળાનાં ચાર હજારનાં લશ્કરમાંથી ફક્ત નવ જણ બચ્યા ગયા—ભાગી ગયા, અને હઝરત અલી અ૰નાં લશ્કરમાંથી ફક્ત નવ જણ શહીદ થયા.

પછી હઝરતે હુકમ આપ્યો કે; 'હવે શામની તૈયારી કરો.' કેટલાક સરદારો હઝરત પાસે આવી અરજ કરવા લાગ્યા કે; 'યા હઝરત, અમારી તલ્વારોની ધાર બેસી ગઇ છે, તીર ખલાસ થયા છે અને ભાલાં તુટી ગયાં છે; માટે અમારી સલાહ એવી છે કે પ્રથમ કૂફા ચાલો, ત્યાં જઇ લડાઇનો તમામ સામાન દુરસ્ત કરાવ્યા પછી શામ જઇએ.' હઝરતે તેઓની સલાહ પ્રમાણે કૂફા જવાનો હુકમ આપ્યો, અને લશ્કરે તે તરફ કૂચ કરી.

* * *

આ લડાઇ હીજરી સન ૪૦ માં થઇ હતી. અને તે નહેરવાનનાં મયદાનમાં થઇ હતી, જેથી તેને જંગે નહેરવાન કહેવામાં આવે છે. તેનું બીજુ નામ જંગે નાકેસીન કરીને પણ છે; કારણ કે હઝરત અલી અ૰મે પોતાનું લશ્કર નાકેસીન નામની જગ્યામાં ઊતાર્યું હતું. આએ જંગ હઝરત અલી અ૰નુ 'આખરી યુદ્ધ' હતું; કારણ કે આની પછી હઝરત એ કે યુદ્ધ કરવા પામ્યા ન હતા.



# છેવટ સુધીની સાદાઇ.



હઝરત અલી અ૦નું લશ્કર કૂફાની નજદીક પહોંચ્યું, અને નખીલામાં આવી પડાવ નાખ્યો. હઝરતે હુકમ આપ્યો કે: 'જેઓને ગામમાં કામ હોય, તેઓ જાય; અને કાલે પાછા સરવે હાજર થાય; કારણ કે શામ તરફ જેમ બને તેમ જલદી જવા વિચાર છે.'

આ સાંભળી થોડાક સિવાય સરવે પોતપોતાને ઘરે ચાલ્યા ગયા; અને બીજે દિવસ થયો છતાં આવ્યા નહિ. આથી હઝરતનું દિલ દુ:ખાણું. અને આપની સાથે રહેલ ગણત્રીના માણસો સાથે આપ પણ ઘરે સીધાવ્યા.

હઝરતના ગામમાં જવાથી લોકો મુલાકાત માટે આવવા લાગ્યા, અને જેઓને એક દિવસની રજા મળી હતી; છતાં બીજે દિવસે નહોતા આવ્યા, તેઓ આવી માફી માગવા લાગ્યા; પણ હઝરતે તે ખોટી માફી કબુલ ન કરતા, સરવેને ઠપકો આપ્યો; અને પછી પણ પ્રસંગે પ્રસંગે ઠપકો આપતા રહ્યા.

આથી તેઓ સરવેને શરમીંદગી પયદા થઇ, અને હઝરત પાસે આવી કહેવા લાગ્યા કે; 'આપ હવે અમને વધારે ઠપકો ન આપો; આપનો જે હુકમ હોય તે અમે ઉપાડવાને તૈયાર છીએ.' હઝરતે ફરમાવ્યું કે; 'જ્યારે એમજ છે તો જાઓ, શામ જવા માટે તૈયાર થાઓ.' અને હારસ હમદા-

નીને હુકમ આપ્યો કે; 'શહેરમાં ઢંઢેરો કરો કે જેઓને શામ આવવા વિચાર હોય, તેઓ આવતી કાલે તૈયાર થઇ મુકરર જગ્યાએ હાજર થાય.'

બીજે દિવસે આપ ત્યાં ગયા, અને જોયું તો ફકત ત્રણસો માણસો આવ્યા હતા. આ જોઈ આપને ભારે રંજ થયો અને કૂફાની બેવફાઈ પર અફસોસ કરતા પાછા આવ્યા.

એટલામાં માહે મુબારક રમઝાન પણ આવ્યો. આપ દરરોઝ વાએઝ—ઉપદેશની બાદ લોકોને શામ તરફ આવવા ઉશ્કેરતા હતા. એમ કરતા માહે મુબારકની અઢારમી તારીખ પસાર થઈ; અને ઓગણીસમી રાત આવી. તે રાતના હઝરત જમવા બેસા; તો આપની શેહજાદી જનાબે કુલસૂમે એક થાળમાં બે જવની રોટલીઓ, થોડું મીઠું અને એક પ્યાલો દૂધ પીરસ્યું.

આપે ફરમાવ્યું કે; 'એય બેટી કુલસૂમ, શું તમે એમ ચ્યો છો કે તમારો પિતા દુનિયાની વધારે વસ્તુનો ઉપયોગ કરે, અને કાલે કયામતમાં ખુદાની સામે જવાબ આપવામાં વધારે વાર ઊભો રહે?' આ સાંભળી જનાબે કુલ્સૂમ મીઠું ઊપાડી લીધું. હઝરતે ફરમાવ્યું કે; 'તેને રહેવા આપો, અને આ દૂધનો પ્યાલો લઇ લીયો; કારણ કે તમારો પિતા દુનિયાની સ્વાદિષ્ઠ ચીજોને પણ ખાવા ચાહતો નથી.' આથી જનાબે કુલ્સૂમે મીઠું રહેવા આપ્યું, અને દૂધનો પ્યાલો લઇ લીધો.

હઝરતે મીઠાં સાથે થોડી રોટલી ખાઇ, ખુદાનો શુકર કર્યો. કારણ કે હઝરત એવા ભાવથી કાયમ ઓછું ખાતા કે કદાચ કોઇ ભૂખ્યો હોય, અને હું ધરાઇને કેમ ખાઉં? આવી રીતે હઝરત પહેલેથી તે છેલ્લે સુધી સાદાઇની સાથેજ રહ્યા.

---

# સરદારોને કતલ કરવા સલાહ.

નહેરવાનની લડાઇ પછી કેટલાક ખારજીઓ મક્કામાં ભેગા થયા, અને કહેવા લાગ્યા કે મુસલ્માનોના તમામ સરદાર હકથી ફરી ગયા છે; માટે તેઓને કતલ કરી, મુસલ્માનોમાં સળગેલી આગને શાન્ત કરવી.

આવા વિચાર ઉપર તમામ એકમત થવાથી તે માટે રમઝાનની ઓગણીસમી રાત નકકી કરી. અબ્દુર્રહમાન બિન મલજીમ મુરાદી જેને ઇબ્ને મુલજીમ કહેવામાં આવતો હતો. તેણે કૂફા જઇ હઝરત અલી અ૦ને કતલ કરવાનું કબૂલ કર્યું. બરક બિન અબ્દુલ્લાહ દમશ્શક જઇ મોઆવીયાહ બિન અબુ સુફ્યાનને કતલ કરવાનું વચન આપ્યું. ઉમર બિન બક્રે મીસર જઇ ઉમર આસને કતલ કરવાનું બીડું ઝડપ્યું. તે ત્રણેને એકજ રાત્રે એટલે રમઝાનની ઓગણીસમી રાત્રે

સુબ્હને જ વખતે કતલ કરવા; એવો નિશ્ચય કરી ત્રણે પોત-પોતાને પંથે પડયા.

* * *

ઉમર બિન બકર મીસર ગયો. તેણે બરાબર ઓગણી-સમી સુબ્હના મસજીદમાં જઈ, નમાઝ પડાવવાવાળાને ઉમર આસ સમજી માર્યો. પણ તે ઉમર આસ ન હતો. ખારેજા હતો. ઉમર આસ તે રાતના બિમાર થઈ જવાથી, તેણે પોતાને બદલે ખારેજાને મોકલ્યો હતો; જેથી તે મરાણો અને ઉમર આસ બચી ગયો.

* * *

બરક બિન અબ્દુલ્લાહ દમશ્કશ ગયો. તેણે પણ બરાબર ઓગણીસમી સુબ્હના નમાઝ પડાવવાની સ્થિતિમાં મોઆવીયાહને તલ્વાર મારી. તે સાથળ ઉપર વાગી, તરતજ હકીમને બોલાવ્યો. હકીમ આવ્યો, અને અભિપ્રાય આપ્યો કે: 'તલ્વાર ઝેર પાએલી મારી છે. તેના બે ઇલાજ મારા પાસે છે. જો તું કબૂલ કરે તો તે જગ્યાએ ડામ આપું, અને નહિ તો એક દવા એવી આપું કે આરામ થાય; પણ તેથી તું નપુંસક થઇ જવાનો.'

મોઆવીયાહે કહ્યું કે; 'મને ડામની ઇજા ખમવાની શક્તિ નથી. મને દવા આપ; ભલે હું નપુંસક થઈ જાઉં. મને યઝીદ અને અબ્દુલ્લાહ બે છોકરા છે એટલે બસ છે.' આથી હકીમે તેને દવા આપી, અને તે આરામ પામ્યો.

અબ્દુરરહમાન બિન મુલજીમ મુરાદી કુફા આવ્યો. અને તીમુર રેબાબના કબીલામાના એક શખ્સને ઘરે ઉતર્યો. તેણે પોતાનો વિચાર તમામથી છૂપો રાખ્યો હતો.

તે જે ઘરે ઉતર્યો હતો, ત્યાં એક કુત્તામા કરી ખુબસુરત જવાન સ્ત્રી હતી. તેણીનો બાપ અને ભાઈ જંગે નહેરવાનમાં હઝરત અલી અ૦ના હાથથી માર્યા ગયા હતા. તેથી તે હઝરત અલી અ૦થી અદાવત રાખતી હતી.

અબ્દુરરહમાને જ્યારથી તે સ્ત્રીને જોઇ હતી, ત્યારથી તેણીની સાથે નિકાહ કરવા લલચાયો હતો. એક દિવસ લાગ જોઇ તેણીને પોતાના નિકાહમાં આવવા કહ્યું. તેણીએ જવાબ આપ્યો કે; 'મારી મહરમાં—નિકાહની બદલીમાં ત્રણ હજાર દિરહમ, એક ગુલામ, એક લોંડી અને અલીની કતલ છે.' અબ્દુરરહમાને પોતાનો વિચાર છૂપો રાખવાના હેતુથી કહ્યું કે; 'અલીના કતલ સિવાય બીજું બધું મને કબુલ છે.' તેણીએ જવાબ આપ્યો કે: 'અલીની કતલ પહેલી છે: કારણ કે તેણે મારા બાપ અને ભાઇને જંગે નહેરવાનમાં કતલ કરેલ છે. તેઓનો હું બદલો લેવા ચાહું છું અને મેં મારાં દિલમાં નક્કી કર્યું છે કે જે અલીને કતલ કરે તેની સાથે મારે નિકાહ કરવા. માટે જો અલીને કતલ કરીશ, તો મારા જેવી ખુબસુરત સ્ત્રી પામીશ: અને તેને કતલ કરતા કદાચ તું જ કતલ થઇ ગયો તો આખેરત—પરલોકમાં તેનો સારો બદલો મેળવીશ; કેમકે મુસલમાનોમાં ખૂન કરાવનાર અલી છે.'

આટલી વાતચીત ઉપરથી અબ્દુર્રરહમાનને સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી કે, કુત્તામા પણ અલીની સાથે સખ્ત દુશ્મની ધરાવે છે, તેથી તે બોલ્યો કે; 'ખુદાની કસમ, હું પણ અલીને કતલ કરવા માટે જ મક્કાથી નીકળ્યો છું.'

આ સાંભળી કુત્તામા ઘણી રાજી થઈ; અને વરદાન બિન મુજાલેદ કે જે તેણીનાં કુટુંબનો હતો, તેને તેની મદદ માટે સોંપ્યો. એટલામાં અબ્દુર્રહમાને શબીબ બિન બજરાહ નામના ખારજીને જોયો; તેણે પોતાની પાસે બોલાવી કહ્યું કે 'હું તને એવું કામ બતાવું કે જેથી તને દીનદુનિયાની ઇઝઝત મળે; શું તને તે કબૂલ છે?' તેણે પૂછ્યું કે; 'તેવું તે વળી શું કામ છે?!' અબ્દુર્રહમાને કહ્યું કે; 'અલીને કતલ કરવામાં મારી મદદ કર.' તે કહેવા લાગ્યો કે; 'અરે! અલીને કતલ કરવા શું સહેલ વાત છે? તે તો ઘણા ભારે કામ છે.' તે પાપીએ કહ્યું કે; 'હું મસજીદમાં છુપી રહીશ. જ્યારે અલી નમાઝ પડવા આવશે, ત્યારે કતલ કરીશ.' આ વાત તેને કાંઇક ગળે ઉતરે; જેથી તે પણ અબ્દુર્રહમાનની મદદ કરવા કબૂલ થયો.

જ્યારે રમઝાનની ઓગણીસમી રાત થઇ, ત્યારે તે ત્રણે જણા તે ખરાબ કૃત્યના ઇરાદાથી મસજીદમાં ગયા. કુત્તામા મલઊના—પાપી પણ એઅતેકાફની * ઇબાદતના બહા-

* એઅતેકાફ એક જાતનો અમલ છે. તે માટે મસજીદમાં રહે છે, અને રોઝા રાખી એકાંતમાં ઇબાદત—બંદગી કરે છે. 'મોહિબ'

નાથી મસજીદમાં ખયમો—તંબુ તાણી રહી.

આ ભેદની વાત અશઅસ બિન કૈસ ખારજીને પણ કહી હતી, અને તે પણ આ મતને મળતો થયો હતો; તેથી તે પણ તેઓની મદદ માટે ઓગણીસમી રાતના મસજીદમાં આવી પહોંચ્યો.

---

# સત્ય હસનનાં સ્વરૂપમાં.

માહે મુબારક રમઝાનની ઓગણીસમી રાતનાં, હઝરત અલી અ૦ મીઠાં સાથે જવની રોટલીનાં થોડાક નવાલા જમ્યા બાદ; ખુદાની બંદગીમાં મશગૂલ થયા. ઘડીક નમાઝ પડતા હતા, ઘડીક દોઆ માગતા હતા. વળી ઘડીકવાર પછી બાહેર આવી આસમાન સામે જોઇ, પાછા અંદર ચાલ્યા જતા હતા; અને નમાઝ તથા દોઆની અંદર લીન થઇ જતા હતા.

જનાબે કુલ્સૂમ પોતાના પિતાજીની આવી ચિંતામય સ્થિતિ જોઇ, ઉદાસપણે પોતાનાં બિછાનાં પર બેઠાં હતાં. કારણ પૂછવા દિલ થતું હતું, પણ હિમ્મત નહોતી ચાલતી.

છેવટ એક વખત મનને મજબૂત બનાવી; 'હવે આવે ત્યારે પૂછવુંજ' એવા ચોક્સ વિચારથી વાટ જોતાં બેઠાં.

ઘોડીકવાર થયા એટલામાં હઝરત અલી અ૦ બાહેર પધાર્યા. જનાબે કુલ્સૂમે અદબથી ઊભા રહી, પોતાના પિતાજીને પૂછ્યું કે; 'પિતાજી, આપનો આજે આવો ચિંતામય હાલ નીહાળી, આ ગરીબ પુત્રીનું કલેજું સળગી ઊઠયું છે. આપ જેવા બહાદુરનો આ હાલ હોય તે સબળ કારણ સિવાય તો નજ હોઇ શકે. કૃપા કરી ફરમાવશો ?'

'વ્હાલી બેટી, તમારા પિતાએ મ્હોટા મ્હોટા પહેલવાનોને માર્યા; છતાં કોઈ વખત ડર નહોતો જણાયો. પણ પુત્રી, કોઇ દુનિયાના શહેનશાહ સામે જવાનો હોય છે, તો તે ડરે છે કે કદાચ અદબની ખિલાફ કોઇ વાત થઇ જશે તો! પૂછશે કાંઈ અને જવાબ અપાશે કાંઇ તો!! તો અય વ્હાલી બેટી, મારે તો તમામ બાદશાહોના બાદશાહ અને તમામ શહેનશાહોના શહેનશાહ સામે જવાનું છે, અને તે પૂછશે કે; એય અલી, તને અશ્રફુલ મખ્લુકાત—તમામ ખલકતથી શ્રેષ્ટ સરજ્યો; અને અમૂલ્ય જીંદગી અર્પણ કરી. તેના બદલાની અંદર શું લાગ્યો—કેવી રીતે વ્યય કરી? આનો જવાબ હું કેવી રીતે વાળીશ, તે ચિંતાની અંદર છું.' હઝરત અલીએ ગદગદ કંઠે, જનાબે કુલ્સૂમના જવાબમાં આવી રીતે ફરમાવ્યું.

જનાબે કુલ્સૂમ આ સાંભળી દિલગીર થયા, અને એક ઊંડા નિશ્વાસ સિવાય બીજો કાંઈ પણ જવાબ આપી ન શકયાં. હઝરત અલી આગળ માફક આસમાન સામે નજર કરી, પાછા ખુદાની પ્રાર્થનામાં પરોવાયા.

ઘડીવાર પછી આસમાન સામે જોયું તો રાતના બે ભાગ ખલ્લાસ થઇ, એક ભાગ બાકી હતો. તેથી આપ તાજુ વઝુ કરી, કપડાં પહેરી; બાહેર જવા માટે ફળીયામાં આવ્યા.

કેટલાંક બતકો આપે પાળ્યાં હતાં, તેઓ આવી આપનાં કપડાંને વળગવાં માંડયાં. આપ સમજી ગયા કે આએ અબોલ જનાંવરો મારી જુદાઇનો શોક દર્શાવે છે. આપે તમામને આસ્તેથી જુદાં કર્યાં, અને જનાબે કુલ્સૂમને ફરમાવ્યું કે; 'આએ મુંગાં જનાવરો છે, તેને દાણા પાણીનું ધ્યાન રાખશો. અગર તમારાથી તેની ચાકરી બરાબર ન બને તો. તેઓને મુકત કરજો કે તેઓ બીજાં પક્ષીઓની મિસાલ ફરી પોતાની રોઝી મેળવી લેશે.'

જનાબે કુલ્સૂમે અરજ કરી; 'આપ આવાં નાઉમેદીનાં વચનો ન કાઢો.' હઝરતે ફરમાવ્યું; 'જે હું કહું છું તે બરાબર છે.' પછી આપ તે મસજીદ તરફ રવાના થયા, કે જે મસજીદમાં આપને કતલ કરવા પાપીઓ ભેગા થયા હતા.

જનાબે કુલ્સૂમે પોતાના મ્હોટા ભાઇ ઇમામ હસનને જગાડયા; અને પોતાના પિતાજીથી જે જે વાતો સાંભળી હતી, અને વર્તન જોયું હતું તે તમામ કહી સંભળાવ્યું. અને છેવટમાં કહ્યું કે; 'જલદી જાઓ, અને પિતાજીને મસજીદમાં જતા અટકાવો કે આજે તેમના મસજીદમાં જવાથી મારી છાતી ધડકે છે. ખુદા ન કરે ને આજે કોઈ અવનવો બનાવ બનવાનો હોય!'

આ સાંભળી ઇમામ હસન દોડતા ગયા; અને હઝરત અલીને પાછા આવવા, અને આપની બદલીમાં બીજા કોઇને નમાઝ પડાવવા મોકલવા અરજ કરી. હઝરત અલીએ ફરમાવ્યું કે: 'જે પળ અને જે ઘડી ઇન્સાન માટે ખુદાએ નિર્માણ કરેલ છે તેમાં કોઇ પણ કશો ફેરફાર કરી શકતો નથી. અને મોતથી ડરવું એ મરદાનગીથી દૂર છે, તેને ધૈર્યથી ભેટવું એજ ખરી બહાદુરી છે. માટે જાઓ, બિછાના પર આરામ કરો; નમાઝ માટે એજ હુકમ છે.'

ઇમામ હસન આ હુકમ સાંભળી લાચાર થયા, અને ઉદાસ ચહેરે પાછા ફર્યા. હઝરત અલીએ મસજીદ તરફ પોતાના કદમ આગળ વધાર્યા.

'જલદી તૈયાર કર; આવવાનો વખત છે. જો સવાર થઇ, તો ફજેત સિવાય કાંઇ થવાનું નથી.'

હજર બિન અદી બિન હાતમ તાઇ કે જેઓ હઝરત અલી અ૦ના ખાસ દોસ્ત હતા, અને ઓગણીસમી રાતના ઇબાદત કરવા મસજીદમાં રોકાણા હતા; તેઓએ અશઅસ બિન કૈસની ઝબાનથી અબ્દુર્રહમાન સાથે ઉપર મુજબ વાત થતી સાંભળી.

હજર બિન અદી અશઅસ બિન કૈસની એ વાત સાંભળી તેનો મતલબ સમજી ગયા, જેથી તેને કહ્યું; ' (સત્યને નીહાળી શકનાર) એક (દિલના) આંધળા, શું હઝરત અલીને કતલ કરવાનો વિચાર રાખ્યો છે?' એટલું કહેતાની સાથે જ આ ખબર હઝરત અલી અ૦ને પહોંચાડવા માટે

આપનાં ઘર તરફ દોડ્યા. પણ બનવાકાળ આપ બીજે માર્ગેથી મસજીદ તરફ આવતા હતા, જેથી ઘરે જઇ મસજીદમાં પાછા આવ્યા તો જોયું કે હઝરત અલી મુસલ્લા ઉપર ઝખ્મી થઇ પડયા છે. કારણ કે હજરતના જવા બાદ તુરત હઝરત અલી અ૦ મસજીદમાં દાખલ થયા હતા. આપને કતલ કરવા પાપીઓ દરવાજા પછવાડે છુપાયા હતા; પણ ત્યાં તેઓની હિમ્મત નહિ ચાલવાથી, આપ મિનારા ઉપર જઇ અઝાન આપ્યા પછી; જ્યારે નમાઝ પડવામાં મશગૂલ થયા, અને પહેલી રકાતનો પહેલો સીજદો કરી સર ઉપાડયું કે તરતજ સર મુબારક ઉપર એક એવી તલ્વાર મારી કે તે કપાળ મુબારક સુધી ઉતરી ગઇ. અને પછી તે ત્યાંથી ભાગ્યો. સાથે તેના બીજા સાથીઓ પણ ભાગી ગયા હતા,

જંગે ખંદકમાં ઉમર બિન અબ્દવદના હાથથી આપને જે ઠેકાણે તલ્વાર વાગી હતી, તેજ ઠેકાણે આ તલ્વાર બ્રાવાગેલી; જેથી ભારે ઝખમ થયો હતો, અને માથાના બે ફાડ્યાં થઇ ગયાં હતાં. આપે બંને હાથથી બંને ફાડ્યાં ભેગાં કરી લીધાં, અને ફરમાવ્યું. બિસ્મીલ્લાહે વબિલ્લાહ, વઅલા મિલ્લતે રસુલિલ્લાહ. પછી કુર્આને શરીફની આએ આયતની તિલાવત કરવા—પડવા લાગ્યા. સુમ્મ તલઅ ફવલકુ તઆલા મિન્હા ખલકનાકુમ વ ફીહા નોઇદોકુમ વમિન્હા નુખરેજોકુમ તારતન ઉખ્રા. જેનો ભાવાર્થ એ છે કે; 'એમ ઝમીનમાંથી પેદા કર્યા, અને પાછા આ ઝમીનમાં લઇ જશું; અને વળી પાછા આએજ ઝમીનમાંથી ઊભા કરશું.'

આએ માઠા ખબર કૂફા શહેરમાં પવન વેગે પ્રસરી ગયા, અને લોકોનાં ટોળેટોળાં રોતાં રોતાં મસજીદમાં આવવાં લાગ્યાં. થોડીવારમાં સ્ત્રી, પુરૂષો અને બાળકોથી મસજીદ ચિકાર ભરાઇ ગઇ. આપના શાહજાદા ઇમામ હસન અને ઇમામ હુસેન પણ આવી પહોંચ્યા. પોતાના પિતાજીનો આવો હાલ જોઇ રડવા લાગ્યા. રોવાના આવાજથી મસજીદ ગાજી રહી હતી. હઝરત અલીએ આંખો ખોલી, સર્વેને આશ્વાસન આપ્યું. ઇમામ હસને અરજ કરી; 'પિતાજી આપનો આવો હાલ કોણે કર્યો ?' હઝરત અલીએ ફરમાવ્યું; 'જેણે કર્યો છે તે હમણાં આવી રહેશે, તમે મારા બાદ વસી અને ઇમામ છો માટે લોકોને જમાઅતની નમાઝ પડાવો કે સુબ્હની નમાઝનો વખત જાય છે.'

આ સાંભળી ઇમામ હસને જમાઅતથી સર્વેને સુબ્હની નમાઝ પડાવી. હઝરત અલીએ ઊભા થઇ નમાઝ પડવા ચાહી, પણ ન થવાયું; જેથી બેઠાબેઠા નમાઝે સુબ્હ અદા કરી.

એટલામાં મસજીદ બાહેર પોકાર થયો. જ્યાં થોડીવાર થઈ ત્યાં એક શખ્સને કેટલાક લોકો બાંધી લઈ આવ્યા. તે વખતે કોઇ તેને લાકડી મારતું હતું તો કોઇ પત્થર મારતું હતું, તો કોઇ તમાચો મારતું હતું; આવી રીતે જેને જે ફાવ્યું તે મારતું હતું.

હઝરત અલીએ આ કોલાહોલથી આંખો ખોલી, તો જોયું કે અબ્દુર્રહમાનને મજબૂત બાંધ્યો છે, અને જુદીજુદી રીતે લોકો તેને મારી રહ્યા છે. હઝરતે ફરમાવ્યું કે; 'તેને

છોડી નાખો અને તેની દયાજનક સ્થિતિ પર રહેમ લાવો. શું તેના હાલને તમે નથી જોતા? કે તેનો ચહેરો કેવો ફિક્કો પડી ગયો છે! તેની આંખો કેવી ઊંડી ચાલી ગઇ છે! તેનું હૃદય કેવું ધડકી રહ્યું છે!'

ઇમામ હસને અરજ કરી કે; 'શું આપને ઝખ્મી કરનાર ઉપર પણ અમે દયા કરીએ?'. હઝરતે ફરમાવ્યું 'હા. **દુશ્મન ઉપર પણ દયા કરવી એજ આપણું કામ છે.** કારણ કે આપણે દયાવાળા અને પ્રેમવાળા છીએ.'

પછી ઇમામે હસને હોઝયફા કે જે અબ્દુર્રહમાનને બાંધી લાવ્યા હતા, તેને પૂછ્યું કે; 'અય હોઝયફા, તમે આ મલઉન—પાપીને શા આધારે પકડયો?'.

હોઝયફાએ કહ્યું કે; 'હું સુતો હતો. એટલામાં મારી સ્ત્રીએ મને જગાડી કહ્યું કે, ઊંઠો ઊઠો હઝરત અલી ઝખ્મી થયા.' મેં પૂછ્યું; 'તને કેમ ખબર પડી?', તેણીએ કહ્યું કે; 'મેં કોઇનો આવાઝ સાંભળ્યો.'

આ સાંભળી હું બિછાનામાંથી ઊઠયો, અને તલ્વાર લઇ ઘર બાહેર નીકળ્યો. જ્યાં જાહેર રસ્તા પર આવ્યો, ત્યાં આ મલઉનને જોયો કે તે આમતેમ આંટા મારે છે. તે ભાગવા ચાહતો હતો, પણ રસ્તો સુજતો ન હતો. મેં પૂછ્યું કે; 'તું કોણ છો? અને કયાંથી આવે છે?'. તેણે પોતાનું કાંઇ જુઠું નામ બતાવી કહ્યું કે; 'હું મારે ઘરેથી આવું છું.' પછી મેં પૂછ્યું કે; 'આ વખતે કયાં જાય?' તેણે જવાબ આપ્યો કે; 'હયરહના મોહલ્લા તરફ.' મેં

કહ્યું: 'મેં સાંભળ્યું છે કે હઝરત અલી અ૦ ઝખ્મી થયા.' તેણે કહ્યું; 'મેં નથી સાંભળ્યું.' મેં કહ્યું; 'ત્યારે ચાલ ખબર કાઢીએ.' તેણે જવાબ આપ્યો કે; 'મારે જરૂરી કામ છે, તેથી હું નથી આવી શકતો.' મેં કહ્યું; 'અરે! પાપી, હઝરત અલી કરતા તારે કયું વધારે કામ છે? કદાચ તેંજ ઝખ્મી કર્યા હશે!'. તે ના પાડવા જતો હતો, પણ તેની ઝબાનમાંથી અચાનક હા, નીકળી ગઇ. પછી મેં બૂમ મારી, જેથી આજુબાજુના લોકો આવી પહોંચ્યા: અને તેને પકડી બાંધી આપની સામે હાજર કર્યો.

ઇમામ હસને ફરમાવ્યું કે: 'એય પાપી, મારા પિતાજીએ તારૂં શું બગાડ્યું હતું? તેમની કરતા વધારે દયાવાળો અને વધારે મહેરબાનીવાળો બીજો તેં કયો ઇમામ જોયો?'. આ સાંભળી તે મલઉન રોવા લાગ્યો. હઝરત અલીએ ફરમાવ્યું: 'તેના આત્માને હવે વધારે ન દુભાવો. તેને નજર કેદ રાખો; અને જે તમે ખાઓ તે તેને ખવરાવો, અને જે તમે પીવો તે તેને પીવરાવો. અગર આમાંથી મને આરામ થયો, તો હું મરજીવાળો છું: ચાહું તો બદલો લઉં, અને ચાહું તો છોડી મૂકું. પણ આમાંથી કદાચ મારૂં મૃત્યુ થાય, તો એક ઘાથી વધારે બદલો ન લેશો. જો કે ખુદા તો બદલો લેવાવાળા કરતા, ક્ષમા કરવાવાળાને વધારે ચાહે છે.'

પછી હઝરતે હુકમ કર્યો કે; 'હવે મને જલદી ઘરે લઇ ચાલો, કારણ કે બ્હેન ઝયનબ અને કુલ્સુમનો ખુદા જાણે

સુધે હાલ હશે.' આથી હઝરત અલીને ચાળણીમાં સુવરાવી ઘરે લઇ ગયા.

પછી હકીમને બોલાવ્યો. હકીમ આવ્યો. ઝખમને જોઈ પોતાની પાઘડીને જમીન ઉપર ફેંકી આપી કહેવા લાગ્યો કે: 'ઘણું ઝહેર પીવરાવેલ તરવાર મારવામાં આવી છે, જેથી તેનો અસર લોહીમાં તુરત થઇ ગયેલ છે. માટે આ ઝખમને દુરસ્ત કરવાનો મારા પાસે એકે ઇલાજ નથી.'

આ સાંભળી ઇમામ હસન તે મલઉન—પાપી પાસે ગયા, અને કહેવા લાગ્યા કે; 'અરે! પાપી, મારા પિતાજીએ તારૂં એવું તે શું ભૂંડું કર્યું હતું કે જેને એવાં ઝહેર પાએલી તલ્વાર મારી કે પછી જીવવાની આશાજ નહિ!!' અબ્દુર્રહમાને જવાબ આપ્યો કે; 'એય હસન, એકતો મારી તલ્વાર ઊંચી, વળી તેને એવું ઝહેર પાયું કે જો તે તલ્વાર થકી આખી દુનિયાના લોકોને ઝખ્મી કરવામા આવે: તો તેમાંથી એકે ન બચી શકે. માટે એય હસન, અગર તમારા પિતાજીને જીવવાની, એક જરા પણ જો આશા રાખતા હો તો તે છોડી દેજો.'

પછી તો જ્યાં વીસમી તારીખનો દિવસ થયો, ત્યાં ઝહેરના અસરથી આખું શરીર મુબારક લીલું કાચ જેવું થઇ ગયું. અને એકવીસમી રાત થઈ તો શરીરની સ્થિતિ એકદમ જુદહામાં માંડી. તે વખતે હઝરતે પોતાના તમામ ફરઝંદો અને દીકરીઓને બોલાવ્યાં, અને ફરમાવ્યું; 'મારી જુદાઈની સબર કરજો. સત્ય સાથે રહેના એટલે ખુદાના રાજી-

પાનાં કામો કરતા, આખી દુનિયા નારાજ થઇ જાય; તોપણ સત્યને ન છોડજો, એટલે દુનિયાને રાજી રાખવા, ખુદાની નારાજીનાં કામો ન કરજો. સત્યને સાંચવતા ગમે તે સંકટ આવે, તેને સહન કરજો; પણ સત્યને ન છોડજો. તકવા અને પરહેઝગારી—નીતિ અને પ્રમાણિકતા એજ તમારો ખરો ખોરાક સમજજો; કારણ કે કાયમની શાંતિની જીંદગી બક્ષનારૂં એજ ભાતું છે,'

પછી હઝરતને ગશ પર ગશ આવવા લાગ્યા. આપની ઝબાન ખુદાની યાદમાં હલવા લાગી. કપાળ પર પરસેવો જારી થયો. જ્યાં એકવીસમી રાતનો ત્રીજો ભાગ બાકી રહ્યો; ત્યાં આપે આ ફાની દુનિયાને ત્યાગી, કાયમની દુનિયા તરફ કુચ કરી. તે રવીવારની રાત હતી. હીજરી સન ૪૦નો રમઝાન મહીનો ચાલતો હતો. આપની ઉંમર શરીફ ૬૫ વરસની હતી.

આપના આએ દુનિયાને ત્યાગી જવાથી, આપની પછી ઇમામતનું નૂર—સત્યનું સ્વરૂપ આપના વડા શાહજાદા ઇમામ હસનમાં પ્રકાશ્યું. આ વખતે આપની ઉમર શરીફ આડત્રીસ સાલની હતી.

* * *

# સ્વાર્થ વગરની સેવા.

સર્વે મુસલ્માનો આપને નજફ નામની જગ્યાએ કે જ્યાં હાલ આપનો કુબો—રોઝો મુબારક છે, ત્યાં દફન કરી આવતા હતા; એટલામાં એક તરફથી રોવાનો આવાજ સંભળાયો. ઇમામ હસન અને ઇમામ હુસેન તે તરફ ગયા તો જોયું કે એક બુઢો, અશકત, કેટલીક બિમારીઓમાં ફસાયલો, આંધળો, જમીન ઉપર ફાટેલો તકીયો કરી સુતો છે, અને રાડો પાડી રહ્યો છે.

ઇમામ હસને તેને પૂછ્યું કે: 'એય ભાઇ, તારો શું હાલ છે? તેથી અમને જાણીતા કર.' તે બુઢે કહ્યું કે: 'એય બન્દે ખુદા, મારા હાલની હું શું વાત કરૂં કે જેનો કોઇ શહેરમાં સગોવ્હાલો કે સંબંધી ન હોય! હું એક પરદેશી, દર્દોમાં બેબાયલ, આંધળો, બુઢો, અશકત છું. આ કુફા શહેરમાં મારો કોઇ મદદગાર કે ખબર લેનાર નથી.'

ઇમામ હસને પૂછ્યું કે: 'જ્યારે એમ છે ત્યારે તારૂં ખાવા પીવાને માટે શું થાય છે?' તે બુઢાએ કહ્યું: 'હું અહીંયા એક વરસથી પડ્યો છું. એક ખુદાનો લાલ દરરોજ મારા પાસે આવી, મને પોતાને હાથે ખવરાવતો. અને પાણી પીવરાવતો. મારા ઉપર બાપ જેટલી મહેરબાની ધરાવતો. પણ ખુદા જાણે ત્રણ દિવસથી તેને શું થયું કે તે બિલકુલ આવ્યો જ નથી.'

ઇમામ હસને પૂછ્યું કે; 'તેનાં નામ ઠામની કાંઇ ખ-

બર છે?'. તે બુઢે કહ્યું: 'નામ વિષે તો ઘણી વખત પૂછ્યું, પણ દરેક વખતે તે જવાબ આપતો કે, તારે નામનું શું કામ છે? કામથી કામ. પણ તેના માટે એટલું તો કહીશ કે તે કોઇ ખુદાનો પ્રેમી બન્દો હતો; કારણ કે જ્યારે તે અહીં આવતો, ત્યારથી તે જેટલીવાર તે અહીં બેસતો; તેટલીવાર સુધી તેનાં મોઢાંમાંથી ખુદાનાં નામ સિવાય બીજો કોઇ શબ્દ નહોતો સંભળાતો. અને જ્યારે તે મારી પાસે આવી બેસતો, ત્યારે તે કહેતો કે, ગરીબની પાસે ગરીબ બેસે, અને મિસ્કીનની પાસે મિસ્કીન બેસે.'

આ સાંભળી ઇમામ હસને ફરમાવ્યું કે; 'એ તો અમારા પિતા હઝરત અલી જ હોવા જોઇએ.' તે બુઢો કહેવા લાગ્યો કે; 'અફસોસ! મેં મુસલ્માનોના સરદાર અને ખુદાના વ્હાલા દોસ્ત પાસેથી કામ લીધું! તે મ્હારો ગુનાહ ખુદા મને કેમ માફ કરશે?'. ઇમામ હસને ફરમાવ્યું કે: 'એય બુઢા, તે વિષે તું ફિકર ન કર. **ગરીબો, મિસ્કીનો, યતીમો, અપંગો, અશક્તોની સેવા કરવી એજ સરદારેનું કામ છે.** ખુદા તે માટે તને કાંઇ પણ પૂછવાનો નથી.' તે બુઢાએ અરજ કરી કે; 'યા હઝરત, ત્યારે એ તો ફરમાવો કે આપના વાલિદ—પિતાજી ત્રણ દિવસથી કેમ નથી પધાર્યા?'.

ઇમામ હસને ફરમાવ્યું કે: 'એય બુઢા, તે વિષે તને હું શું વાત કરૂં? કે ઓગણીસમી રાતના સુબ્હની નજદીક એક મલઉન—પાપીએ ઝેર પાએલી તલ્વાર તેઓનાં સર

પર એવી મારી કે માથાંનાં બે ફાડચાં થઇ ગયાં, અને એ-જ દર્દમાં આજે રાતના આએફાની દુનિયાની કૂચ કરી ગયા: જેઓને અમે દફન કરી જતા હતા, એટલામાં તારા રોવાની આવાજ સાંભળી અહીં આવ્યા. એય બુઢા, હવે તે વિષે કાંઇ તું ફિકર કરીશ નહિ; કારણ કે તેઓની પછવાડે અમે કામ કરવાવાળા છીએ. જેથી કાંતો હું ટાઇમસર ખાવાપીવાનું પહોંચાડી તને ખવરાવી જઇશ; અને કાંતો આ મારો ભાઈ હુસેન ખાવાપીવાનું લાવી તને ખવરાવી જશે.'

તે બુઢો ઝારઝાર રોવા લાગ્યો, અને હાથ જોડી અરજ કરવા લાગ્યો કે, 'યા હઝરત, મને ગમે તેમ કરી, મારા સરદાર અને પાલણહાર આપના પિતાજીની કબર પર પહોંચાડો.'

આ સાંભળી બન્ને શાહજાદા તે બુઢાના બન્ને તરફના બાઝુ પકડી, કબર ઉપર લઇ ગયા. તે બુઢો કબર ઉપર પડી ગયો, અને રોઇરોઇને કહેવા લાગ્યો કે: 'એય ખુદાવન્દા, તને સોગંદ આપું છું આ કબરમાં સુતેલ છે તેના, કે મારા શરીરમાંથી મારા આત્માને ખેંચી લે. આવા ગરીબ પરવરની પછવાડે હું જીવવા ચાહતો નથી.'

તર્તજ તેની દોઆ—માગણી કબૂલ થઇ: તેનો આત્મા ખેંચાઇ ગયો. ઇમામ હસને અને ઇમામ હુસેને તેને ગુસલ કફન આપી. હઝરત અલીના પગો તરફ દફન કર્યો.

# બેવફા કૂફીઓની બયઅત.

---

હઝરત અલી અ૦ની શહાદત પછી તેજ દિવસે ઇમામ હસને મિમ્બર પર જઇ વાએઝ—ભાષણ કર્યું. તેની અંદર ખુદાની વહદાનીયત—એકતાઈ, અને પેગમ્બર સાહેબની રિસાલત—પેગમ્બરી વિષે બયાન કર્યું. અને દુનિયાની ક્ષણભંગૂરતા તથા આખેરતની અમરતા તરફ શ્રોતાઓનું લક્ષ ખેંચ્યું. અને તે ઉપર પોતાના પિતાજી જેઓ કે સખાવત—ઉદારવૃત્તિ તથા શુજાઅત—બહાદૂરીમાં એકકા હતા; છતાં બે દિવસમાં આએ ફાની દુનિયાને છોડી ચાલતા થયાનું દ્રષ્ટાંત આપી સમજાવ્યું. છેવટે પોતાનું નામ, હસબ નસબ—કુટુંબ કબીલો વિગેરે જાહેર કરી ભાષણ સમાપ્ત કર્યું.

પછી અબ્દુલ્લાહ બિન અબ્બાસે ઊભા થઇ લોકોને ઇમામ હસન અ૦નાં ફરમાન મુજબ બયઅત કરવા કહ્યું. લોકો ઊભા થઇ થઈ ઇમામ હસનના હાથ ઉપર એવી શરતે વચન આપવા—બયઅત કરવા લાગ્યા કે: 'આપ જેની સાથે સુલેહ કરો, તેની સાથે સુલેહ કરીએ: અને આપ જેની સાથે લડો, તેની સાથે લડાઇ કરીએ.' આવી રીતે બયઅત કરવાવાળા કૂફીઓની સંખ્યા ચાલીસ હજારની હતી.

# વેરની વસૂલાત.

જે વખતે હઝરત્ અલી અ૦ના શહીદ થવાના સમાચાર મોઆવીયાહને મળ્યા તે વખતે મોઆવીયાહ તકીયો લગાવી બેઠો હતો; પણ આ સમાચાર મળવાની સાથે જ તે ખુશીના જોશમાં એકદમ ટટ્ટાર બેઠો, અને એક ગાવાવાળી લોંડીને કહ્યું કે: 'આજે મારી આંખો ઠંડી થઇ છે, માટે કાંઇ ખુશીનું ગાયન ગા.' તેણીએ નીચે મુજબ ગાયું.

અલા અબ્લગૂ મોઆવેયતબ્ને સખરી;
ફલા કરરતા ઓયુનુશ્શામેતીના.
અરી શહરિસ્સેયામે ફજેઅતોમૂના;
બે ખયરિન્નાસે તુર્રન અજ્મઇના.
કતલતુમ ખયર મન રકેબલ મતાયા;
વ અફઝલોહુમ વમન રકેબસ્સરીના.

અર્થાત; મોઆવીયાહ બિન અબુસુફયાનને ખબર આપો કે મહેણાં મારનારની આંખો કદી ઠંડી નહિ થાય; કેમકે માહે રમઝાનમાં અમોએ એવા શખસના ગમની ખબર સાંભળી કે જે તમામ ઇન્સાનોમાં બેહતર હતો. અને તે શેહસ્વાર કે જેને કતલ કર્યો તે અફઝલ હતો. અને તેથી અમે દિલગીર થયા.

આ સાંભળી મોઆવીયાહને ગુસ્સો આવ્યો. અને પોતાના પાસે એક ધોકો પડ્યો હતો; તેને ઉપાડી તે લોંડીનાં

માથાં ઉપર એક એવો માર્યો કે તેણીનું માથું ફાડી પડ્યું, અને તે મરી ગઇ.

આવી રીતે હઝરત અલી અ૦થી તો મોઆવીયાહે આપની હયાતી સુધી વેર વસૂલ કરવું ન છોડયું, પણ આપની બાદ આપના શાહજાદા ઇમામ હસન અ૦થી પણ વેરની વસૂલાત કરવી ચાલુ રાખી.

મોઆવીયોહ એ આશા ધરાવતો હતો કે હઝરત અલી અ૦ની હરતી બાદ લોકો એકમતે મને ખલીફા તરીકે સ્વીકારશે. પણ ઇમામ હસન અ૦ને ઇરાકવાળાએ પોતાના ખલીફા તરીકે સ્વીકારવાના સમાચારે મોઆવીયાહની તે આશાએ તેને નિરાશામાં નાખી દીધો. આથી તે ભારે ગુસ્સે થયો; અને તે નિરાશામાંથી મુકત થઇ, આશાનાં કિર્ણોમાં કેમ આવવું તેની ચિંતામાં પડયો.

મોઆવીયોહ ઇરાકના એકેએક સમાચાર પોતાના બે વફાદાર જાસૂસો થકી મેળવતો હતો.

આ ખબર ઇમામ હસન અ૦ને મળવાથી ઇમામ હસન અ૦મે મોઆવીયાહને લખ્યું કે; ' ખિલાફતનો હક અમારો છે કાંઇ તારો નથી; પણ ઇસ્લામીઓમાં આપસમાં જંગ થઈ, નબળાં ન પડી જાય, માટેજ હું ચુપકીદી પકડી બેઠો છું. કારણ કે આગળ જે જંગો થયા, તે પોતાના હક લેવા માટે જ થયા હતા; અને તેથી હજારો મુસલ્માનોની જાનની ખુવારી થઇ, લોકો ભિન્નભિન્ન મતે વહેંચાઇ ગયા. માટે

તું હવે ફિસાદની આગને ઠંડી કર, અને એવું કામ કર કે ઉમ્મતે મોહમ્મદી સંના ખૂનો થતાં અટકે; કે લોકો પોતાનાં દીનદુનિયાની ભલાઇનાં કામો કરવામાં ધ્યાન આપે. અને મારા પિતાજીએ પોતાની બાદ મને ખિલાફત અને ઇમામત સોંપી છે. અને ઇરાકવાળાઓએ પણ મારી બયઅત કબુલ કરી છે, અને તેનો હકદાર પણ હુંજ છું; છતા પણ અમે તો તે કામ ખુદાને જ સોંપ્યું છે કે તે તારી અને અમારી વચ્ચે ઈન્સાફ કરશે.

'છતાં પણ જાસૂસોને મોકલી, અત્રેની જાહેર તેમંજ છૂપી બાતમીને મેળવવાનાં તારાં કાર્યથી જાણી શકાય છે કે તું જંગનો ઇરાદો રાખે છે. અગર જો તેમ હોય તો હું પણ તય્યાર જ છું.'

મોઆવીયાહને આ કાગળ પહોંચ્યા પછી તેણે તેના જવાબમાં આ મુજબ લખ્યું. 'તમે એ વાતને કાં ભૂલી જાઓ છો કે અમારા અને તમારા પિતાજી વચ્ચે લવાદ નીમાયા હતા; અને તેણે ફેસલામાં તમારા પિતાજીને ખિલાફતથી દૂર કરી, મને કાયમ કર્યો હતો. તો તે ઉપરથી તમારા પિતાજી ખિલાફતના હકદાર શી રીતે રહી શકે? અને જયારે તેઓ રહી ન શકે, ત્યારે તમે ખલીફા કયાંથી થઇ શકો? અને તમારો હક મારા પાસે કેવીરીતે માગી શકો? ખરી રીતે તો હું જ લખી શકું અને લખું પણ છું કે તમે ખિલાફત નીલાફત છોડી આપો, અને ખામોશ રહી એકાંતને અખ્તીયાર કરો. અને ચાલુ સમય એવો છે કે જો કદાચ

તમને ખિલાફત આપવામાં આવે, તોપણ તમે તે સાંચવી ન શકો; કારણ કે આજકાલ ખિલાફતને ચાલવાવાળા બરોબર મવજુદ છે.'

આએ કાગળ ઇમામ હસન અ૦ને રવાના કરવાની સાથે જ પોતે સાઠ હજારનું લશ્કર લઈ ઇરાક તરફ કૂચ કરી. અને એક કાગળ ઉમરૂ બિન હરીસ, અશઅસ બિન કયસ, શીશ બિન રબઇ વિગેરે ખારજીઓનાં નામ પર પણ રવાના કર્યો. તેમાં લખ્યું હતું કે; 'તમારામાંથી કોઇપણ જો હસન બિન અલીને કતલ કરશે તો તેને બે લાખ દિરહમ, શામનાં લશ્કરોમાંથી સારૂં એવું એક લશ્કર અને તેના નિકાહ મારી શહજાદી સાથે કરી આપવામાં આવશે.'

આવી રીતના ફરેબી કાગળથી ઘણાને ઇમામ હસન અ૦ના જાની દુશ્મન બનાવી લીધા. તે એટલે સુધી કે ઇમામે હસન અ૦ને પોતાની હિફાઝત માટે કાયમ ખાતે લુગડાં નીચે બખ્તર પહેરી રાખવાની ફરજ પડી.

એક વખત મસજીદની અંદર નમાઝ પડતા હતા, તેવામાં એક ખારજીએ હઝરતની ઉપર તીર ફેંકયું; પણ બખ્તરના સબબથી કાંઇ ઇજા ન થઇ.

પછી જ્યારે સાઠ હજારનું લશ્કર સહિત મોઆવીયાહના શામથી• ઇરાક તરફ કૂચ કરવાના સમાચાર ઇમામ હસન અ૦ને મળ્યા, તો આપે પણ લશ્કર ભેગું કરવા માંડયું; અને આપના તરફના હાકિમો પાસેથી પણ લશ્કર મંગાવ્યું; કુલ

ચાલીસ હજારનું લશ્કર થયું. તે લઇ આપે પણ શામ તરફ કૂચ કરી.

*     *     *

અબ્દુર્રહમાનનાં દેરા પાસે આવી આપે પડાવ નાખ્યો; અને બની કુન્દામાંના એક શખસને ચાર હજારનું લશ્કર આપી, મોઆવીયાહનો રસ્તો રોકવા મનઝિલે અમ્બાઝ તરફ રવાના કર્યો.

જ્યારે આ લોકોના આવવાના મોઆવીયાહને ખબર મળ્યા, તો તેણે બની કુન્દીના નામનો એક કાગળ લખ્યો. તેની અંદર લખ્યું કે; 'અગર જો તું મારા પાસે આવતો રહીશ, તો તને શામના કોઇપણ એક શહેરની હુકુમત આપીશ.' સાથે પાંચસો દિરહમ પણ તેના માટે મોકલ્યા.

આ શખસને હુકુમતની આશાએ અને પાંચસો દિરહમની નગદીએ અંધો કર્યો, અને હઝરત અલી અ૦નું લશ્કર છોડી, પોતાના બસો સંબંધીઓ અને દોસ્તો સાથે મોઆવીયાહનાં લશ્કરમાં મળી ગયો.

જ્યારે આ ખબર ઇમામે હસન અ૦ને મળ્યા તો આપે કબીલએ મુરાદમાંથી એક શખસને ચાર હજારનું લશ્કર આપી, તેની પાસે સોગંદ પૂર્વક વફાદાર રહેવાનું કબુલ કરાવી તે તરફ મોકલ્યો.

તે ગયો. મોઆવીયાહે તેને લખ્યું કે; શામનાં શહેરોમાંથી એક શહેરની હુકુમત, અને જ્યાંની તું જે ઇમારત

પસંદ કર, ત્યાંની તને તે ઇમારત આપવી.' અને સાથે પાંચસો દિરહમ પણ મોકલ્યા. જેથી તે પણ ઇમામ હસન અ૦થી ફરી, મોઆવીયાહ સાથે થઇ ગયા.

આ સમાચાર મળવાથી ઇમામ હસન અ૦ ઘણા નારાજ થયા, અને પછી અબ્દુલ્લાહ બિન અબ્બાસને કયસ બિન સાઅદ સાથે બાર હજારનું લશ્કર આપી રવાના કર્યા.

પછી આપે પણ ત્યાંથી પડાવ ઉપાડ્યો, અને સાબાતે મદાયન તરફ કૂચ કરી.

અબ્દુલ્લાહ બિન અબ્બાસના મનઝિલે અમ્બાઝ પર પહોંચવાની સાથેજ તેની પાસે બે હજાર દીનાર લઈ એક કાસિદ આવ્યો, અને કહ્યું કે; 'અમીરૂલ મોઅમેનીન મોઆવીયાહે આપને કહેવરાવ્યું છે કે આ અડધી રકમ હાજર છે, અને અડધી રકમ આપ જ્યારે અમારાં લશ્કરમાં પધારશો, ત્યારે આપવામાં આવશે.'

રાત થઇ એટલે અબ્દુલ્લાહ બિન અબ્બાસ પણ મોઆવીયાહનાં લશ્કરમાં ચાલ્યા ગયા!

સવાર થઇ, અને સાઅદ બિન અબ્બાદાહને આ વાતની ખબર પડી; જેથી લશ્કર ભેગું કરી કહ્યું કે; 'અબ્દુલ્લાહ બિન અબ્બાસ પણ બેવફા બની ચાલ્યા ગયા, તો તેની જેમ આપણે પણ બેવફા બનવાનું નથી. બેવફા બનવા પહેલાં ખુદાથી ડરવું જોઇએ; માટે બેવફા ન બનતાં દુશ્મનોથી લડવા તય્યાર રહો.' આવી રીતે સરવેએ સાંભળી, તે વખતે

તો હામાંહા મેળવી; પણ દરરોજ હઝરત અલી અ૦નાં લશ્કરમાંથી બબે ચાર ચાર માણસો નીકળી મોઆવીયાહનાં લશ્કરમાં ચાલ્યા જતા હતા.

ઇમામ હસન અ૦ સાબાતે મદાયનમાં પહોંચ્યા, અને અબ્દુલ્લાહ બિન અબ્બાસની તથા બીજા લશ્કરીઓની વર્તણુંકના સર્વ સમાચાર સાંભળી દિલગીર થયા. આ ઉપરથી સરદારોની વફાદારી! જાહેર થઇ. તેમાં વળી અબ્દુલ્લાહ બિન અબ્બાસ જેવા નામાંકિત અને ભરોંસાપાત્ર; આપના સગા અને ખાસ દોસ્ત; એવા એવા માયાના મોહમાં ફસાઈ બેઠા બન્યા, ત્યાં વળી બીજાઓની શું વાત કરવી?

આવી રીતે સરદારો તો એક પછી એક કસોટીમાં આવી ચૂક્યા; અને તેમાં તેઓ કેવા સાચા નીકળ્યા, તે પણ જોવાઇ ગયું. હવે આપની સાથે જે થોડુંક લશ્કર હતું, તેને પણ કસોટી પર ચડાવવા કસ્દ કર્યો; કારણ કે આ તમામ લશ્કરે આપને કસમ સાથે વચન આપ્યું હતું—બયઅત કરી હતી કે; 'આપ જેની સાથે લડો, તેની સાથે લડીએ; અને આપ જેની સાથે સુલેહ કરો, તેની સાથે સુલેહ કરીએ.'

આપે તે ઠેકાણે તમામ લોકોને ભેગા કર્યા, અને ફરમાવ્યું કે; 'ખુદાની પાસે આશા રાખું છું કે હું તેની ખલ્કતનો તમામ માણસો કરતા વધારે ખયરખ્વાહ—હિતેચ્છુ થાઉં. કોઇ મુસલમાન તરફ મારાં દિલમાં કપટ નથી. અને મુસલમાનો જુદાંજુદાં ટોળાંમાં વ્હેંચાઇ જાય, તે કરતાં એકદ

ટોળાંમાં રહે તે હું વધારે ચાહું છું. અને તમે જે સુલેહ કરવા ઇચ્છો છો તે કરતાં, હું જે સુલેહ કરવા ચાહું છું તે વધારે ઉત્તમ છે.'

બસ! આ સાંભળતાની સાથેજ સર્વે એકબીજાનાં મોઢાં સામે જોઇ કહેવા લાગ્યા કે: 'આ ઉપરથી એમ લાગે છે કે તેને (ઇમામ હસનને) મોઆવીયાહ સાથે સુલેહ કરવી છે!' પછી તો આપસમાં એકમત થઇ, ઇમામ હસન અ૦ સામે બળવો કર્યો: અને આપનો સર્વ સામાન લુંટી લીધો. તે એટલે સુધી કે આપ જે મુસલ્લા ઉપર નમાઝ પડતા હતા, તે પણ ખેંચી કાઢી લીધો; અને આપના ખભા મુબારક પરથી ચાદર પણ લઇ લીધી.

આ જોઇ આપે પોતાનો ઘોડો મંગાવ્યો, અને સવાર થયા. એટલામાં બની અસદની કોમમાંના જરરાહ બિન સ-નાન નામના શખસે આવી આપનો ઘોડો પકડી લીધો, અને એક ખંજર સાથળ મુબારક પર માર્યું. આથી આપને ભારે ઇજા થઇ. પછી આપને મદાયન સાઅદ બિન મસઊદ સકફી (મુખતારના કાકા) ને ઘરે લઇ જવામાં આવ્યા કે જે આ-પના તરફથી મદાયનનો હાકિમ હતો. ત્યાં ગયા પછી સાઅદ એક હકિમને લાવી તેનો ઇલાજ કરાવવા માંડયો.

ઇમામ હસન અ૦નાં લશ્કરના કેટલાક મોટેરાઓએ મોઆવીયાહને લખ્યું કે; 'તું જલદી ઇરાક તરફ આવ. તું ઇરાકની નજદીક આવીશ, એટલે અમે ઇમામ હસનને પકડી તને સોંપી દેશું.'

પછી મોઆવીયાહે ઇમામ હસન અ૦ને કાગળ લખ્યો કે: 'જે લશ્કરે તમારા બાપથી વફાદારી નથી કરી તે તમારાથી શું કરશે? માટે તેઓના ઉપર ભરોસો ન રાખો, અને મારા સાથે સુલેહ કરી લ્યો. અને તમારાં લશ્કરના વફાદારોનું લીસ્ટ જોવું હોય તો જોઇ લેજો કે આ કાગળ સાથે મોકલ્યું છે.'

ઇમામ હસન અ૦એ મોઆવીયાહનો કાગળ વાંચ્યો. અને તેની સાથે એ લશ્કરીઓનાં નામોનું લીસ્ટ હતું કે જેઓએ મોઆવીયાહને ઓલાવી, ઇમામ હસન અ૦ને કેદ પકડી સોંપી દેવા લખ્યું હતું.

આ વાંચી આપે આપના લશ્કરીઓને ભેગા કરી ફરમાવ્યું કે; 'હું જાણું છું કે તમે ફરેબી છો. પણ હવે છેલ્લી વખતે જે કહેવું છે તે કહી મારી ફરજ અદા કરી લઉં; માટે તમે અમુક ટાઇમે ફલાણી જગ્યા ઉપર હાજર થજો.'

આપે દસ દિવસ સુધી તે જગ્યા ઉપર વાટ જોઇ, પણ થોડાક લશ્કરીઓ સિવાય વધારે ન આવ્યા. જેથી આપે પોતાની નાદુરસ્ત તબીઅત છતાં મોહબ્બત ભરેલું નીચે મુજબ ભાષણ આપું કર્યું.

'અયો હજારા—એય લોકો, હું એ ટોળાથી અજબ થાઉં છું કે જે ન શર્મ રાખે છે ન ધર્મ! અફસોસ થાય તમારા ઉપર કે તમે એટલું પણ નથી સમજતા કે મારા કતલ ઉપર તમારા સાથે જે વચનથી મોઆવીયાહ બંધાયો

છે, તે કોઇ પણ રીતે પાળવાનો નથી. હું ચાહું છું કે તમને ખુદાઇ ધર્મ ઉપર કાયમ રાખું, પણ તમે મારી બિલકુલ મદદ ન કરી. ખુદાની ઇબાદત તો હું એકાંતમાં પણ કરી શકું છું. પણ ખુદાની કસમ આએ સલ્તનત હું મોઆવીયાહને સોંપી દઇશ, તો તમે કોઈ પણ રીતે સુખથી રહી શકશો નહિ; તે તમારા ઉપર જાતજાતના ઝુલ્મો કરશે. અને જાણે હું જોઇ રહેલો છું કે તમારા ફરઝન્દો બનીઉમય્યાના દરવાઝા ઉપર ઊભાઊભા ખાવાપીવાનું માગી રહ્યા છે, પણ તેઓ આપતા નથી. ખુદાના રસૂલ સ૦ની કસમ ખાઇને કહું છું કે આ હુકુમત મોઆવીયાહને માટે ન છોડને; કારણ કે ખિલાફત બનીઉમય્યા માટે હરામ છે. એય દુનિયાના ગુલામો, યાદ રાખજો કે તમે જલદી તમારા કૃત્યોના બદલામાં જકડાઇ જશો.'

આટલું સાંભળવા છતાં કોઇએ કાંઇપણ જવાબ ન આપ્યો. ઇમામ હુસેન અ૦મે પોતાના મ્હોટા ભાઇ ઇમામ હસન અ૦ને મોઆવીયાહ સાથે સુલેહ કરવાના વિચાર પર આવેલા જોઇ, ઊભા થઈ અરજ કરી કે, 'એય મ્હોટા ભાઇ આપ મોઆવીયાહ સાથે સુલેહ કરવાના વિચાર પર હરગિઝ ન આવજો. ભલે તમામ ફરી જાય; તે એટલે સુધી કે છેવટ હું અને આપ બન્ને રહેશું તોપણ તેઓની સાથે લડશું; કાંતો કતલ કરશું, અને નહિંતો કતલ થશું: પણ મોઆવીયાહ સાથે સુલેહ કરવા જેટલી નબળાઇ તો નહિજ બતાવીશું.'

ઇમામ હસન અ૦મે ફરમાવ્યું કે; 'એય ભાઇ, આપની

વાત સાચી છે, પણ ઇસ્લામ અને ઇસ્લામીઓની સલામતી મોઆવીયાહ સાથે સુલેહમાંજ છે; કારણ કે તેઓના રક્ષક દુનિયા ઉપર આપણે એજ છીએ. જ્યારે આપણે બન્ને કતલ થઇ જઇએ, ત્યારે દુનિયા પર તેઓનો રક્ષક ત્રીજો કોણ? પછી તો મોઆવીયાહ આ નામના મુસલ્માનોને કતલ કરી, પોતાના બાપદાદાનો અસલ ધર્મ કુફ્ર ફેલાવશે. અને સહીફએ ફાતમા (નામની ભવિષ્યવાણીની કિતાબ) માં પણ મોઆવીયાહ સાથે સુલેહ લખેલી છે.'

પછી ઇમામ હસન અ૦મે મોઆવીયાહના કાગળનો જવાબ લખ્યો કે; 'એય મોઆવીયાહ, હું ચાહતો હતો કે હકને જીવતું કરૂં, અને બાતિલને મારી નાખું. ખુદાની કિતાબ અને જનાબે રસૂલિલ્લાહની સુન્નતને જારી કરૂં. પણ લાચાર કે લોકો મારા સાથે વફાદારીથી ન વર્ત્યા. હવે હું તારાથી કેટલીએક શરતો ઉપર સુલેહ કરૂં છું; જો કે હું તો સમજું છું કે તું તેના ઉપર હરગિઝ અમલ નહિ કરે. અને તું આએ બાદશાહત ઉપર ફખર ન કર; કારણ કે તે તને પસ્તાવો કરાવશે. પણ તે વખતનો તારો પસ્તાવો કામ નહિ આવે.'

મોઆવીયાહને આ કાગળ મળવાથી તે ઘણો ખુશી થયો, અને સુલેહ કરવા ઘણીજ નમ્રતાથી હા, કહેવરાવી.



# સુલેહની શરતો.



પછી બન્નેના રાજીપાથી નીચે મુજબ શરતોવાળું સુલેહનામું લખવામાં આવ્યું.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. જનાબ ઇમામ હસન બિન અલી બિન અબુતાલિબે મોઆવીયાહ બિન અબુસુફ્યાન સાથે નીચેની શરતોથી સુલેહ કરી છે.

'(૧) મોઆવીયાહ પોતાની પછી કોઇને વલીઅહદ ન કરે. (૨) શામ, ઇરાક, હિજાજ, યમન વિગેરે તમામ ઇસ્લામી પ્રજા મોઆવીયાહના જુલમથી અમાનમાં રહે. (૩) હઝરત અલીના દોસ્તો તેઓનાં સગાંવહાલાં, દોસ્તો, બિરાદરો, ફરઝંદો સહિત કોઇ ઉપર મોઆવીયાહ કોઇ પણ રીતના અત્યાચાર ન કરે. (૪) ઇમામ હસન, ઇમામ હુસેન, અને તેઓની એહલેબેયત, તથા પયગમ્બર સાહેબનાં સગાંવહાલાં વિગેરે કોઇ પણ સાથે મોઆવીયાહ જાહેર તેમજ છૂપી રીતે દગો ફીટકો ન કરે; અને સર્વેના હક સર્વેને પહોંચાડતો રહે. (૫) દરેક સાલ મુલકની ઉપજમાંથી પચાસ હજાર દિરહમ ઇમામ હસનને મોકલતો રહે. (૬) અને હઝરત અલીને તથા તેમના તમામ શીઆઓ (દોસ્તો) ને નમાઝમાં તેમજ બીજે કોઈપણ ઠેકાણે ખરાબ ન કહે.'

આવી રીતનું સુલેહનામું લખાઇ રહ્યા બાદ ખુદા અને

ખુદાના રસુલ સ૦ને વચમાં રાખ્યા, તેની ઉપર ઇમામે હસન અ૦ની અને મોઆવીયાહની સહી થઈ: અને બન્ને તરફના શાક્ષીઓ તરીકે અબ્દુલ્લાહ બિન હારસ, ઉમર બિન અબુસ-લ્મા, અબ્દુલ્લાહ બિન આમેર અને અબ્દુર્રહેમાન બિન અ-બુસમરાહ વિગેરેની સહીઓ લીધી.

પછી તે સુલેહનામા ઉપર મોઆવીયાહે ઇમામ હુસેન અ૦ની પણ સહી લેવા કહ્યું.

ઇમામ હસન અ૦એ ફરમાવ્યું કે; 'સહી લેવા વિષે હુસેનને કાંઇ ન કહે; કારણ કે તે ત્યાં સુધી સહી કરવાના નથી કે જ્યાં સુધી તે શહીદ ન થાય. અને તે ત્યાં સુધી શહીદ નહિ થાય કે જ્યાં સુધી તેમની એહલેબેયત તમામ શહીદ ન થાય. અને તેમની એહલેબેયત ત્યાં સુધી શહીદ નહિ થાય કે જ્યાં સુધી શામના લોકોને કત્લ ન કરે. માટે જો હુસેનને બોલાવીશ તો ઇસ્લામીઓમાં મ્હોટી ખુનરેઝી થશે. અગર જો તારે તે પણ મંજૂર હોય તો ભલે; નહિ તો સુલેહના બારામાં ઇમામ હુસેનનું નામ ન લેજે.'

મોઆવીયાહ આટલાથીજ સમજી ગયો; કારણ કે તેણે પયગમ્બર સાહેબની ઝબાન મુબારકથી પણ ઇમામ હુસેન અ૦ વિષે ભવિષ્યવાણી અનેકવાર સાંભળી હતી.

# શરતોના ચૂરા.



પછી મોઆવીયાહે પોતાના સાથીઓ સાથે કુફા તરફ કૂચ કરી. ચાલતા ચાલતા જુમાઅને દિવસે કુફા નજદીક નખીલામાં આવી ઉતર્યો. અને ત્યાં નમાઝ પડી ખુત્બો ભણ્યો. છેવટમાં કુફીઓને સંબોધીને કહ્યું કે; 'મેં તમારાથી એટલા માટે લડાઇ નથી કરી કે તમે લોકો નમાઝ પડો, રોઝા રાખો કે ઝકાત દ્યો. પણ એટલા માટે લડાઇ કરી છે કે તમારો હું સરદાર થાઉં. અને ખુદાએ મને સરદારી આપી જો કે તમે તો તેમાં નારાજ હતા. અને સુલેહનામામાં હસનથી જે જે શરતો કરી છે તે તમામને હું મારા પગ નીચે ચગદી ચુરેચૂરા કરી નાખું છું. તે એક ઉપર હું અમલ કરવાનો નથી.' એટલું કહી તે ત્યાંથી ઉપડી કુફામાં આવ્યો.

થોડા દિવસ પછી ઉમર આસે મોઆવીયાહને કહ્યું કે; 'હસને સુલેહ કરી પોતાની સલ્તનત આપને સોંપી, પણ તે માટે કાંઇ જાહેર સભામાં કબૂલાત થયેલ નથી. માટે જો હસનને બોલાવી તે વિષે જાહેરમાં કબૂલાત લેવામાં આવે, તો આપની સલ્તનત અને ખિલાફતની વધારે મજબૂતાઇ થાય.' મોઆવીયાહને આ વાત પસંદ પડી; જેથી જુમાઅ મસજીદમાં ઇમામ હસન અ૦ને બોલાવવામાં આવ્યા.

જ્યારે ઇમામ હસન અ૦ આવ્યા, ત્યારે મોઆવીયાહે માન સાથે પોતાની પાસે બેસાર્યા; અને કહ્યું કે; 'ખરેખર

તમે ભારે હિમ્મત ભરી સખાવત કરી! હજુ સુધી એ પ્રમાણે કોઇએ કરેલ નથી! અને કરશે પણ નહિ! આવી હિમ્મત ભરી સખાવત તો નબુવ્વતનાં ખાનદાનનેજ શોભે! જે આપે કરી બતાવી! મારા પર આવા ભારે એહસાન સાથે, એ પણ એહસાન કરો કે આપ જાહેર રીતે લોકોને સંભળાવી આપો કે મેં મારો હક અમીર મોઆવીયાહને સોંપ્યો છે. આથી લોકોને યકીન થશે; કારણ કે કેટલાક લોકોને આપણી વચ્ચે થયેલ સુલેહમાં સંદેહ રહે છે. આમ કરવાથી મારા પર આપે કરેલ અનમૂલ એહસાનમાં ઘણોજ વધારો થશે!'

આ સાંભળી ઇમામ હસન અ૦મે ફરમાવ્યું કે: ભલે તે માટે મને કશો વાંધો નથી.

પછી આપ મિમ્બર પર ગયા અને ખુદા રસૂલ સ૦ની તારીફ-વખાણ બાદ ફરમાવ્યું કે: 'નીતિ સિવાય કાંઇ ઉંચ નથી. અને અનીતિ જેવું કાંઇ ખરાબ નથી. અગર તમો આજે પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધી શોધ કરશો તોપણ અમે બન્ને ભાઇઓ સિવાય એવા કોઇ નહિ મળે કે જેના નાના રસુલુલ્લાહ હોય. જેના બાપ અલી મુર્તુઝા હોય, અને જેનાં મા ફાતેમાહ ઝેહરા બિન્તે રસુલુલ્લાહ હોય. તમોએ કુફ્રને છોડી ઇસ્લામ અખ્તીયાર કર્યું અને અવનતિમાંથી ઉન્નતિમાં આવ્યા; તે મારા નાનાના પ્રતાપથીજ. પહેલા તમે ગુમનામ હતા—તમને કોઇ જાણતુંએ ન હતું; હવે તમારાં નામો દુનિયામાં મશહૂર થયાં. ઇસ્લામનો ચારે તરફ પવન વેગે પ્રચાર થવાથી તમારી ઇઝ્ઝત

પછી, ખુદાએ તમને દરેક વખતે ફતેહ દેવાથી ઇસ્લામ પણ સારી રીતે ઉન્નત થયો: પણ પાછળથી તમારા આપસ આપસના જગડાએ ઇસ્લામની ઉન્નતિમાં અટકાવ કર્યો. તેનો આરંભ મારા નાનાની વસીય્યત પર અમલ ન થતાં, જ્યારથી મારા પિતાજીની જગ્યાએ હઝરત અબુબકરની નીમણુંક થઇ ત્યારથી થયો. મુસલ્માનો મતમતાંતરમાં ફેરવાઇ ગયા. કેટલાંકાએ મારા પિતાજીને પહેલા ખલીફા તરીકે, ને કેટલાંકાએ ચોથા ખલીફા તરીકે માન્ય રાખ્યા. પણ મારા નાના પછી ગાદીનો હક મારા પિતાજીનો હતો, અને તેમની પછી મારો હક છે. પણ મેં ઇસ્લામીઓને જગડા ફિસાદથી દૂર રાખી, તેઓને રાહત આપવાની ખાતરજ મોઆવીયાહથી સુલેહ કરી: અને અમુક શરતો પર મેં મારો હક તેમને સોંપી દીધો. આની અંદર ઇસ્લામ અને ઇસ્લામીઓની ભલાઇ સિવાય કાંઇપણ મતલબ ન હતો-નથી.'

આ સાંભળી ઉમર આસ ઉભો થયો, અને કહ્યું કે: 'અય ઇરાકવાળાઓ, અમારા અને તમારા વચ્ચે ઘણી લડાઓ થઇ: છેવટે પરિણામ એ આવ્યું કે લવાદ નીમી ફેસલો કરાવ્યો, પણ તેને તમે કબૂલ ન રાખ્યો, અને અલીની જીંદગી સુધી અલીને ખલીફા તરીકે કબૂલ રાખી; તેમની હયાતી બાદ તેમના વડા ફરઝંદ હસનને ખલીફા માન્યા. પણ હક છે તે વ્હેલું મ્હોડું પોતાની જગ્યાએ આવે છે, તેમ અમીરૂલ મોઅમેનીન હઝરત મોઆવીયાહમાં જે ખિલાફતનો હક હતો, તે તેમને મળી ગયો છે. હવે મુસલ્માનો-

ને લડાઇથી આરામ મળ્યો. માટે તમે લવાદે આપેલ ઇન્સા-ને કબૂલ ન કરવાની ભૂલનો પસ્તાવો કરો, અને તે પસ્તાવા માટે અમારા પાસે આવી માફી માંગો. તમારાથી એ થયેલ ભૂલનો બદલો અમારી તાબેદારી કરી વાળી આપો: જેથી કે તમારી દીનદુનિયામાં આબરૂ વધે, અને અફસોસી તથા બેચેની દૂર થાય'.

પછી મોઆવીયાહે કહ્યું કે; 'અય લોકો તમે જાણો કે હઝરત રસુલુલ્લાહ સ૦ની પહેલાના પયગમ્બરોની ઉમ્મત પોતાના પયગમ્બરની પછી ફિતના કરી પોતાને બળહિન બનાવ્યા. તેમાં વધારે ફિતનતી ફાવી ગયા હતા. પણ ખુદા તઆલાએ હઝરત મોહમ્મદ મુસ્તુફા સ૦ માટે એવું મુકરર કર્યું કે હંમેશ નેક લોકો ફાવતા રહે, અને બદ લોકો બેઇ-ઝઝત પામે તેવીજ રીતે ખુદા તઆલાએ અમારા માટે પણ એમજ કર્યું. અમારો હક હતો તે અમને મળી ગયો છે, અને નાહકવાળા પાછા પડયા છે. ખુદાનો શુકર કે હવે મુસ-લ્માનોમાંથી ફિતનાની આગ ઓલવાઇ ગઇ. આ સંપ સુલે-હને સ્થાપવા ખાતરજ મેં જે જે શરતો કબુલ કરી હતી તે રદ બાતલ સમજવી: કારણ કે શરતોને કબુલ કરવામાં મારો મુસલ્માનોમાં સુલેહ સ્થાપવાનો જ આશય હતો, તે આશય પુરો થયો; એટલે શરતો તમામ રદ થઇ! હવે તમારા કોઇમાં મજાલ નથી કે તમે મારી નાફરમાની કરી શકો, અને મુસ-લ્માનોમાં સ્થપાએલી સુલેહનો ભંગ કરી શકો. હવે તો તમારે મારી તાબેદારી કરવાનું જ રહ્યું, અને હું જે જે હુકમો કરૂં

તે પ્રમાણે વર્તવાનુંજ રહ્યું.'

મોઆવીયાહનાં આ સખ્ત ભાષણથી કુફાવાળાઓમાં ખળભળાટ મચી ગયો, અને 'તમારાથી કરેલ વાયદા મોઆવીયાહ કોઇપણ રીતે વફા કરે તેમ નથી. અને હું જોઉં છું કે તમારાં બચ્ચાં બાની ઉમય્યાના દરવાજા પાસે ખાવા અને પીવાનું માગી રહ્યા છે, છતાં તેઓ આપતા નથી.' એ ઇમામ હસન અ૦ના બોલો યાદ કરી પસ્તાવા લાગ્યા, પણ તેઓનો તે પસ્તાવો હવે નકામો હતો; કારણ કે તેઓ હવે મોઆવીયાહની સંપૂર્ણ સત્તા નીચે દબાઇ ગયા હતા.

મોઆવીયાહની એ બેવફાઇથી અને હઝરત અલી પ્રત્યે તેનાં કેટલાંક અસભ્ય વચનોથી ઇમામ હુસેન અ૦ ઉશ્કેરાઇ ગયા, અને તેને કતલ કરવાના વિચારથી ઊભા થઇ તલ્વાર પર હાથ નાંખ્યો. ઇમામ હસન અ૦એ ઊભા થઇ, ઇમામ હુસેન અ૦નો હાથ પકડી લીધો; અને સમજાવી બેસાડી આપ્યા. પછી સૌ પોતપોતાનાં ઘર તરફ વિદાય થયા.



# સુલેહ વિષે દોસ્તોની સલાહ.



પછી ઇમામ હસન અ૦મે મોઆવીયાહ સાથે સુલેહ કરવાના સમાચાર જેમ જેમ આપના દોસ્તો સાંભળતા ગયા, તેમ તેમ આપ પાસે આવી સુલેહ કરવાનાં સબબ વિષે સવાલો પૂછતા હતા. ઇમામ હસન અ૦ તેઓ સર્વેને તેઓના સમજ શક્તિ, અને તેઓના સવાલના પ્રમાણમાં જુદા જુદા રૂપમાં જવાબો આપી સુલેહથી ઇસ્લામની સેવાનો શુભ આશય સમજાવતા હતા. તેમાં કેટલાક સંતુષ્ટ થઇ જતા હતા, તો કોઇ કોઇ નારાજ થઇ દુશ્મન બનીને પણ જતા હતા.

તેમાં કૂફાના પ્રખ્યાત શખ્સોમાથી સોલયમાન બિન સોર્દ ખઝાઇ, મસય્યબ બિન નજ્બા અને સઇદ બિન અબ્દુલ્લાહ ઇમામ હસન અ૦ની ખિદમતમાં આવ્યા; અને સલામ બાદ સોલયમાન બિન સોર્દ ખઝાઇએ આગળ વધી અરજ કરી કે; 'યા હઝરત, આપે મોઆવીયાહ સાથે જે સુલેહ કરી, તેથી અમને ઘણીજ નવાઇ લાગે છે; કારણ કે આપની સાથે ચાલીસ હજાર લડૈયા તો ફક્ત કૂફાના જ હતા! તે સિવાય તેઓના ફરઝંન્દો અને બસરા તથા હિજાઝના લોકો પણ આપની સાથેજ છે! અને હજુરે સુલેહનામામાં કોઇ એવી શરત પણ મુકરર નથી કરી કે જેના ઉપર ભરોંસો રાખી શકાય! અને તેનાં બદલામાં કોઈ સારી એવી રકમ

પણ નક્કી નથી કરી કે જેથી કાંઈ સંતોષ થાય! અગર તે વખતે હું હતે તો આમ કરવા ન દેતે. હું તો તે વિષે એક કાગળ લખાવતે, અને તેના ઉપર પૂર્વ અને પશ્ચિમના લોકોની એવી રીતે સહી લેતે કે મોઆવીયાહની પછી ખિલાફતનો હક આપનો રહે. પણ હજુર ફક્ત સુલેહ પરજ રાજી થઇ ગયા! તેણે થોડું દીધું અને ઘણું લીધું.'

ઇમામ હસન અ○મે જવાબ આપ્યો કે: 'દોસ્તો, અગર હું એ લોકોમાંથી હતે કે જેઓ દુનિયાની સલ્તનત અને સત્તાને ચાહે છે, તો મોઆવીયાહની શું શક્તિ હતી કે મારા પાસેથી સલ્તનત છીનવી શકે? પણ અમે ખુદાઇ માર્ગ—ધર્મના માર્ગ સિવાય જંગ કરી, હજારો માણસોનાં ખુન વ્હેવરાવવા ચાહતા નથી. અમારી સલ્તનતનો હક ભલે તેઓ લઇ ગયા; પણ અમારી ખુદાઈ સલ્તનત—સત્તાનો—ઇમામતનો હક હરગિઝ તેઓ લઈ જનાર—લઈ શકનાર નથી. તમે અમારા દોસ્તો છો, જેથી તમે તમારાં દિલમાં દાઝતી વાત અમને કહી; પણ જે હું જાણું છું તે તમે નથી જાણી શકતા. હું તો ખુદાને શાક્ષી રાખીને કહું છું કે આ મામલામાં મેં તમારાં ખુનો બચાવવાનો અને તમારી સ્થિતિ સુધારવાનો રસ્તો ગોત્યો છે. માટે તમે અલ્લાહના ઇન્સાફ પર આધાર રાખી, તમારાં સર્વ કામો તેને સોંપી; ઘરમાં બેસો. હું કસમ ખાઇને કહું છું કે તમે અમારા સમૂહમાંથી છો, અમારા મદદગાર છો, અને અમારા દોસ્તો છો. મેં મારા પિતાજીથી સાંભળ્યું છે કે તેઓ ફરમાવતા હતા કે મેં રસૂલુલ્લાહ સ○થી

સાંભળ્યું છે કે જે કોઇ જે ટોળાંને દોસ્ત રાખશે, કયામતના દિવસે ખુદા તેને તે ટોળાં સાથે ઊભો કરશે. તમે અમારી સાથે અને અમારાં ટોળાંમાંથી છો. ન તમે અમારાથી જુદા છો, ન અમે તમારાથી જુદા છીએ.'

પછી ત્યાંથી ઊઠી તે ત્રણે શખ્સો ઇમામ હુસેન અ૦ની હજુરમાં આવ્યા. તે વખતે ઇમામ હુસેન અ૦ મદીના જવા માટે ગુલામો સાથે સફરના સામાનની તૈયારી કરી રહ્યા હતા.

સોલયમાન બિન સોર્દ ખઝાઇ કહે છે કે: 'અમારા જવાથી ઇમામ હુસેન અ૦ અમારા પાસે આવી બેસી ગયા, અને અમને સલામ કરી. અમે સલામનો જવાબ આપ્યો. પછી અમારાં મોઢાં પર ઉદાસીનાં ચિન્હો જોઇ ફરમાવ્યું કે, 'ખુદાનો શુકર કરૂં છું કે તેજ તમામ વખાણને લાયક છે: અને એજ થાય છે કે જે તે ચાહે છે. ખુદાની કસમ અગર તમામ જીન્નાત અને ઇન્સાન એ કામ અટકાવવાની કોશીશ કરે કે જે કામ ખુદા કરવા ચાહે છે, તો તે હરગિઝ અટકી શકવાનું નથી. ખુદાની કસમ હું તો સુલેહ કરવા કરતાં મરવાને વધારે પસંદ કરતો હતો, પણ મારા ભાઇ હસન કે જે ઇમામ છે; તેમણે તે પર પાકો વિચાર કરી લીધો, અને મને ખુદાની કસમ દીધી કે ન હું કાંઇ બોલી શકું, ન કાંઇ કરી શકું. હું તો મારા ભાઇનાં ફર્માનબ્મુજબ વર્તવાનું ફરજ સમજી ચુપ રહ્યો. પણ આ સુલેહના મામલા વખતે મને તો એવું લાગતું હતું કે જાણે મારૂં કોઇ અનહદ અપમાન કરી

રહ્યું છે! અને મારૂં શરીર કોઇ કરવતથી કાપી રહ્યું છે!! પણ મેં એ જનાબનો હુકમ માન્યો; કારણ કે ખુદા ફરમાવે છે કે; 'એવું હોઈ શકે છે કે કોઇ ચીજને તમે ખરાબ માનતા હો, પણ તે ચીજ તમારા માટે સારી હોય. અને એવું પણ હોય કે કોઇ ચીજને તમે સારી સમજો, પણ તેજ ચીજ તમારા માટે ખરાબ હોય. ખુદા તો જાણે છે, પણ તમે નથી જાણતા.' તો આમ પણ હોય, એમ સમજી મેં તો જે થયું તે મુંગે મોઢે જોયું અને જોઉં પણ છું; અને મારા ભાઇની હયાતી સુધી જોયા પણ કરીશ. જ્યારે ખુદાના હુકમથી મારા ભાઇ શહાદતને કબુલ કરસે, ત્યારે આપણે વિચાર કરશું.'

આ સાંભળી તેઓએ અરજ કરી કે; 'યા હઝરત, અમે તો આપને માટેજ ઉદાસ છીએ કે આપનો હક છીનવાઇ ગયો. અમે આપના દોસ્ત અને મદદગાર છીએ; જ્યારે આપ બોલાવશો ત્યારે હાજર થઈશું, અને આપના હુકમ મુજબ વર્તશું.'

પછી ઇમામ હસન અ૦ પોતાનાં એહલેહરામ સહિત કુફાથી નીકળી મદીના તરફ રવાના થયા. સાથે આપના ઘણા દોસ્તો વળાવા ગયા.

અબુ મુખનફ કહે છે કે; 'જ્યારે અમે સર્વે દારૂલ હિન્દવી પાસેથી નીકળ્યા, તો ઇમામ હુસેન અ૦મે કુફા તરફ ફરી એક ઉંડો નિસાસો નાંખ્યો; અને ફરમાવ્યું મેં દુશ્મનોનાં કારણથી મારા દોસ્તોનાં ઘર નથી મૂકયાં, તેમ

તેઓએ પોતાનાં વચનોથી ફરી અમારી મદદ કરવાથી મોં નથી ફેરવ્યાં; પણ ખલ્કત પર ખુદાનો ફેસલો જારી થવા સુધી સમયની વાટ જોવી પડે છે. ( એટલે કે તે માટે મદીના જાઉં છું ) ખરેખર આ દુનિયા કાયમ રહેવાની જગ્યા નથી. પછી અમે થોડી દૂર જઈ પાછા ફર્યા, અને બન્ને હઝરતે પોતાની સફર આગળ વધારી.'

## બેવફાઇનો બદલો.

ઇમામ હસન અ૦ અને ઇમામ હુસેન અ૦ મદીને ગયા, અને મોઆવીયાહે પાછો દુશ્મનીનો દોર શરૂ કર્યો, તે એવા વિચારથીજ કે: 'હસન સાથે સુલેહની શરતોમાં એક એ પણ શરત કબૂલ કરી ચૂક્યો છું કે મારે મારી પછી કોઇને વલી-અહદ—ગાદી વારસ મુકરર કરવો નહિ; મુસલ્માનો પોતમેળે કોઇને પોતાનો ખલીફો મુકરર કરી ખિલાફતની ગાદી તેને સોંપશે. જો આમ થાય તો મારા ફરઝંદ કરતા તેના હકદાર અને લાયક હસન છે, અને જો તેની જીંદગી ન હોય તો હુસેન છે. આમ થયાથી મારા વંશમાંથી ખિલાફતની ગાદીનો હક સદાને માટે નાશ જ થાય; અને જેને હું નથી ચાહતો તે હક પામી જઇ મારૂં ( બની ઉમૈયાનું ) કુટુંબ, તેનાં ( બની હાશમનાં ) કુટુંબની સરદારી નીચે પ્રથમ ( મ્હાન પયગં-

બ્બરના સમય )ની જેમ આવી જાય, અને મારી જીંદગી-ભરની કમાણી ખાકમાં મળી જાય. જો હસનની હયાતી હશે, તો યઝીદને વલીઅહદ—ગાદી વારસ બનાવવામાં કાંઇ ન કાંઇ વિઘ્ન નડશે; પણ પ્રથમ જો હસનનું કામજ કાઢી નાખવામાં આવે, તો તે કામ વધારે રહેલથી પાર પડી જશે.'

આવા વિચારથી તેણે તે વખતના મદીનાના હાકિમ મરવાન બિન હકમને લખ્યું કે: 'કોઇ પણ રીતે હસનનું કામ પુરૂં કર. અને આ કામ તેની સ્ત્રી જોઅદાહ બિન્તે અશઅસ બિન કયસના હાથથી વધારે રહેલાઇથી પાર પડશે; કારણ કે તેણીનો બાપ અલીનો દુશ્મન હતો કે જેણે અલીનું ખૂન કરવામાં ભાગ લીધો હતો. અને તેણીને એ પણ લાલચ આપજે કે હસનના ગુજરી જવા પછી તારા નિકાહ યઝીદ સાથે કરી આપવામાં આવશે કે જેથી તું ભવિષ્યમાં બેગમની પદવીને પામી શકીશ. અને આ સાથે ઝેર મોકલ્યું છે તે હસનને દેવરાવવામાં વાપરજે.'

આવી રીતના કાગળથી મરવાને જોઅદાહને એક કુટીલ સ્ત્રી મારફત મોઆવીયાહનો સંદેશો કહેવરાવ્યો, અને ઝેરની શીશી પણ મોકલી આપી. અને વધારામાં એટલું પણ કહેવરાવ્યું કે; 'ચારે તરફ તારી ખૂબસુરતીનાં વખાણ થવાથી યઝીદ તારા પર આશક થયો છે; અને તારી જુદાઇમાં બહુ દુઃખી છે; માટે જેમ બને તેમ હસનનું કામ જલદી કાઢી યઝીદની સાથે એશઆરામમાં ભાગ લઇ, તેનાં દિલને રાહત આપ.'

આવી રીતના ફરેબી સંદેશાથી તેણીનું દિલ લાલચુ હોવાથી ફસાઈ ગઇ, અને તે કામ ઘણી ખુશીની સાથે પાર પાડવા કબુલ કર્યું.

બે ત્રણ વખત જુદીજુદી ચીજોમાં ઝેર મેળવી ખવરાવ્યું, પણ તે ઝેર ઇમામ હસન અ૦નાં શરીરે હઝમ—બરદાશ્ત—પાચન કરી લીધું.

આ ખબર મોઆવીયાહને મોકલવામાં આવ્યા, જેથી મોઆવીયાહે રૂમનું એવું ઊંચામાં ઊંચું ઝેર મોકલ્યું કે જે ઝેરનો થોડોક ભાગ અગર જો એક વિશાળ સરોવરમાં ફેંકવામાં આવે, તોપણ તે વિષનાં કારણથી આખાં સરોવરમાં વસ્તાં પ્રાણીઓનો તદ્દન નાશજ થાય. આવા વિનાશક વિષની પાસે મનુષ્યનો કોમળ દેહ પડવામાં વારજ શી હોય ? વળી તે ઝેર મોકલવાની સાથે બે હજાર દીનાર, એક જરી ભરેલો કાપડનો કકડો અને ફૂલનું વખણાતું સુગંધી તેલ પણ જોઅદાહ માટે ભેટ મોકલી તેને ખૂબ શૂર ચડાવવામાં આવ્યું.

ઝેર આવ્યું. રાતનો વખત હતો. સર્વે સૂતા હતા. જોઅદાહએ આવી ઇમામ હસન અ૦ને પીવાનાં પાણીના કૂંજામાં ઝેર મેળવી દીધું.

બનવાકાળ ઇમામ હસન અ૦ને તર્ષ લાગી, અને તે કૂંજામાંથી પાણી કાઢી પીધું. તર્તજ એક રાડ પાડી. સર્વે જાગી ઊઠયા. ઇમામ હસન અ૦એ એક થાળ મંગાવ્યો. થાળ આવ્યો, અને પોતાનાં મોં સામે રાખ્યો. ઉલ્ટી થઇ, અને તે સાથે કલેજાના કટકા થઇ થાળમાં પડયા. આ જોઇ

સર્વે રોવા લાગ્યા. ઇમામ હસન અ૦મે સર્વને આશ્વાસન આપ્યું.

પછી જ્યારે તે કુંજામાથી ઝેરવાળું પાણી જમીન પર ફેંકવામાં આવ્યું, તો તે ઝેરવાળાં પાણીની ગરમીથી જમીન ખદખદવા લાગી.

ત્રણ દિવસ પછી એટલે હીજરી સન ૫૦ના સફર મહીનાની તારીખ ૨૮ ને ગુરૂવારે ૪૭ વરસની વયે ઇમામ હસન અ૦મે એજ દર્દના કારણથી આએ ફાની દુનિયાને ત્યાગી કાયમની દુનિયા તરફ કુચ કરી. અને આપની પછી ઇમામતની પદવીને ઇમામ હુસેન અ૦ પામ્યા.

જ્યારે આ ખબર મોઆવીયાહને પહોંચ્યા તો મોઆવીયાહે ખુશીના જોશમાં આવી જઇ તકબીર—અલ્લાહો અકબર કહ્યું. આ સાંભળી તેના સાથવાળાઓએ પણ અલ્લાહો અકબરનો પોકાર કર્યો. ફાખ્તાહ બિન્તે કુરીઝાહ બિન ઉમર બિન નવફિલ બિન અબ્દમુનાફ પોતાનાં ઘરમાંથી બાહેર નીકળી, અને મોઆવીયાહને કહેવા લાગી કે; 'અય અમીર, ખુદા આપને ખુશી રાખે, એવા શું સમાચાર સાંભળ્યા કે જેથી આપ આવા ખુશી થયા?' મોઆવીયાહે કહ્યું: 'હસનના મરવાના સમાચાર સાંભળ્યા, જેથી હું ખુશી થયો છું.' ફાખ્તાહ આ સાંભળી રોવા લાગી, અને કહ્યું: : અફસોસ! રસૂલે ખુદા સ૦ના નવાસા—દોહિત્રા ગુજરી જાય, અને તું ખુશી થાય!' મોઆવીયાહે કહ્યું; 'સોગંદ ખાઇ કહું છું કે તે એજ લાયક હતા કે જે પ્રમાણે હું વર્ત્યો. તે હરગિઝ એ

લાયક ન હતા કે તેની પછવાડે કોઇ રોવે!' ફાખ્તાહ આ સાંભળી રોતી રોતી પોતાનાં ઘરમાં ચાલી ગઇ.

ઇમામ હસન અ૦ની સ્ત્રી જોઅદાહ બિન્તે અશઅસ ઇમામ હસન અ૦ના દેહાન્ત પછી થોડા દિવસ તો મોઆવીયાહના માન સાથે તેડાવવાની વાટ જોઇ: પણ જ્યારે તેમાં તે નિરાશ થઇ, તો તેણી દમસ્શક ગઇ: અને પોતાના આવ્યાના સમાચાર મોઆવીયાહને મોકલાવ્યા. પણ મોઆવીયાહે કાંઇ દાદ ન દીધી.

જ્યારે ઘણા દિવસ સુધી ઉપરા ઉપરી સંદેશા મોકલી, મોઆવીયાહને કંટાળો આપવા લાગી; ત્યારે મોઆવીયાહે કહેવરાવ્યું કે; 'હું યઝીદની જીંદગી ચાહું છું, અગર ન ચાહતો હતે તો તારા નિકાહ તેની સાથે કરાવી આપતે; કારણ કે જ્યારે તું રસૂલુલ્લાહ સ૦ના નવાસા હસન સાથે વફાદારીથી ન વર્તી, ત્યારે તું મારા ફરઝંદ યઝીદ સાથે વફાઇથી શું વર્તવાની હતી?' એટલું કહેરાવવાની સાથે હુકમ આપી દીધા કે: 'તેણીને તેણીના બેવફાઇના બદલામાં કતલ કરો.' આ હુકમ થતાંજ તેણીને કતલ કરવામાં આવી.





# અત્યાચાર અટકાવવાના બેજ ઇલાજ

## સંપૂર્ણ સંયમ કાં સત્યાગ્રહ.



ઇમામ હસન અ૦ અને ઇમામ હુસેન અ૦ બન્ને એકજ માબાપના ફરઝંદ સગા ભાઇ હતા. બન્ને એકજ આંખનું નૂર અને એકજ કલેજાના બે ટુકડા હતા. બન્ને ઇમામ હતા—ધર્માત્મા હતા. અથવા કહો કે ખુદાના પ્રતિનિધિ હતા. બન્ને આત્મિક વૈદ્ય હતા. લોકોને અત્યારે કેવા રોગ છે, અને કેવો ઉપચાર—ઇલાજ કરવો જાઇએ; તે તેઓ બન્ને જાણતા હતા. તેથીજ તેઓનો માર્ગ એક હતો—હેતુ એક હતો—આશય એક હતો; પણ ઇલાજ જુદાજુદા હતા. બન્નેનો હેતુ તે વખતની મુસલમાન પ્રજા પરના અત્યાચારો—જુલ્મોને અટકાવવાનો—નાબુદ કરવાનો હતો. પણ જુદાજુદા સંમયને લીધે ઇલાજો પણ જુદાજુદા લીધા હતા.

એકે—મ્હોટા ભાઇએ—ઇમામ હસન અ૦મે સંકટની સામે સંપૂર્ણ સંયમથી રહી, જુલ્મના ઘડાને ભરાવા આપી, તેને કુદરતી રીતે ફુટવા દેવાનો, અને તેમ કરી જુલ્મને નાબુદ કરવાનો માર્ગ ગ્રહણ કર્યો હતો.

બીજાએ—ન્હાના ભાઇએ—ઇમામ હુસેન અ૦મે જુલ્મની સામે થઇ, સત્યાગ્રહ કરી, જુલ્મના ઘડાને જલ્દીથી

ભરી આપી ફોડી નાંખવાનો; અને તેમ કરી ઝુલ્મી સલ્તનતને જડમૂળથી ઉખેડી નાંખવાનો અતિશય ગંભીર અને સુખદાયક છેલ્લામાં છેલ્લો માર્ગ ગ્રહણ કર્યો હતો.

ઇમામ હસન અ૦ સાથે ચાલીસ હજારનાં લશ્કરમાંથી સત્યાગ્રહ કરે, તેવો એક સાથી ન હતો. પણ ઇમામ હુસેન અ૦ સાથે અગ્યારસો માણસોમાંથી સત્યાગ્રહ કરે તેવા બોંતેર માણસો નીકળ્યા હતા. જેઓ સત્યાગ્રહ જેવા વિકટમાં વિકટ માર્ગમાંથી સંપૂર્ણ રીતે પસાર થઇ શકયા હતા.



# દોસ્તોનો દિલાસો.



ઇમામ હસન અ૦ના વફાત થવાના—ગુજરી જવાના સમાચાર જેમજેમ ચારે તરફ ફેલાતા ગયા, તેમતેમ આપની તરફ લાગણી ધરાવનારા લોકોનાં ટોળે ટોળાં ઇમામ હુસેન અ૦ના દિલાસા માટે ચારે તરફથી આવવાં લાગ્યાં. ઇમામ હુસેન અ૦ તેઓને મોઆવીયાહી દોરને લીધે ઇસ્લામમાં વ્યાપી રહેલ અંધકાર અને ચાલી રહેલ આંધાધુંધીથી વાકેફ કરતાં હતા. તે સાથે પોતાના મ્હોટા ભાઇથી મોઆવીયાહે જે શરતો પર સુલેહ કરવા છતાં એકે શરત પ્રમાણે નથી વર્ત્યો, તેની સાબેતિ કરી આપતા હતા. અને આવી રીતે

અંધકાર ચલાવી લેવાથી ભવિષ્યમાં ઇસ્લામ અને ઇસ્લામીઓ માટે આવનાર વિપરિત પરિણામોથી આગાહ—જાણીતા કરતા હતા. આવી જુલ્મી સલ્તનત સાથે ગદ્દારથી વર્તવાથી તેના થકી થતા જુલ્મોના થોડા ઘણા ભાગીદાર થવાની પણ સમજ પાડતા હતા. આવી રીતે આવનાર લોકોને ચાલુ સલ્તનતથી અણગમો અને તિરસ્કાર ઉત્પન્ન થાય, એવી હિલચાલ ઇમામ હુસેન અ૦મે શરૂ કરી આપી. ટુંકમાં એ કે પોતાનો ધર્મ—ઇસ્લામ શું છે? સ્વતંત્રતા શું છે? વિગેરેની નવી તાલીમ ઇમામ હુસેન અ૦મે આપવી શરૂ કરી.

હજરત બિન અદી બિન હાતમ તાઇ જે કે આપના પિતાજીના ખાસ દોસ્ત હતા. તેઓ આવ્યા અને આપને—ઇમામ હુસેન અ૦ને આપના ભાઇ ઇમામ હસન અ૦ની શહાદત માટે દિલાસો દીધા પછી એક કાવ્ય કહ્યું. જેનો અર્થ એ છે કે: 'આજે મિસ્કીનની કોમમાંથી એક સંદેશો દેવાવાળો આવ્યો. જેણે ખબર આપ્યા કે સાચા ઇમામે મોઆવીયાહ સાથે સુલેહ કરી. આ સાંભળી મેં મને સંભાળ્યો, અને મારાં દિલને કહ્યું કે સબર કર: એટલા માટે કે મારા ઇમામ ખુદાના ભેદને જાણે છે. મારા તરફથી પેગામ પહોંચાડ કે હું એ જનાબનો તો મદદગાર છું જ; પણ તેઓના દુશ્મનો પર સખ્તાઇ કરવાવાળો છું. જે વખતે કે જંગ થશે, અને તેઓનાં ભાલાં ધૂળથી ઢંકાઇ જશે: તે વખતે હું તેઓનાં માથાં ઉપર ભાલાં અને તલ્વાર ચલાવીશ, આજે આપે જેની સાથે સુલેહ કરી, તેની સાથે સુલેહ કરવા તૈયાર છીએ. પણ

જે આપનો દુશ્મન છે તેને અમે કાલે (આપની વફાત પછી) બેઇઝઝત કરીનેજ છોડશું.'

આના જવાબમાં ઇમામ હુસેન અ૦એ ફરમાવ્યું કે: 'પણ ન તમામ આદમી તમારા જેવા છે, તેમ ન જે વાતને તમે ચાહો છો તે વાતને તમામ ચાહવાવાળા છે.'

કુફાના લોકોને ઇમામ હસન અ૦ની વફાતના ખબર મળવાથી જેઓ આપના દોસ્તો હતા, તેઓ તમામ સોલયમાન બિન સોર્દ ખઝાઇને ઘરે ભેગા થયા; અને ઇમામ હુસેન અ૦ને એક દિલાસાનો પત્ર નીચે મુજબ લખ્યો.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આએ કાગળ કુફાથી હુસેન બિન અલી અ૦ની ખિદમતમાં આપના અને આપના પિતાજીના દોસ્તો તરફથી છે.

'સલામ બાદ એ ખુદાના વખાણ કરીએ છીએ કે જેની સિવાય બીજો કોઇ ખુદા નથી. અને તેનાથી એ માગણી કરીએ છીએ કે તે મોહમ્મદ સ૦ અને તેઓની પવિત્ર આલ—અવલાદ ઉપર રેહમત—મહેરબાની નાઝિલ કરે—ઉતારે.

'આપના ભાઈ ઇમામ હસન અ૦ના દુઃખદાયક સમાચાર અમે સાંભળ્યા. જે દિવસથી તેઓ જન્મ પામ્યા, તે દિવસથી તે જે દિવસે તેઓ રેહલત પામ્યા—દેહાંત થયાં: તે દિવસ સુધી. અને તે દિવસથી તે તેઓ પાછા જીવતાં થશે, ત્યાં સુધી તેઓ ઉપર ખુદાની રેહમત નાઝિલ થાય, અને મગ્ફેરત બક્ષે—મુક્તિ આપે. તેઓની નેકીઓને—સારાં ક-

મોને બમણાં કરે, અને તેઓના બદલાને વધારી આપે; અને તેઓને તેઓના પિતાજી અને નાનાના દરજા—જગ્યા પર પહોંચાડે.

'આપને આપના ભાઈના વિયોગનાં દુઃખમાં દિલાસો મળે, અને તેનો બદલો ખુદા બહોળો આપે; અને આપ પર ભવિષ્યમાં આવનાર આફતોને ટળી આપે.

'અને આપને જે દુઃખ મુસલમાનો પર પડેલ દુઃખને લીધે થયું હોય, અને જે દુઃખ આપની જાત પરજ પહોંચ્યું હોય; તે તમામનો બદલો ખુદા પાસે છે.

'ખરેખર આપ ઉપર બહુ મોટી મુસીબત પડી છે; આપ તેની ઉપર સબર કરજો. અને એજ કામ બન્યું છે કે જે નિશ્ચય રીતે બનવાનુંજ હતું. અને આપ તો અલહમ્દો-લિલાહ! એ જગ્યા ઉપર કાયમ છો કે જે જગ્યા ઉપર આ-પના વડીલો હતા. (એટલે ઇમામતની જગ્યા ઉપર.) ખુદા તે લોકોને ખરો રસ્તો બતાવશે કે જેઓ આપના કહેવા પ્ર-માણે કરી, આપના બતાવેલ રસ્તા ઉપર ચાલશે.

'અમે તો આપના દોસ્ત છીએ. આપની ખુશીથી ખુશી થઇએ છીએ, અને આપનાં દુઃખથી દુઃખી માનીએ છીએ. આપના હુકમની વાટ જોઇ બેઠા છીએ. ખુદા આપની હિમ્મત અને માનમાં વધારો કરે, અને આપનો હક પાછો અપાવે. ખુદા આપના ઉપર પોતાની રેહમત અને બરકતેનો વરસાદ વરસાવતો રહે.'

પછી તો એ લોકો આપસમાં જાહેર રીતે કહેવા લાગ્યા કે: 'જ્યારે મોઆવીયાહ ગુજરી જશે, ત્યારે ઇમામ હુસેન અ૦ની બયઅત કરવા અને તેઓને પોતાના ખલીફા તરીકે સ્વીકારવા કોઇ ના નહિ કહે.'

આવી રીતે ઇરાક અને હિજાજનાં લોકોનું વલણ ઇમામ હુસેન અ૦ તરફ દિનપ્રતિદિન વધતું જતું હતું. અને કેટલીક વખત ત્યાંના આગેવાનો પણ ઇમામ હુસેન અ૦ની ખાસ મુલાકાતે આવતા હતા.

# ચકમકની શરૂઆત.

ઇમામ હુસેન અ૦ની પાસે લોકોનું આવવું, ઇરાક અને હિજાજના આગેવાનોનું આપની મુલાકાત માટે હાજર થવું, અને કાંઇ પણ મસલેહત—મશ્વરા થવા; આ તમામ હિલચાલની હકિકત ઉમર બિન ઉસમાને મદીનાના હાકિમ મરવાન બિન હકમને કહી.

મરવાન બિન હકમે મોઆવીયાહને કાગળ લખ્યો કે: 'મને ઉમર બિન ઉસમાને કહ્યું છે કે એક ટોળું ઇરાકથી અને કેટલાક આગેવાનો હિજાજથી ઇમામ હુસેન અ૦ પાસે આવી મશ્વેરો—સલાહ કરે છે, અને તેઓને ખિલાફતની

લાલચ આપી ઉશ્કેરે છે. મેં અગાઉ ખાનગી તપાસ કરાવી હતી; તો તે વખતે તો તેઓ ખિલાફતનો ઇરાદો કરી, તકરારમાં ઉતરવા ચાહતા ન હતા. પણ હવે મને ડર રહે છે કે કદાચ આગળ જતાં તેમના તરફથી બંડ ઉઠે. માટે આ વિષે જે તમારો વિચાર હોય તે લખો કે હું તે પ્રમાણે વર્તું.'

* * *

મોઆવીયાએ તેના જવાબમાં લખ્યું કે; 'તારો કાગળ પહોંચ્યો. તેં જે હઝરત (ઇમામ હુસેન અ૦) ની વિષે લખ્યું તેને હું સમજ્યો. પણ તું તેની હરગિઝ છેડતી ન કરજે. અને જ્યાં સુધી તને તેના તરફથી કાંઇ પણ હરકત ન પહોંચે ત્યાં સુધી તું પણ તેને કાંઇપણ હરકત ન કરજે. એટલા માટે કે હું ચાહું છે કે જ્યાં સુધી તેઓ મારા સાથે વફાઇથી વર્તે છે. ત્યાં સુધી હું પણ નથી ચાહતો કે તેમને કોઇપણ રીતે દુઃખ આપું.'

સાથે એક કાગળ ઇમામ હુસેન અ૦ને પણ લખી નાંખ્યો કે; 'આપને માટે કેટલીક વાતો મારા કાન સુધી પહોંચી છે, પણ હુ તો તેને ખોટીજ માનું છું. અને ખરેખર જો એમજ છે તો નિઃસંદેહ આપને માટે તે બહુ સારૂં છે. અને આપ વાયદા પર સંપૂર્ણ વફા કરવાવાળા કહેવાશો. તમે મને તમારા તરફ કડવી નજરૂ ન કરાવશો; એટલા માટે કે અગર જો આપ મારા વિરૂધ્ધ કાંઇ પણ હિલચાલ કરશો, તો હું પણ તેમજ કરીશ; અને અગર જો આપ મારો ખ્યાલ રાખશો, તો હું પણ આપનો ખ્યાલ રાખીશ. આપ હરગિઝ

આ ઉમ્મતનો શિકાર ન બનજો; કારણ કે મેં તેને કેટલીક વખત કસોટીમાં કાચી અજમાવી જોઈ છે, માટે આપ આપની જાન અને ધર્મને સંભાળજો: એવું ન થાય કે કમઅક્કલ અને અજ્ઞાનોનાં કારણથી આપની હલકાઈ થાય. આપ ઉપર સલામ થાય, અને ખુદાની રેહમત અને બરકત નાઝિલ થાય.'

* * *

ઇમામ હુસેન અબને તે કાગળ મળ્યો, આપે તેના જવાબમાં લખ્યું કે: 'અય મોઆવીયાહ, તારો કાગળ મળ્યો તું જે લખે છે કે તમારા માટે કેટલીક વાતો મારા કાન સુધી પહોંચી છે. પણ તેથી તું મને દૂર જાણ. અને હું સારો છું કે ખરાબ છું તે ખુદા ખૂબ જાણે છે. જે લોકો તને એવી વાતો પહોંચાડે છે, તેઓ ખુશામતીઆ અને ચાડીખોર છે. તારી મારા પર કડવી નજર હોય, વા મીઠી હોય: તેની મને કાંઈ પરવા નથી. મારા પર મારા માઅબુદ—બંદગીને લાયક—ખુદાની મીઠી નજર રહે; એજ બસ છે. હું તારી તાબેદારી કરી—તારા સાથે સહકારથી વર્તી, ખુદાનો ગુનેહગાર થવા નથી ચાહતો. તું અને તારા એ દોરતો કે જેઓ ઝુલ્મ કરી, ખુદાના દીન—ઇસ્લામથી નીકળી ગયા છે; તેઓને તેઓની સ્થિતિ પર છોડી, તારા સાથે સુલેહ કરૂં; તોપણ ખુદા મારાથી નારાજ થાય. હું તારા સાથે લડવા નથી માંગતો, અને લડું તો ખુદાનો રાજીપો મેળવી શકું એમ માનું છું: અને ન લડું તો ખુદાની પાસે માફીની ઉમેદ રાખી શકું. હું દીને ખુદામાં ફિતનો કરવા નથી માંગતો.

અને હું તો તારી ખિલાફતની હયાતી કરતાં ઇસ્લામમાં બીજો કોઇ વધારે ફિતનો હોય, એમ નથી માનતો. તારે મારા વિરુધ્ધ જે હિલચાલ કરવી હોય તે ખુશીથી કરી છુટજે; તેમાં કાંઇ પણ કસુર રાખીશ નહિ. તને તારા મક્ર—ફરેબ ઉપર બડાઇ છે, પણ તે તારા મક્ર મને કાંઇ પણ નુકસાન કરનાર નથી. હું ઉમ્મતનો શિકાર હરગિઝ બનવાનો નથી; હું એજ કરીશ કે જે હું કરી શકીશ. મને મારી જાનની કાંઇ પરવા નથી; મારા ધર્મની છે. જે કરવામાં હું મારો ધર્મ માનું છું; તેજ કરું છું હું ખુદા પાસે મદદ માંગું છું કે મને એ કામ કરવાની શક્તિ આપો કે જે કામમાં તું રાજી હો. તું જે વાયદા આપી બેવફાઇ કરે છે, તેનું નુકસાન બીજા કરતાં તને વધારે છે: કારણ કે તેથી તું અજ્ઞાનતાનાં અંધારામાં વધારે આવતો જાય છે. તારી બેવફાઇ પર તને તું ફત્તેહ પામતો જોઇ, તું વધારે બેવફાઇ કરતો રહે છે; અને વધારે ગુમરાહીના દરિયામાં ડુબતો રહે છે. અત્યાર સુધીમાં તું કોણની સાથે વફાઇથી વર્ત્યો ? જેની જેની સાથે વાયદા કર્યા, તેની તેની સાથે બેવફાઇ કરી. હું કસમ ખાઇને કહું છું કે તેં શરતો પર સુલેહ કરી, પણ એક શરત પર અમલ નથી કર્યો. તેં એની અગાઉ તેઓને કતલ કરાવ્યાં, કે તેઓ તારાથી લડાઇ કરે. તેઓએ પોતાના વાયદા પર વફા કરી, પણ તેં ન કરી. તેઓને તેં એટલા માટે કતલ કરાવ્યા કે તેઓની પહેલાં તું મરી જાય તો તેઓ પોતાના મનસબને પહોંચે.
પણ થાડ ગાળા બાદ મોઆવીયાહ તેઓ તારા પાસેથી ક્યા-

મતને દિવસે કિસાસ—બદલો લેશે. તેની જવાબદારી માટે તું તૈયાર રહેજે.'

* * *

મોઆવીયાહને તે કાગળ મળ્યો પણ ચુપકીદી સિવાય કાંઇ જવાબ ન આપી શક્યો: કારણ કે તે જાણતો હતો, અને તે કાગળથી વધારે જાણી શક્યો કે: 'ઇમામ હુસેન અ૦નો છંછેડવામાં માલ નથી. પણ ઇમામ હુસેન અ૦ના તે કાગળથી તેને એટલું તો યકીન—નક્કી થયું કે તેઓ મારા સાથે લડવાના નથી. તેમ તાબેદારી પણ કરવાના નથી; અને (ઇમામ હસન અ૦ની જેમ) સુલેહથી પણ વર્તવાના નથી. તેઓ મારા સાથે લડવામાં પાપ નથી સમજતા; પણ પુણ્ય સમજે છે. નહિ લડવાના માટે ખુદા પાસે માફીની ઉમેદ રાખે છે. તેઓ મારી સલ્તનતના કટ્ટા શત્રુ છે. પણ કાંઇ નહિ; તેઓ સાથે તે પ્રમાણે કામ લેવામાં આવશે.'



# ઉમરનું સર નેઝા ઉપર.

હીજરી સન ૫૧ આવી, અને હઝરત અલી અ૦, ઇમામ હસન અ૦ અને ઇમામ હુસેન અ૦ના ફઝાએલ—મર્તબાને ઘટાડવા માટે મોઆવીયાહની આંખ ફરી. તે માટે શામના કાઝીઓ—ઇન્સાફ આપવાવાળાઓ અને શામના વાએઝો—ઉપદેશ કરવાવાળાઓને બોલાવી તેઓનાં મોઢાં લાંચથી ભરી

આપી હુકમ આપવામાં આવ્યો કે: ' શામનાં દરેક શેહરેશેહર અને ગામડેગામડાં ફરી મુસલ્માનોનાં દિલોમાંથી અલી, હસન અને હુસેનનાં મર્તબા—માનને ઘટાડવાની કોશીશ કરો; તે માટે મન માનતા જુદાજુદા આક્ષેપો મૂકો; અને મારાં—બની ઉમૈયાનાં કુટુંબની બહાદૂરી અને સખાવતનાં ખૂબ વખાણ કરો. જેઓ તેને કબૂલ ન રાખે તેઓને કતલ કરો, હાથ પગ કાપો, આંખો કાઢો અને સૂળી પર ચડાવો. તે માટે શાક્ષીઓની જરૂર નથી; જેની ઉપર શક ગયો કે તે શિક્ષાને સઝાવાર—લાયક થઇ ચૂકયો.

આ હુકમ મળ્યા પછી પૂછવુંજ શું ? ચારે તરફથી નામના પણ કાઝીઓ અને વાએઝો આવતા હતા; મોઆવીયાહ પાસેથી બક્ષીશો લઈ જતા હતા; અને ચારે તરફ ફરી ઉક્ત ત્રણે જનાબોના દુશ્મન લોકોને બનાવતા હતા. જેઓ દુશ્મની નહિ સ્વીકારતા હતા, તેઓ જુદીજુદી રીતે કતલ થઈ જતા હતા.

આવી રીતે કત્લેઆમ—મારામારી ચલાવવાથી મોઆવીયાહનો એ હેતુ હતો કે; ' જે લોકોનાં દિલોમાં મજકુર ત્રણે જનાબો પ્રત્યે માન હોઇ, તેઓનું વલણ તેઓ તરફ ખેંચાયા કરતું હતું; તે માન ઘટી જવાથી અટકી જાય. અને જેઓ તેઓના ખાસ દોસ્તો હોઇ, જાહેર રીતે તેઓની દોસ્તીનો દાવો કરવાની હિમ્મત ધરાવે છે; તેઓ જાહેરમાં આવી કતલ થઇ જાય. આથી યઝીદને વલીઅહદ—ગાદી વારસ બનાવવાની વખતે જે જે અડચણો આવવાની હોય, તે અત્યા-

રથીજ દૂર થઈ રસ્તો સાફ થઇ જાય; કારણ કે અગર જો તેઓના દોસ્તો ઝાઝી સંખ્યામાં હોય, અને કોઇ ન કોઇ છેવટ ઇમામ હુસેન અ૦જ યઝીદને ગાદી વારસ નીમવા વિરૂધ્ધ પ્રોટેસ્ટ ઉઠાવે, તો તે પ્રોટેસ્ટ છેવટ બળવાનું રૂપ લીએ: અને તે કામમાં એક મોટું વિઘ્ન આવી નડે. પણ તે બંડખોરોથી પ્રથમજ જમીનને સાફ કરવામાં આવે, તો ઇમામ હુસેન અ૦ના પ્રોટેસ્ટથી કાંઇ પણ ડરવા જેવું ન રહે. અને જો છાની રીતે તેઓના થોડા ઘણા દોસ્ત રહેશે, તો તેઓ જ્યારે મરણના ભયથી પોતાની દોસ્તી જાહેર કરવાની હિમ્મત નહિ બતાવે, ત્યારે ઇમામ હુસેન અ૦ સાથે પ્રોટેસ્ટમાં જાહેર રીતે ભાગ લઇ, બળવો કરવાની હિમ્મત ક્યાંથી બતાવી શકે ?'

મોઆવીયાહનો આ પ્રમાણે હેતુ હતો, અને તે બરાબર રીતે પાર પાડી શક્યો; કારણ કે તેના તે કતલના હુકમથી એવા એવા લોકો કતલ થવા માંડયા કે જેઓની ગણત્રી મોહાટા નેકબખ્તો—શ્રેષ્ટ સદ્દગુણીમા થતી. તેઓ તે ત્રણે જનાબોની દોસ્તીના દાવામાં પહાડ જેમ અડગ હતા. તેઓ પોતાનું જીવન એવું ચુસ્ત નીતિમય ગાળતા, કે નીતિનાં કારણથી પોતાનાં શરીરને ગાળી નાખતા હતા.

આવા પ્રમાણિકપણામાં પ્રખ્યાતિ પામેલાઓમાં એક ઉમર બિન હુમકની પણ ગણત્રી થઇ છે કે જેઓ મહાન પેગમ્બર સાહેબના વખતનાં પ્રખ્યાત ઇમાનદાર—ધર્મશિલ હતી.

એક વખત કૂફાના હાકિમ—ગવર્નર ઝીયાદ બિન અ-

બાહ પાસે અમ્મારા બિન અકબાક બિન અબી મોઇને આવી ચાડી ખાધી કે; 'હુમર બિન હુમક અલીના ખાસ દોસ્તોમાં-થી છે.' તે વખતે ત્યાં ઉમર બિન હરીસ હાજર હતો. તેણે કહ્યું કે: 'અય અમ્મારા, જે વાતનાં પરિણામને ન જાણીએ તે વાત કરવી લાગી નથી.' ઝીયાદે કહ્યું: 'તમે બન્નેએ ઠીક ન કર્યું. પહેલાં તો અમ્મારાને શું જરૂર હતી કે તેણે મજલિસ —એકેક વચ્ચે એ વાતની મને ખબર આપી? અને ઉમરને શું થતું હતું કે તેણે અમ્મારાને પુરી વાત પણ કરવા ન દીધી? હવે તમે બન્ને જાઓ અને ઉમર બિન હુમકને કહો કે એવી અવળી ચાલ ચાલવાથી શું ફાયદો થશે?'

આ ખબર ઉમર બિન હુમકને મળી, જેથી તે પોતાની તૈયારી કરવા માંડયો; અને કુફાથી નીકળી મુસલના તાબામાં એક ઝુર કરીને ગામડું હતું ત્યાં ગયો. જ્યારે તે સમાચાર મોઆવીયાહને મળ્યા તો મોઆવીયાહે કાગળ લખ્યો કે; 'અય ઉમર બિન હુમક, ખુદાએ જગડા અને ફિસાદની આ-ગને ઓલવી નાંખી છે, અને દીનદારો—ધર્મશિલો તથા પરહેઝગારો—પ્રમાણિકોને શાંતિ આપી છે. તારો કોઇ મદદ-ગાર પણ નથી, સર્વએ મારી તાબેદારી કરી લીધી છે; પણ તેં હજુ સુધી મારી તાબેદારી નથી કરી, માટે તું મારો તાબેદાર થઇ જા કે તારી ભૂલોથી ક્ષમા થાય, અને તારા માનમાં વધારો થાય. મારી પહેલાં (એટલે હઝરત અલી અ૦) જેણે તારા સાથે ભલાઇ કરી હતી તે કરતાં હું વધારે ભલાઇ કરીશ. માટે તું મારા પાસે જલદી આવ, અને ઇર્ષા તથા

કપટને છોડી આપ.'

*  *  *

આ દરમ્યાન ઉમર બિન હુમકને મળ્યો, પણ તેણે તે ઉપર કાંઇ ધ્યાન ન આપ્યું; અને જવાબ ન લખ્યો.

જ્યારે તેના તરફથી કાંઈ પણ જવાબ ન ગયો, ત્યારે તેણે કેટલાક સ્વારો તેને પકડવા માટે મોકલ્યા. ઉમર બિન હુમકને ખબર પડવાથી તે પોતાના ઘોડાને મૂકી આપી, એક ગુફાની અંદર સંતાઇ ગયો. ત્યાં એક કાળો સાંપ હતો, તે તેને કરડયો; અને તેથી તે મરી ગયો.

તે સ્વારો ગોતતાં ગોતતાં તે ગુફા પાસે આવ્યા; ત્યાં તેના ઘોડાને જોયો; તેથી તેઓએ તે ગુફાની અંદર તપાસ કરી તો તેનાં શબને જોયું. તેઓ તેનું સર—માથું કાપી, નેઝા—ભાલાં ઉપર ચડાવી; મોઆવીયાહ પાસે લઇ ગયા. ઇસ્લામમાં પહેલું સર જે નેઝા ઉપર ચડયું, તે આ ઉમર બિન હુમકનું હતું.

પછી તે સરને મોઆવીયાહે ઉમર બિન હુમકની સ્ત્રી પાસે મોકલ્યું, તેની સ્ત્રીએ કહ્યું: 'જેને જીંદગીમાં તો મારા પાસે રહેવા ન દીધા, હવે મરવા પછી તેનાં સરને શું કરૂં? અય સર લાવવાવાળા, મારો સંદેશો મોઆવીયાહને પહોંચાડજે કે તેં કેવાં કેવાં ખરાબ કૃત્યો કર્યાં કે ધર્મશિલ પુરૂષોને કતલ કરાવ્યા. તેનો બદલો ખુદા કયામતમાં તારા પાસેથી જરૂર લેશે.'

મોઆવીયાહ આ સંદેશો સાંભળી ગુસ્સે થયો અને તેણીને પકડી લાવવાનો હુકમ આપ્યો. આથી તેણીને પકડી મોઆવીયાહ સામે ઊભી કરવામાં આવી.

મોઆવીયાહે કહ્યું: 'શું તેં આ શબ્દો કહ્યા, અને પાછા મને સંદેશા રૂપે કહેવરાવ્યા?' તેણીએ કહ્યું: 'હા, મેં કહ્યા અને કહેવરાવ્યા, તેની હું ના નથી પાડતી, અને માફી પણ નથી માંગતી.' મોઆવીયાહે કહ્યું, 'તું મારા મુલકમાંથી નીકળી જા.' તેણીએ કહ્યું: 'ખુદાની કસમ હું તારા મુલકમાંથી નીકળી જઈશ. હું એવી જગ્યાએ રહીને શું કરૂં? જ્યાં આરામજ ન હોય.'

આ સાંભળી અબ્દુલ્લાહ બિન અબીસરેહે કહ્યું; 'અય મારા અમીર, આ મુનાફીકાને તેણીના પતિ પાસે મોકલવાનો હુકમ આપી દ્યો.' તેણીએ જવાબ આપ્યો કે; 'અરે! મુનાફીક કોણને કહે છે તે તું જાણે પણ છે? મુનાફીક તેજ કે જે ખુદાના દીનમાં ફિત્નો નાંખે, અને જુઠની સિવાય વાત ન કરે.' આ સાંભળી મોઆવીયાહને ગુસ્સો આવ્યો, જેથી હુકમ આપ્યો કે; 'આને અહીંથી કાઢી મૂકો.' આ સાંભળી તેણી ત્યાંથી ચાલી ગઈ.

# અસંખ્ય અત્યાચાર.



હઝરત અલી અ૦, ઇમામ હસન અ૦ અને ઇમામ હુસેન અ૦ના દોસ્તોને કત્લ કરવાનો મોઆવીયાહે છુટથી હુકમ આપ્યો હોવાથી; જેમ પાનખર ઋતુમાં ઝાડો પરથી પાંદડાંઓ ખરે છે તેમ તેઓ નિર્દોષોનાં માથાં તેઓનાં ધડો પરથી ખરવા માંડ્યાં હતાં. તેઓની સંખ્યા અસંખ્યની સંખ્યામાં ગણવા લાગી. હીજરી સન બાવનમાં ફકત બસરા અને બસરાની આસપાસમાં કુફાના હાકિમ—ગર્વનર ઝીયાદ બિન અબીહ તરફથી નીમાએલ બસરાના નાએબ સમરાહ બિન ઝુન્દીબે આઠ હજાર લોકોને કતલ કરાવ્યા. તેઓનો દોષ માત્ર એજ હતો કે તેઓ ત્રણે ઉક્ત માનવંતથી મોહબ્બત રાખતા હતા.

જ્યારે આ અત્યાચારના ઝીયાદ બિન અબીહને ખબર મળ્યા; ત્યારે તે કુફાથી બસરે આવ્યો, અને સમરાહને કહ્યું: 'મને વહેમ રહે છે કે કદાચ આએ કતલમાં કોઇ નિર્દોષ પણ હોય!' એટલે કે તેઓ ત્રણેથી દોસ્તી ન રાખવાવાળા પણ હોય. સમરાહે જવાબ આપ્યો કે. 'અગર આથી વધારે કતલ કરાવું; તો પણ મારી ભૂલ નહિ થાય.'

• હજર બિન અદી બિન હાતમ તાઇ કે જેઓ રસૂલે ખુદા સ૦ અને હઝરત અલી અ૦ના અસ્હાબ—પ્રાથે રહેવા-

વાળા હતા. હઝરત અલી અના વખતમાં જંગો થયેલ પૈકી જંગે સિફ્‌ફીનમાં જમણી બાજુનાં લશ્કરના સરદાર હતા, અને જંગે નહેરવાનમાં ડાબી બાજુનાં લશ્કરના સરદાર હતા.

એક વખત તેઓ કુફામાં ઝીયાદ બિન અબીહની બેઠકમાં બેઠા હતા; તેવામાં નમાઝ વિષેની વાતચીત કરતાં હજરે કાંઇ એવી વાત કરી કે જેથી ઝીયાદને ખરાબ લાગ્યું.

ઝીયાદે તેની ફરિયાદ મોઆવીયાહને લખી. મોઆવીયાહ હજરને કોઇપણ વાંકમાં આવવાની વાટ જોતાજ હતા. જેથી ઝીયાદના ફરિયાદનામાના જવાબમાં લખ્યું કે; 'હજર અને તેના દોસ્તોને ગળાંમાં હાથ બાંધી મારા પાસે મોકલી આપ.'

આ જવાબથી ઝીયાદે હજરને પકડવા માટે માણસો મોકલ્યા. અબ્દુલ્લાહ બિન ખલીફતુત્તાઇને આ ખબર મળવાથી તે પોતાના ભત્રીજા—હજરને પોતાનાં કુટુંબમાં લઇ ગયો. જેથી ઝીયાદે પોલીસની ટુકડી મોકલી અબ્દુલ્લાહને પકડી લાવવા હુકમ આપ્યો. તેઓ ગયા અને અબ્દુલ્લાહને પકડયો. આથી તેની બ્હેન નવારે પોતાનાં કુટુંબમાં જઇ અબ્દુલ્લાહને છોડાવવા પોકાર કર્યો. તેઓ આવ્યા અને પોલીસોને મારપીટ કરી અબ્દુલ્લાહને છોડાવ્યો. પોલીસોએ આ ખબર ઝીયાદને પહોંચાડયા. ઝીયાદ તે વખતે જુમા મસજીદમાં હતો. અને બનવાકાળે અદી બિન હાતમ તાઇ પણ ત્યાંજ હાજર હતા. ઝીયાદે ગુસ્સાથી તેને કહ્યું કે; 'અબ્દુલ્લાહ બિન ખ-

લીફને હાજર કર.' તેણે કહ્યું: 'શું થયું?' ઝીયાદે તમામ વાત કરી. અદીએ કહ્યું: 'હશે. તેની મને કાંઇ ખબર નથી. હવે તારી ઇચ્છા એમ છે કે હું મારા કાકાના દીકરા ભાઇને તારા પાસે લાવું, અને તું તેને કતલ કરાવે?! અરે! ખુદાની કસમ અગર તે મારા પગ પાસે હોય તોપણ હું તેને જુદો ન કરૂં.'

આ સાંભળી ઝીયાદે એકદમ ગુસ્સામાં આવી હુકમ આપ્યો કે: 'અદીને કેદ કરી જેલમાં મોકલી આપો.' આ હુકમનું તર્તજ પાલન થયું. કૂફાના કેટલાક મોટેરાઓને અદીને જેલમાં મોકલવાની ખબર પડવાથી તેઓ ઝીયાદની પાસે આવ્યા, અને સીફારિશ કરી કહ્યું: 'શું તને ખબર નથી કે અદી પેગમ્બર સાહેબના દોસ્ત છે: અને વળી વૃધ્ધાવસ્થામાં છે?' ઝીયાદે કહ્યું; 'જો તે તેના કાકાના દીકરા અબ્દુલ્લાહને કૂફામાંથી કાઢી મૂકી, મારી કૂફાની હુકુમત સુધી કૂફામાં ન આવવા દેવાનું કબુલ કરતો હોય તો હું જેલમાંથી મુક્ત કરૂં.' આ ખબર અદીને પહોંચાડી, અદીએ કબુલ કર્યું; જેથી તેને છોડી મૂકવામાં આવ્યો.

પછી અદીએ અબ્દુલ્લાહને કહ્યું કે; 'જ્યાં સુધી ઝીયાદ કૂફામાં છે, ત્યાં સુધી તને સુખચયનથી રહેવા નહિ આપે; માટે સારૂં એજ છે કે કૂફામાંથી નીકળી જબલયન ચાલ્યો જા.' આથી તે જબલયન ચાલ્યો ગયો.

છેવટે ઝીયાદે હજર બિન અદીને તેના અગ્યાર દોસ્તો સાથે પકડ્યા, અને મોઆવીયાહના લખવા મુજબ ગળાંમાં

હાથ બાંધી દમશ્શક રવાના કર્યા.

જ્યારે દસ માઇલ દમશ્શક રહ્યું, ત્યારે એક શખસને મોકલી મોઆવીયાહને પૂછાવ્યું કે; 'હજરને તેના અગ્યાર દોસ્તો સાથે તમારા હુકમ મુજબ કેદ કરી લાવીએ છીએ. હવે શું હુકમ છે?'

મોઆવીયાહે કેટલાક શખસોને સામા મોકલી. પોતાનો હુકમ કહેવરાવ્યો. તેમાં એક કાંણો શખસ પણ સાથે હતો.

સામેથી કાંણા શખસને આવતો જોઇ, હજરના એક દોસ્તે કહ્યું કે: 'મને લાગે છે કે આપણામાંથી અડધા માર્યા જશે, અને અડધા બચી જશે.' હજરે પૂછ્યું; 'કેમ ખબર પડી?' તેણે કહ્યું; 'સામે કાંણો આવે છે તે ઉપરથી મેં જાણ્યું.'

જ્યારે તે લોકો પાસે આવ્યા, તો તે કાંણાએ હજરને કહ્યું; 'અય ઇસ્લામથી ફરી જનાર બેદીન, કાફર અને અલીના દોસ્ત; અમીર મોઆવીયાહનો હુકમ છે કે તને અને તારા દોસ્તોને હું કતલ કરૂં. પણ જો અલીની દોસ્તી મૂકી આપો: અને તેના માટે પસ્તાવો કરો: અને તેના ઉપર લાઅનત—ફટકાર કરો; તો તમે બચી શકશો.'

તેઓમાંથી છ જણાએ તો ઉઘાડી તલ્વાર જોઇ, તે કાંણાના કહેવા મુજબ કહી જાન બચાવી લીધી. પણ હજર અને તેના બીજા પાંચ દોસ્તોએ કહ્યું કે; 'તારા કહેવા મુજબ કહી —આત્માને દગો દઇ જીવવાં કરતાં તો તારી તલ્વારની

તેજ ધારથી મરણને ભેટવું એજ અમારા માટે વધારે સારૂં છે. પણ એટલી વાર સબર કર કે અમે ખુદાની છેલ્લી બંદગી કરી લઇએ—નમાઝ પડી લઇએ.' તેણે રજા આપી. તેઓ નમાઝ પડવા લાગ્યા. હજરતને જરા નમાઝ પડતા વધારે વાર લાગી. તેઓ કહેવા લાગ્યા કે: 'તું મોતથી ડરે છે જેથી નમાઝમાં વધારે વાર લગાડે છે!' હજરે કહ્યું: 'તેમ નથી. આ કરતાં જલદીથી હું કોઇ વખત નમાઝ નથી પડયો. અને ડરીને વધારે વાર લગાડું, તોપણ કાંઇ નવાઇ નથી: કારણ કે સામે ખુલ્લી તલવાર તૈયાર છે, કફન બિછાવેલું સામે પડયું છે અને સામે કબર પોતાનું મોડું ફાડી વાટ જોઇ રહી છે.'

પછી હજર અને તેના પાંચ દોસ્તોને કતલ કરી: તેઓ-ની લાશોને દફનાવી: તેઓનાં માથાંને મોઆવીયાહ પાસે દમશ્શક લઇ જવામાં આવ્યાં.

* * *

તેઓની કબ્રો દમશ્શકથી બે ફર્સખ—આડા છ માઇલ દૂર અઝર નામની જગ્યા પર આવેલી છે. અત્યારે પણ તેઓ પ્રત્યે પ્રેમ ધરાવનારા તેઓની કબ્રોના દર્શનાર્થે ત્યાં જાય છે, અને તેઓના પવિત્ર આત્માની સ્હાયતાથી પોતાની ઇચ્છાઓ પાર પડવાની ખુદા પાસે યાચનાઓ કરે છે.

# બદ ઇચ્છાનો બદલો.



હીજરી સન ૫૧–૫૨ માં શામ અને ઇરાક તરફ અસંખ્ય અત્યાચાર શરૂ થવાથી લોકો તમામ ત્રાહેંત્રાહે પોકારી ગયાં હતાં. એટલામાં વળી હીજરી સન ૫૩ ના આરંભમાં કૂફાના હાકિમ ઝીયાદ બિન અબીહે મોઆવીયાહને લખ્યું કે: 'હું ડાબા હાથથી ઇરાકને સંભાળી, ઇરાન અને ખુરાસાનની હુકુમત હિન્દુસ્તાનની સરહદ સુધી કરી શકું છું; પણ મારો જમણો હાથ ખાલી છે. માટે હિજાજ અને યસરબ—મદીનાનું કામ પણ મને સોંપી દે કે હું એક ઘડીવાર પણ નવરો ન બેસું.'

જ્યારે આ કાગળ મોઆવીયાહને પહોંચ્યો, તો મોઆવીયાહે તેની મરજી મુજબ હિજાજ અને યસરબની હુકુમતનું કામ પણ તેને સોંપ્યું.

આ ખબર અબ્દુલ્લાહ બિન ઉમરને મળ્યા, તો તેણે હાથ ઊંચા કરી લોકોને કહ્યું કે; 'તમે પણ હાથ ઊંચા કરી દોઆ કરો કે ખુદાવંદા, ઝીયાદના જમણા હાથના ઝુલમથી બચાવી લેજે.' આવી રીતે અબ્દુલ્લાહે દોઆ માંગી, અને સર્વએ આમીન—ખુદા તારી દોઆ કબુલ કરે કહ્યું.

એક વખત ઝીયાદે વિચાર કર્યો કે; 'કૂફાનાં તમામ લોકોને ભેગાં કરી, અલીને માટે ખરાબ કહી તેના ઉપર ફટકાર કરાવવો; અને જે ન કહે તેને ગરદન મારવો.'

એટલામાં તેના જમણા હાથમાં એવી બિમારી થઇ આવી કે હકીમોએ સલાહ આપી કે: 'તું તારો જમણો હાથ કપાવે, તોજ બચવા પામે.' તેણે શોરેહ કાઝીને બોલાવી, તે વિષે તેનો અભિપ્રાય પૂછ્યો. શોરેહે કહ્યું; 'જો તું હાથ કપાવીને જીવતો રહે, તો કપાએલે હાથે જીવવું સારૂં નથી. અને જો મરી જાય, તો કપાએલે હાથે ખુદા પાસે જવું પણ સારૂં નથી; કારણ કે જો ખુદા પૂછે કે તેં હાથ કેમ કપાવ્યો? તો કહેવું જોઇએ કે મરવાની બીકથી. એટલે કે તારી મુલાકાત પસંદ ન હોવાથી.'

છેવટ તેણે હાથ ન કપાવ્યો, અને પંચાવન વરસની ઉમરે પાંચ વરસ ઇરાકની, અને ફક્ત છ મહીના હિજાજ અને યમનની હુકુમત ભોગવી, હીજરી સન ૫૩ ના માહે રમઝાનમાં તે મરી ગયો. આ રીતે તેને તેની તે બદ ઇચ્છાનો બદલો મળ્યો.

તેના મરવા પછી લોકોએ કાઝીને કહ્યું: 'અમારી તો મરજી એ હતી કે તે હાથ કપાવે, અને કપાએલે હાથે દુનિયા પર ફરે; પણ તેં હાથ કપાવા ન દીધો, અને તે મરી ગયો.'

કાઝીએ જવાબ આપ્યો કે: 'તેણે મારા પર વિશ્વાસ રાખી, મારો અભિપ્રાય માંગ્યો. મને ઠીક ન લાગ્યું કે, તેનો હું વિશ્વાસઘાતી થાઉં; નહિ તો હું તો એજ ચાહતો હતો કે તે આજે જમણો હાથ કપાવે, અને કાલે ડાબો હાથ કપાવે. એવી રીતે દરરોઝ એકેક અવયવ કપાવે, અને પછી તે રીબા-

ઇ રીબાઇ મરે.'



# ઇમામ હુસેન અ૦નો અસહકાર.

મોઆવીયાહના છુટ હુકમથી શામ અને ઇરાક તરફ થયેલ અસંખ્ય અત્યાચારના સમાચાર, તથા ઉમર બિન હુમક અને અદી બિન હાતમ તાઇ જેવા નીતિમય અને પ્રમાણિક પુરૂષો પર ગુજરેલ અનહદ ઝુલ્મોના ખબર ઇમામ હુસેન અ૦ને મળવાથી; તેમના પવિત્ર અને કોમળ આત્મા પર ભારે આઘાત થયો. જેથી ઇમામ હુસેન અ૦મે સખ્ત અને તેના ઝુલ્મોને સચોટ સાબિત કરનારો એક નીચે મુજબ કાગળ લખ્યો.

'અય મોઆવીયાહ, તું અજ્ઞાનતાના ઉમંગમાં આવી જઇ શું ઝુલ્મો કરવા માંડયો છે? ઉમર બિન હુમક અને અદી બિન આતમ તાઇ જેવા નીતિ અને પ્રમાણિકતામાં પ્રખ્યાતી પામેલા કે જેઓનાં શરીરો રાત દિવસ ઇબાદત કરી અશકત થઇ ગયાં હતાં, અને ચહેરાઓ પીળા પડી ગયા હતા; શું તેઓને તેં ઝુલ્મો સીતમ કરી શહીદ નથી કરાવ્યા? શું તેં નમાઝ પડવાવાળાં એક મ્હોટા સમૂહને કતલ નથી કરાવ્યા? કે જેઓ અનીતિ અને અત્યાચારને ખરાબ સમજી, તેનાથી

તેઓ દૂર ભાગતા હતા. આ તમામોને આશ્રો આપવાના કસમ સાથે વચનોથી તું એવી રીતે બંધાયો હતો કે તેવી રીતે અગર જો તું ઉડતાં જનાવરોથી બંધાયો હોય, તો તેઓ પણ તારા પાસે ઊતરી આવે. પણ તેં તારાં વચનો પર વફા ન કરી; અને કસમ સાથેની પ્રતિજ્ઞાને તેં તુચ્છ સમજી; કેટલાકોના હાથ પગ કપાવ્યા; કેટલાકોને જીવતાં આંખો કાઢી આંધળા બનાવ્યા; અને કેટલાકોને ખજૂરનાં ઝાડો પર સૂળી દેવરાવી. જાણે તું તેઓનો ધર્મી ભાઈ નથી! અને તેઓ તારા કોમી ભાઇ ન હતા! તું એજ છો કે હરામીએ તને લખ્યું કે બની ખિઝરમનું ટોળું અલીના ધર્મ પર છે. તેં તેના જવાબમાં લખ્યું કે જે શખ્સ અલીના ધર્મ પર હોય તેને કતલ કર. આથી તેઓને તેણે કતલ કર્યા. ખુદાની કસમ અલી અબ્નો એ ધર્મ છે કે તેણે તારા, તારા ભાઇ અને તારા બાપનાં મોઢાં પર તલ્વાર મારી; અને તમો તેમની તલ્વારના ડરથી ઉપલક મને ઇમાન લાવ્યા—ઈસ્લામ સ્વીકાર્યું. અને તેઓના પ્રતાપથી જ તું અત્યારે આ પદવી ભોગવે છે. જો તે જનાબની તલ્વાર ન હતે તો તારા અને તારા બાપની ઇજ્જત એટલી હતી કે તમો મકકાથી થોડોક માલ શામ લઇ જતા હતા; તે વેચી જે થોડોક નફો આવતો તેમાંથી તમારૂં ગુજરાન ચલાવતા હતા. માટે અય મોઆવીયાહ, પારકા હક પર મારેલ ત્રાપથી મેળવેલ ખિલાફત પર તું તકુબ્બરાઇ ન કર, અને ખુદાના બંદાઓને દુઃખ આપી ન સતાવ. ખરેખર તેં તારા આત્મા સાથે અન્યાય કર્યો, તારા

ધર્મને બગાડયો, તારી પ્રજાને પજવી, અને તારી હુકુમતને કલંકિત કરી ડગમગાવી દીધી. તું અજ્ઞાન અને કમઅકકલોનું સાંભળે છે; અને તેઓના કહેવા ઉપર દોરવાઇ, જેઓ કે પ્રમાણિક અને ભલા આદમીઓ છે; તેઓને ડરાવે છે.'

* * *

મોઆવીયાહને ઇમામ હુસેન અ૦નો કાગળ મળ્યો: પણ ઝુલ્મ કરી સ્હેવાએલ તેનાં પાષાણ જેવાં દિલને તે શિખામણના શબ્દોનો કાંઇ અસર ન થયો. જો કે તે જાણતો તો હતો બધુંય, પણ વર્તનમાં લાવી શકતો ન હતો. કારણ કે જો તે વર્તનમાં લાવી નીતિનું પાલન કરવા જતો હતો, તો તેના વ્હાલા પાટવી કુંવર યઝીદને ગાદી મળતી ન હતી; કેમકે તે તે માટે નાલાયક હતો. તે શરાબખ્વારી—દારૂડીઓ, જુગારી અને વ્યભિચારી હતો. તે પોતાની કુટેવોને છોડે તેવો ન હતો, અને મોઆવીયાહને અવશ્ય તેને ગાદી સોંપવા ઇચ્છા હતી. આ ખોટી ઇચ્છાને વશ થઈ મોઆવીયાહ નિર્દોષોનાં નાહક ખૂનો કરાવી રહ્યો હતો.

ઇમામ હુસેન અ૦મે તો જે વખતે ઇમામ હસન અ૦મે મોઆવીયાહ સાથે સુલેહ કરી હતી, તે વખતે સુલેહનામામાં સહી ન કરી; મોઆવીયાહ સાથે અસહકારથી તો શું? પણ સુલેહથી પણ વર્તવાને નારાજી બતાવી હતી. પણ તેનો જાહેર ઉલ્લેખ તો ઇમામ હસન અ૦ની શહાદત પછીના મોઆવીયાહના પત્રુત્તરમાં આપે કરેલ છે; કે જે 'ચકમકની શરૂઆત' નાં હેડીંગ નીચેના વિષયમાં છપાયો છે.

મોઆવીયાહના અસંખ્ય અત્યાચાર પછી તો આપે તેનાં કામોનો વિરોધ દર્શાવવા, અસહકારને વધારે જોર આપ્યું. ઘણે ભાગે તેની મજલિસ—બેઠકમાં જવાનું બંધ કર્યું, અને તેના તરફથી મળતી સવગાત—ભેટોનો પણ અસ્વીકાર કર્યો. આથી મોઆવીયાહ યઝીદને ગાદી વારસ બનાવવામાં વધારે વિઘ્ન આવવાં અનુભવતો હતો; પણ તે દૂર કરવાના ઉપાયોનો રાત દિવસ વિચાર કરતો હતો. તે એ કોશીશમાં હતો કે ઇમામ હુસેન અગર્થી લડવાનો વખત ન આવે, અને સર્વે વિઘ્નો દૂર થઇ; યઝીદને ગાદીવારસ બનાવી, તેની બયઅત લેવાય જાય.

---

# યઝીદની બયઅતનો આરંભ.

યઝીદની કેટલીક કુટેવોને કારણે આખી ઇસ્લામી પ્રજા તેની બયઅત કરવા માટે નારાજ હતી. પણ મોઆવીયાહે એવી પોલીસીથી કામ લીધું કે જેઓ લાંચથી રાજી થાય તેવા હતા, તેઓને લાંચ આપી રાજી કર્યા; જેઓ ડરામણી અને ધમકીથી દબાઇ જાય તેવા હતા, તેઓને ડરાવી અને ધમકાવી ઢીલા પાડયા; અને જેઓ લાંચથી પણ રાજી થાય તેવા ન હતા, અને ડરાવ્યે દબાઇ તેવા પણ ન હતા, એટલે કે જાનને જોખમે પોતાની સ્વતંત્રતાને સાંચવી રાખે તેવા હતા; તેઓને કતલ કરાવી શાંત કર્યા.

આવી દમનનીતિ હીજરી સન ૫૧થી ૫૫ સુધી ચાલી. આએ પાંચ વરસમાં તેણે યઝીદની બયઅતની આડે આવનારી લગભગ તમામ અડચણો દૂર કરી. હવે અડચણ રહી તો ફક્ત ઇમામ હુસેન અ૦ની, અને બીજા બે ત્રણ જણની યઝીદની બયઅત માટે વિરોધની હતી. પણ તે અડચણ હાલ તુરત કાંઈ વધારે વિઘ્ન રૂપ થાય, તેવી સ્થિતિમાં ન હતી; કારણ કે તેઓના વિરોધમાં ભાગ લઈ, તેઓની મદદ કરવાવાળાઓની સંખ્યા તો મોઆવીયાહના અસંખ્ય અત્યાચારે છેક સાફ કરી આપી હતી. છતાં પણ ભવિષ્ય માટે તે યઝીદની ખિલાફત વિષે તદ્દન નિર્ભય થયો ન હતો; કારણ કે ભલે બે ચાર પણ જે છે તે ભવિષ્ય માટે ભારે ભયંકર છે એમ તે તેઓના સ્વભાવ અને પોતાના રાજપ્રકરણના લાંબા અનુભવથી જાણતો હતો. પણ તે હવે યઝીદની બયઅતના આરંભ માટે વધારે સમય વ્યતિત કરી શકતો ન હતો; સબબ કે તેનું સિન—વય પંચોતેર વરસની લગભગ પહોંચવા આવ્યું હતું, જેથી તેને પોતાની જીંદગીનો અભરોંસો આવી ગયો હતો. છતાં પણ વખત આવ્યે વિરોધીઓનાં વિઘ્નને દૂર કરવાના વિચારને છેક માંડી વાળ્યો ન હતો; પણ મક્કમ હતો.

યઝીદની બયઅતનો આરંભ તો તેને હીજરી સન ૫૩ માંજ કરી દેવા વિચાર હતો અને તે માટે તેણે કૂફાના હાકિમ ઝીયાદ બિન અબીહની સલાહ પણ પૂછી હતી. પણ ઝીયાદની સલાહ એમ થયેલ કે; 'હજુ તે સમય નથી આવ્યો; કારણ કે ફિતનાની આગ ઓલવાયે હજુ ઝાઝો સમય નથી

ગયો. હજુ દુશ્મનોનાં દિલ અશાંત છે, તેમાં જો યઝીદની બયઅત જાહેર થશે તો અગ્નીમાં ઘી હોમ્યાં જેવું બનશે: માટે સમય આવ્યા સુધી સબર કર.' તેવામાં તો બદ ઇચ્છાના બદલાથી તે પોતાનો ઝીયાદ જેવો જબરો અને સંગીન સ્હાયક ગુમાવી બેઠો

પછી તેણે ઝીયાદની ભલામણ મુજબ ત્રણ વરસ સુધી સમયની વાટ જોઇ. જ્યારે હીજરી સન ૫૬ થઇ ત્યારે તે ન સમય આવવાનાં ચિન્હો જોવા લાગ્યો. આ સમયનો લાભ લેવા તે ન ચૂકયો. શામના લોકો ત્રીજા ખલીફા સાહેબના ફરઝંદ સઇદ ઇબ્ને ઉસ્માન અને અબ્દુરરહમાન ઇબ્ને ખાલિદ બિન વલીદ કે જે ત્રીજા ખલીફા સાહેબના વખતથી હમ્સનો આમિલ—સૂબો હતો, તે બન્નેને પોતાના ખલીફા તરીકે પસંદ કરતા હતા; અને તેઓ પણ પોતાને ખિલાફતને લાયક સમજી, પોતાનો તે દાવો લોકો પાસે રજૂ કરતા હતા.

બનવાકાળે હીજરી સન ૫૬માં અબ્દુરરહમાન ઇબ્ને ખાલિદ બિન વલીદ બિમાર થયો: તેની દવા માટે મોઆવીયાહે ખાસ પોતાના ખ્રિસ્તી હકિમ ઇબ્ને આસાલને દવા સાથે કોઇ જીવલેણ દવા પીવરાવવાનું શીખવી મોકલ્યો. તે ગયો: અને શર્બત સાથે કોઇ એવું ઝેર પીવરાવ્યું કે જેથી તેનું પેટ ફાટી ગયું; અને તે મરી ગયો.

તેજ સનમાં સઇદ ઇબ્ને ઉસ્માન મોઆવીયાહ પાસે ગયો. મોઆવીયાહે તેનો સત્કાર કરી પોતાની ગાદી ઉપર બેસાર્યો. પછી તેના સાથે વાતચીત કરતા ખિલાફત વિષે વાત

કાઢી, અને તેમાં તેને મક્કમ જોયો; તેથી તેને રાજી કરવા ચાલીસ લાખ દિરહમની બક્ષીશ સાથે ખુરાસાનની હુકુમતની પદવી સોંપી; અને લશ્કર આપી તે તરફ રવાના કર્યો.

આવી રીતે ખિલાફતના એક દાવેદારને દગો કરી પૃથ્વી-ની સપાટી પરથી ઉખેડી નાંખ્યો; અને બીજાને બક્ષીશ અને પદવી આપી રાજી કર્યો.

પછી સઈદ ઇબ્નુલ આસ, હસીન બિન નમીર અને ઝોહહાક ઇબ્ને કયસ એ ત્રણેને મોઆવીયાહે બોલાવી કહ્યું કે; 'કાલે હું કાંઇ બોલું તેમાં તમે સારો મત આપી ટેકો આપજો, અને યઝીદની બયઅત કરવા લોકોને ભલામણ કરજો.'

જ્યારે બીજો દિવસ થયો તો મોઆવીયાહે સભા બો-લાવી, અને પોતે મિમ્બર પર જઇ ભાષણ કર્યું કે: 'અય શામવાળાઓ, હું હવે તદ્દન વૃધ્ધાવસ્થાએ પહોંચેલ છું. મારી જીંદગીનો અંત આવવાનો હવે સમય છે; માટે તમે કહો તેને હું મારી પછી વલીઅહદ—ગાદી વારસ બનાઉં. મારી નજરમાં તો તે કામને વધારે લાયક હું યઝીદ કરતાં બીજા કોઇને નથી જોતો. માટે તમો સર્વે તેની બયઅત કરો.'

પછી તેના ભણાવેલા ત્રણે જણા એકપછીએક ઉભા થયા, અને યઝીદનાં વખાણ કરી તેની બયઅત કરવા લોકોને આગ્રહ કર્યો.

હસીન બિન નમીરે તો ત્યાં સુધી કહ્યું કે; 'અય અમીર મોઆવીયાહ, ખુદાની કસમ જો આપ યઝીદને વલીઅહદ કર્યા

વગર ગુજરી જશો, તો ઇસ્લામીઓને રખડતી મૂકવાના ભારે ગુનાહમાં આપ આવી જશો.'

આ સાંભળી અખનફ બિન કયસે કહ્યું: 'અય હસીન, તું યઝીદની કુટેવોને જાણે છે છતાં શા માટે આવી સલાહ આપે છે?' પણ ત્યાં બિચારા અખનફનું સાંભળવાવાળું કોણ હતું? તેઓ તમામે તો ઊભા થઇ યઝીદની બયઅત કરી લીધી.

કૂફાથી વાફેદીન નામની કોમનું એક ટોળું દમશ્શક આવેલું, અને તેનો સરદાર હાની બિન ઉર્વાહ મુરાદી તેઓની સાથે હતો. તેને યઝીદની બયઅત લેવાની ખબર પડવાથી, તે લોકોને કહેવા લાગ્યો કે: 'હું નવાઇ પામું છું કે મોઆવીયાહ આપણાથી યઝીદની બયઅત લેવા માંગે છે; છતાં કે તે જાણે છે કે યઝીદ દુર્ગુણોથી ભરેલો છે.'

આ ખબર મોઆવીયાહને કાને પડવાથી તેને પોતાની પાસે બોલાવ્યો, અને જે ઇચ્છા હોય તેની માગણી કરવા કહ્યું. તેણે પોતાની અને પોતાની કોમની ઇચ્છા જણાવી. મોઆવીયાહે તેની અને તેની કોમની ઇચ્છા કરતાં પણ વધારે આપ્યું. આથી તે રાજી થયો, અને ઇરાકમાં યઝીદની બયઅત લેવા બંધાયો.

આવી રીતે સમય આવતાં પોતાની મેળે તમામ કામો પાર પડવાં માંડયાં.

પછી તો મોઆવીયાહે પોતાના તરફના આમિલો અને

હાકિમોને પણ લખી મોકલ્યું કે; ‘ અત્રે સર્વએ પોતાની રાજી ખુશીથી યઝીદની ખિલાફતને કબુલ કરી, તેની બયઅત સ્વીકારી છે: માટે તમે પણ ત્યાં યઝીદની બયઅત લેવાનું કામ ચાલુ કરો.’

# ઇમામ હુસેનનો હુકમનો અનાદર.

મોઆવીયાહે યઝીદની ખિલાફને કબુલ કરાવી તેની બયઅત લેવરાવવાના હુકમનામા પોતાના દરેક આમિલ અને હાકિમને મોકલેલ: તેમાંથી એક હુકમનામું મદીનાના હાકિમ મરવાન બિન હકમને મળ્યું. તે મોઆવીયાહના હુકમ મુજબ દરેક પાસેથી યઝીદની બયઅત લેવા માંડયો.

દરેકે બયઅત કરી: પણ પાંચ જણાઓએ યઝીદની બયઅત ન સ્વીકારી, મોઆવીયાહના હુકમનો અનાદર કર્યો. તેમાં એક તો ઇમામ હુસેન અ૦. બીજો અબ્દુલ્લાહ બિન અબ્બાસ, ત્રીજો બીજા ખલીફા સાહેબનો ફરઝંદ અબ્દુલ્લાહ બિન ઉમર ખત્તાબ, ચોથો અબ્દુલ્લાહ બિન ઝોબેર અને પાંચમો પહેલા ખલીફા સાહેબનો ફરઝંદ અબ્દુરરહમાન બિન અબાબકર.

આ ખબર મરવાને મોઆવીયાહને પહોંચાડયા. મોઆવીયાહે તેઓ પાંચેને જુદાજુદા પત્ર લખી યઝીદની બયઅત

કરવા ભલામણ કરી. પણ તેઓ પાંચેમાંથી કોઇએ તેની ભલામણને કબૂલ ન કરી.

મોઆવીયાહે તે સાલ અને તે પછીની સાલ એટલે હીજરી સન ૫૬ અને ૫૭ એ બે વરસ તેઓને તેઓની સ્થિતિ પર છોડયા.

હીજરી સન ૫૮માં મોઆવીયાહ મક્કા જઇ હજ કરવાના બ્હાનાથી પ્રથમ મદીના આવ્યો; અને યઝીદની બયઅત ન કરવાવાળા તેઓ પાંચે જણાને બોલાવી ખુબ ધમકાવ્યા.

આ ખબર બીબી આયશા—મ્હાન પયગમ્બર સાહેબનાં પત્નિને પડવાથી તેઓ આવ્યાં; અને મોઆવીયાહને કહ્યું; 'તું તારાં મનની અંદર શું સમજે છે? કે બુઝુર્ગોના ફરઝંદોને ડરાવે છે, ધમકાવે છે; અને તલ્વારની બીક બતાવે છે. યાદ રાખ; અગર હું ચાહું તો તારા ગરદનમાં હાથ બંધાવી, તને હમણાંજ કતલ કરાવું.'

મોઆવીયાહે નમ્રતાથી જવાબ આપ્યો કે; 'અય ઉમ્મુલ મોઅમેનીન—મોઅમેનોનાં માતાજી, પણ હું ક્યાં ડરાવું છું? હું તો તેઓને મારી આંખો કરતાં પણ વધારે વ્હાલા જાણું છું. જે તેઓને ન ચાહે, તેની જીંદગીને પણ હું ન ચાહું. પણ મેં મારા ફરઝંદ યઝીદને વલીઅહદ—ગાદીવારસ નીમ્યો છે, અને ન્હાનાં મોટાં તમામે તેની બયઅત કરી છે; તો શું હું તેની બયઅત ન લઉં? અને લોકોથી લીધેલ વચનને તોડી નાંખી હું મારી વાતને મૂકી આપું? અને આ (મદી-

ના ) તો મોએમેનોને માટે અમાન—આશ્રો છે, તેમાં મને તમે શું મારી શકો!'

બીબી આયશાએ કહ્યું: 'તે હુ કયાં કહું છું કે તું તેની (યઝીદની) બયઅત માટે કોશીશ ન કર. અને તારાં વચનને તોડી નાંખ. પણ તેઓ સાથે નમ્રતાથી કામ લે, તેઓ પર સખ્તાઇ ન કર.'

મોઆવીયાહે જવાબ આપ્યો: 'હવેથી એમજ કરીશ.' આ સાંભળી બીબી આયશા પોતાને ઘરે પધાર્યાં.

તેઓના ગયા પછી મોઆવીયાહે વિચાર્યું કે: 'બય-અય ન કરવાવાળા તેઓ પાંચે જણા પર સખ્તાઇ કર્યા સિવાય કામ આવે તેવું નથી, અને જો સખ્તાઇ કરવા જાઉં છું તો બીબી આયશા ગુસ્સે થાય છે. અને જો તેઓના ગુસ્સા-ની પરવા ન રાખું તો ત્રીજા ખલીફા વખતે મીસરવાળાને ઉશ્કેરવાથી, જેવા હાલ તેમનો થયો: તો કદાચ મારા સામે લોકોને ઉશ્કેરવાથી મારો પણ તેવાજ હાલ થવા પામે. અ-થવા તો અલીની સામે જેમ જંગે જમલ જમાવ્યો, તેમ જો મારા સામે પણ જંગ જમાવે: તો મારી બનેલી બાજી ત-મામ બગડી જાય, અને મારી આટલા વરસની મહેનત ધૂળ થાય.'

આવી રીતના વિચારથી તેને એક યત્ન સૂઝી આવ્યો, અને તર્તજ બીબી આયશાને પોતાના તરફથી દાઅવત—ઇ-જન—નોતરૂં કહેવરાવ્યું.

બીબી આયશાના પધારવાની પહેલાં તેણે એક ઊંડો ખાડો ખોદાવી રખાવ્યો; અને તેની ઉપર પાતળાં પાતળાં સાંઠીકાં રખાવી, ઉપર કીંમતી ગાલીચો પથરાવ્યો. તેની ઉપર ઊંચા કીંમતની ખુરસી રાખવામાં આવી.

જ્યારે બીબી આયશા પધાર્યાં, તો તેઓને તે ખુરસી ઉપર બેસવા અરજ કરવામાં આવી. જ્યાં તેઓ તે ખુરસી પર બેઠાં કે તર્તજ સાંઠીકાં ભાંગ્યાં; અને તેઓ ખાડામાં જઇ પડયાં. તે ખાડો એકદમ પુરી દેવા હુકમ આપ્યો. ખાડો પુરાઇ ગયો; અને જમીન જેવી જમીન કરી દીધી. પછી તે ત્યાંથી ઉપડી હજ માટે મકકા સીધાવ્યો.

મક્કે જઇ વળી ( અબ્દુલ્લાહ બિન અબ્બાસ સિવાય ) બયઅત ન કરવાવાળા તેઓ ચારેને એકપછીએક જુદાજુદા બોલાવ્યા; અને નરમ ગરમ વાતો કરી, બયઅત કરવા કહ્યું. ચારેએ બયઅત કરવા ના કહી. તેથી મોઆવીયાહે તેઓને જાન જવાની ધાસ્તી બતાવી; છતાં ન ડરતાં તેઓ પોતાને સ્થળે ચાલ્યા ગયા.

મોઆવીયાહને આથી ઘણો ગુસ્સો આવ્યો; તેથી અરબનાં દરેક કુટુંબને બક્ષીશો આપી, માલામાલ કરી આપ્યાં; પણ બની હાશમના કોઈ શખસને કાંઇપણ ઇનામ ન આપ્યું. આ જોઇ અબ્દુલ્લાહ બિન અબ્બાસ મોઆવીયાહ પાસે ગયા, અને કહ્યું કે; 'તને શું થઇ ગયું છે કે તેં અરબનાં દરેક કુટુંબને ઇનામો આપી માલામાલ કર્યાં; પણ હાશમના કોઇપણ શખસને કાંઈપણ ન આપ્યું?' મોઆવીયાહે કહ્યું;

'હુસેન બિન અલીએ મારૂં દિલ દુઃખાવ્યું કે તેણે મારા હુકમનો અનાદર કરી, યઝીદની બયઅત ન સ્વીકારી.' અબ્દુલ્લાહે કહ્યું: 'તેના સિવાય ઘણાએ બયઅત નથી કરી, પણ તેઓને તો તેં ઇનામો આપ્યાં!' મોઆવીયાહે કહ્યું: , હુસેનનાં કામો સાથે બીજાનાં કામોની સરખામણી ન કરો.' અબ્દુલ્લાહે કહ્યું: 'તે ઠીક; પણ બની હાશમના લોકોને જો તેં તારાં ઇનામથી નાઉમેદ રાખ્યા, તો હું કોઇપણ રીતે ચુપ નહિ રહું. તારા વિષે જે કહેવાનું હશે તે હું લોકોને કહીશ, અને તારાથી લોકોનાં દિલ ફેરવી, તારા દુશ્મન બનાવી દઇશ.' આ સાંભળી મોઆવીયાહે કહ્યું: 'ભલે; જેમ તમે કહ્યું તેમ કરીશ.'

પછી બની હાશમના લોકોને ઘણોજ માલ આપ્યો, અને સૌથી વધારે ઇમામ ઇમામ હુસેન અ૦ને મોકલ્યું. પણ ઇમામ હુસન અ૦મે તે ન રાખતાં, મોઆવીયાહને પાછું મોકલ્યું. આથી મોઆવીયાહ લાચાર થઇ શામ તરફ રવાના થયો.

બયઅત ન કરવાવાળા પાંચમાંથી એક અબ્દુરરહમાન બિન અબાબકર હીજરી સન ૫૮માં ગુજરી જવાથી હવે મોઆવીયાહને પોતાના હુકમનો અનાદર કરવાવાળા ચારની ફીકર રહી. તેમાં વળી અબ્દુલ્લાહ બિન અબ્બાસ વૃધ્ધાવસ્થાને લીધે આંખોથી ઓછું જોઇ શકતા હતા; અને તાએફ તરફ ફરી વ્હેપાર કરી, પોતાનું ગુજરાન ચલાવતા હતા. જેથી તેઓ કાંઇ વધારે ખટપટમાં ઉતરે તેમ ન હતા. તેથી

મોઆવીયાહને તેમના તરફથી કાંઇ ચિંતા ન હતી. ચિંતા માત્ર ત્રણની જ હતી. તેમાંય અબ્દુલ્લાહ બિન ઉમરનું ઇબાદત તરફ વધારે ધ્યાન હતું. જેથી ઇસ્લામ અને ઇસ્લામીઓની શું સ્થિતિ છે? અને ભવિષ્યમાં શું સ્થિતિ આવશે? તેની તેને કાંઇ ફિકર ન હતી. અને અબ્દુલ્લાહ બિન ઝોબેરની પ્રવૃત્તિ પોતાને માન મેળવવા ખાતર જ હતી; તેથી લોકોનાં દિલોમાં તેનો ઊંડો અસર ન હતો; જેથીજ મોઆવીયોહ તેની ઘાતમાં હતો. જો ખરી ફીકર હતી તો ઇમામ હુસેન અ૦ની જ હતી; કારણ કે ઇમામ હુસેન અ૦ની પ્રવૃત્તિ પવિત્ર હતી—ઇસ્લામ અને ઇસ્લામીઓની ઉન્નતિ ખાતરજ હતી; એટલુંજ નહિ, પણ ઇસ્લામ અને ઇસ્લામીઓની અમરતા તે પ્રવૃત્તિમાંજ સમાયલી હતી. તેથી તે પ્રવૃત્તિનો અસર પણ લોકોનાં દિલમાં ઊંડો હતો; જેનાં કારણથી મોઆવીયોહ ઇમામ હુસેન અ૦ને કતલ કરવાના વિચાર પર ન હતો.

## અસત્ય આળ.

હીજરી સન ૫૬ આવી; અને હજનો સમય આવવાનો થયો; જેથી મોઆવીયોહ હજને બ્હાને યઝીદની બયઅતના ઇન્કાર કરવાવાળાઓને કબૂલ કરાવવાની કોશીશ કરવા મક્કા તરિફ રવાના થયો.

મક્કા ગયો; તો ત્યાં ઇમામ હુસેન અ૦, અબ્દુલ્લાહ બિન ઉમર અને અબ્દુલ્લાહ બિન ઝોબેર હજ કરવા મદીનાથી આવી ગયા હતા. મોઆવીયોહ રોજ અવનવા તર્કવિતર્ક કરી, નવીનવી ઢબેથી બયઅત લેવાના રોજ યત્નપ્રયત્ન કરતો હતો: પણ તેનો એક યત્ન સફળ થતો ન હતો.

છેવટે એક વિચાર પર આવી, તેણે ખાનએકાઅબામાં —હજ પડવાનાં મકાનમાં મિમ્બર રખાવ્યું; અને તમામ લોકોને એકઠાં થવા હુકમ આપ્યો. ઇમામ હુસેન અ૦, અબ્દુલ્લાહ બિન ઉમર અને અબ્દુલ્લાહ બિન ઝોબેર એ ત્રણેને ખાસ માણસ મોકલી બોલાવવામાં આવ્યા.

જ્યારે ત્રણે આવ્યા; તો મોઆવીયાહે ત્રણેને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું. 'તમે જાણો છો કે હું તમારી ઉપર મહેરબાની રાખું છું! અને તે કરતાં પણ વિષેશ રાખીશ! અને તમે એ પણ જાણો છો કે યઝીદ તમારા કાકાનો દીકરો ભાઇ થાય છે. હું ચાહું છું કે ખિલાફતનો હક આપણાં કુટુંબમાં જ રહે; માટે તમેજ ખિલાફતનું કામ ઉપાડી લીયો, અને તમારી મરજીમાં આવે તેમ કરો.'

અબ્દુલ્લાહ બિન ઝોબેરે જવાબ આપ્યો કે; 'એ બધું ઠીક, પણ ખલીફાની પસંદગી કરવી મુસલ્માનોનાં મત ઉપર મૂકી આપો. એક યઝીદને જ ખલીફા બનાવવો તેમ નહિ; પણ મુસલ્માનો જેને ચાહે તેને પોતાનો ખલીફો બનાવી, તેની બયઅત કરે; અને તેને જ ખિલાફતની ગાદી સોંપે.'

આ સાંભળી મોઆવીયોહ ગુસ્સે થયો: પણ ઘડીકવાર ગુસ્સો દબાવી, બાકીના બન્નેનો મત પૂછ્યો. તેઓ બન્નેએ પણ એજ જવાબ આપ્યો. મોઆવીયોહ આ જવાબો સાંભળી એકદમ ગુસ્સામાં આવ્યો, અને કહ્યું. 'તમારા માટે હું સામવાળાથી ડરૂં છું.' એટલે કે તમે શામવાળાથી ડરજો.

આ નોટીસ સંભળાવી મોઆવીયોહ મિમ્બર પર ગયો, અને ખુદા તેમજ ખુદાના રસૂલ સ૦ની તાઅરીફ—વખાણ કરી કહેવા લાગ્યો. 'લોકો પોતાના મતલબની વાતો કરે છે. હું સાંભળું છું કે કેટલાક લોકો કહે છે કે હુસેન બિન અલી. અબ્દુલ્લાહ બિન ઉમર અને અબ્દુલ્લાહ બિન ઝોબેરે યઝીદની બયઅત નથી કરી! અને પોતાની બડાઈની ખાતર મારા હુકમનો અનાદર કર્યો! પણ આ વાતો તદન ખોટી છે! અને તેઓ માનવંતા ઉપર ખોટું તોહમત—આળ છે. તેઓ બુઝુર્ગ—મોટાં માણસ હોઇ તકુબ્બરાઇ—મોટાઈ કરે જ નહિ. તેઓને તો જ્યારે યઝીદને ખલીફા બનાવવાની ખબર પડી, ત્યારે તેઓ રાજી થઇ હોંશ અને ઉમંગથી મારા પાસે આવી તેની બયઅત કરી ગયા! અત્યારે પણ જ્યારે મેં તેઓને તકલીફ દઇ બોલાવ્યા, ત્યારે તેઓ વગર આનાકાનીએ હાજર થયા છે; અને હજુ પણ હાજર જ છે. માટે જેને મારી વાતમાં જરા પણ સંદેહ! રહેતો હોય,, તે ઊભો થઇ તેઓમાંના કોઇપણ સાહેબને પૂછી ખાત્રી કરે.'

આટલું સાંભળતાં જ તૈયાર રાખેલ લશ્કરના સરદારો મ્યાનમાંથી તલ્વાર ખેંચી ઊભા થયા, અને કહેવા લાગ્યા.

'અય અમીર મોઆવીયાહ, ક્યાંક સુધી ખુશામતની વાતો કરશો ? ઘણી ખુશામત કરી ! હવે તો અમને હુકમ આપો કે અમે તેઓનાં ધડપરથી તેઓનાં માથાં ઉડાવી દઈએ કે જેથી તેઓ તેવી વાતો કરતાં બંધ થાય.'

આ સાંભળી મોઆવીયાહે કહ્યું: 'બેસી જાઓ: ખુદા ખુનરેઝીને પસંદ નથી કરતો.' આથી તેઓ તલવારો મ્યાન કરી બેસી ગયા. અને પછી સૌ વિસર્જન થયા. થોડા દિવસ રહી મોઆવીયાહે શામની સફરની તૈયારી કરી, તે તરફ રવાના થયો.

તેના ગયા પછી લોકોએ ઘણી નવાઈ સાથે તે ત્રણ સાહેબોને પુછ્યું કે: 'જે વખતે મોઆવીયાહે તમોને બયઅત માટે ખાસ બોલાવ્યા હતા: તે વખતે બયઅત ન કરતાં છાની રીતે શા માટે બયઅત કરી ?' તેઓએ જવાબ આપ્યો કે: 'ખુદાની કસમ અમે બયઅત નથી કરી. મોઆવીયાહે મકર કરી, અમારાં નામો લીધાં છે, અને અમારા ઉપર અસત્ય આળ ઓઢાડયું છે. અને તે સમય પણ ચુપ રહેવાનો જ હતો; અગર જો ચુપ ન રહેતે તો શામના જંગલી લોકોના હાથથી કતલ થઇ જતે. અને અમારા કતલ થવાથી દરેક પ્રાણીને માટે અમાન—આશ્રો આપવાનું માન જે ખાનએકાબાહ અત્યાર સુધી ભોગવી રહ્યું છે; તે સદાને માટે નાબુદ થતે.'

---

# પ્રપંચી પસ્તાવો.



મોઆવીયોહ ઇમામ હુસેન અ૦, અબ્દુલ્લાહ બિન ઉમર અને અબ્દુલ્લાહ બિન ઝોબેર એ ત્રણે ઉપર બયઅત કર્યાનું ખોટું આળ ઓઢાડી શામ તરફ રવાના થઇ ગયો હતો.

તે ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં તેણે એક મનઝિલ—કાફલાને ઉતરવાની જગ્યા પર ઉતારો કર્યો. રાતનો વખત હતો. તેને જાજરૂ જવાની જરૂર પડી. તે પાણી લેવા કૂવા ઉપર ગયો. અને ત્યાં જઇ તેણે કૂવામાં નજર નાંખી; એટલામાં તો કૂવા અંદરથી એક એવી વરાળ નીકળી કે જે મોઆવીયાહનાં મોઢાં પર લાગી; અને તેથી તેને મોઢાં પર લકવો થઇ આવ્યો. તે પોતાનું મોઢું બંધ ન કરી શકયો, અને મ્હા મહેનતે પોતાને ઉતારો પહોંચ્યો.

તેના નોકરો, ચાકરો, લશ્કરીઓ, સરદારો અને દોસ્તો વિગેરેને ખબર પડવાથી તેઓ તમામ તેને જોવા માટે આવ્યા; અને તબીયતના સમાચાર પૂછયા. મોઆવીયાહે જવાબ આપ્યો કે; 'તબીયત તો એવી છે કે જેવી તમે જુઓ છો. ઇન્સાન પર બે કારણોને લીધે બલા—આફત આવે છે. તેમાંનું એક કારણ તો એ છે કે જો તે ગુનેહગાર હોય તો ખુદાવન્દેકરીમ તેના ઉપર રહેમ ફરમાવી, તેને બલાની અંદર સપડાવે છે કે જેથી તે તેના ઉપર સબર કરે; અને પોતાના

ગુનાહોનો પસ્તાવો કરી માફી માંગે કે ખુદા તેના ગુનાહને માફ કરે. બીજું કારણ એ છે કે જો તે પુણ્યશાળી હોય, તોપણ ખુદા તેને દુ:ખની અંદર દાખલ કરી તેની અજમાયશ—કસોટી કરે છે; તેમાં જો તે સબર કરી શુકર—સંતોષ કરે, તો ખુદાની નજદીક તેની ઇઝ્ઝત વધી જાય છે. આજ જે હું સંકટની અંદર સપડાણો છું, તે બીજાં કારણને લીધે હોય; એમ હું ખુદા પાસે આશા રાખું છું. ખુદાનો આભાર માનું છું કે મારો એકજ અવયવ ખોટો થયો, પણ બીજા અવયવ બરાબર છે. અને થોડા દિવસ બિમાર રહ્યો તોપણ શું થયું? મેં ઘણાં વરસો તંદુરસ્તી ભોગવી છે; તે એટલે સુધી કે મારી આટલી ઉંમરમાં ખુદાએ પોતાનો એહસાન કરવો મારા પર કાંઇ બાકી નથી રાખ્યો; એટલે કે મારી તમામ ઉમેદ પુરી કરી છે, અને મને સંપૂર્ણ આસાએશ આપી છે. ખુદાવન્દેકરીમ મુસલ્માનો પર રહેમ ફરમાવે કે તેઓ મારા માટે ભલી દોઆઓ કરે, અને મને જલદી આરામ થાય, એવું ખુદા પાસે માગે.' આ સાંભળી શ્રોતાઓએ તમામે તેના માટે ભલી દોઓએ કરી, અને પછી તેઓ પોતપોતાને ઉતારે ગયા.

મોઆવીયાહને એકાંત મળી, જેથી પોતાનાં પાપનાં કામોને યાદ કરી રડવા લાગ્યો. એટલામાં મદીનાનો હાકિમ મરવાન બિન હકમ આવી પહોંચ્યો. મોઆવીયાહને રડતો જોઇ તેનું કારણ પૂછ્યું. મોઆવીયાહે જવાબ આપ્યો કે; 'તેનું કારણ મારાં પાપનાં કામો છે; જે અત્યારે મારા આ-

તમોને ડંખી રહ્યા છે. અને આ તમામ યઝીદની ખોટી સો-હબ્બતને લીધે થયેલ છે. અગર જો તેમ ન હતે તો હું જાણતો હતો કે મારે માટે ભલાઇનો માર્ગ કયો છે. પણ તે ભલાઇને માર્ગે ન ચાલતાં બુરાઇને રસ્તે ચાલ્યો જેનો હું અત્યારે બદલો ભોગવી રહ્યો છું. મારી આવી સ્થિતિ સાંભળી અને જોઇ દુશ્મન લોકો હસશે. અને દોસ્તો દિલગીર થશે.' પછી ત્યાંથી રવાના થવાનો હુકમ આપ્યો.

* * *

દમસ્શક ગયા પછી તેની બિમારી વધવા લાગી. તેને બિહામણાં સ્વપ્નાં આવતાં હતાં, અને તે નાંડા પાડી બોલી ઉઠતો હતો કે; 'અય અલી, મને તારા સાથે દુશ્મની કરવાનું શું કારણ હતું કે જેની સજામાં મને આ બિમારી મળી! અય ઉમર બિન હુમક, તેં મારૂં શું બગાડયું હતું કે જેથી મેં તારા ઉપર સિતમ—જુલ્મ કર્યો! એય અદી બિન હાતમ, તેં અને તારા દોસ્તોએ મારો એવો શો ગુનોહ કર્યો હતો કે જેથી તમારા ગરદનમાં હાથ બંધાવી, તમોને કેટલીક માઝલો ચલાવી કતલ કરાવ્યા! હાય! મેં હજારો નિર્દોષોનાં ખૂનો કરાવી અસંખ્ય અત્યાચારોનો વરસાદ શા માટે વરસાવ્યો! અફસોસ! મારા એ અત્યાચારથી કેટલી અબળાઓ બેવાહ—વૈધવ્યનાં દુઃખમાં આવી પડી હશે! અને કેટલાં કોમળ બાળકો બાપ વગરનાં યતીમી—અનાથપણાની આફતમાં ફસાઇ ગયાં હશે! અરેરે! તેઓના નિર્વાહનું શું થયું હશે—શું થતું હશે! અય ખુદા, આટલાં પાપો કરવાં છતાં તું

મને માફ કર તો તારી દયા છે, અને સજા કર તો તારો ન્યાય છે.'

આવી રીતે બોલતો હતો, અને બેહોશ થઇ જતો હતો: વળી જ્યારે હોશમાં આવતો હતો, ત્યારે એજ પ્રમાણે પાપનો પસ્તાવો કરતો હતો.

પણ તેનો તે પસ્તાવો સાચો ન હતો; પણ પ્રપંચી પસ્તાવો હતો. જો સાચો પસ્તાવો હતે, તો ખિલાફતની ગાદીને લાયક અને હકદાર જે ઇમામ હુસેન અ૦ હતા: તેમને પોતાની ખિલાફતની ગાદી અર્પણ કરતે: કારણ કે તેના કરતાં તેઓ ન્યાય અને નીતિમાં શ્રેષ્ઠ હતા. અથવા તો તે કામ મુસલ્માનોની માંગણી પ્રમાણે મુસલ્માનોનેજ સોંપતે કે તેઓ જાતે મને પોતાનો કોઇપણ ખલીફો ચૂંટી લેતે; અને તેને ખિલાફતની ગાદી આપતે. પણ મોઆવી-યાહે તે બેમાંનું એકે કાર્ય કર્યું નહિ, અને છેવટ સુધી ખિલાફતની ગાદીનો હક તેના દુર્ગુણીથી ભરેલા પાટવી કુંવર યઝીદ પલીદ—નાપાક—પાપી માટેજ રાખ્યો કે જેની ખિલાફત માટે આખી ઇસ્લામી પ્રજા નારાજ હતી; પણ લાંચ અને બળજોરીથી બયઅત કરાવવામાં આવી હતી.

અને બીજી રીતે સાચો પસ્તાવો તોજ કર્યો કહેવાતે કે જે તેના હુકમનાં કારણથી જેઓ જેઓ નિર્દોષોનાં નાહક ખુનો થયાં, તેઓનાં સ્ત્રી બાળકો અથવા તો જેના જે વારસો હોય, તેના તે વારસોને પોતાના ખર્ચે પોતાની પાસે બોલાવી માફી માગી હતે; અને તેઓના નિર્વાહાર્થે તેઓના પગારો

બાંધી આવી, તેઓને તે દુઃખમાંથી મુક્ત કર્યા હતે.

પણ જ્યારે આમાનું કોઇ પણ કામ મોઆવીયાહથી બન્યું જ નથી, ત્યારે ચોક્ખી રીતે સાબિત થઇ શકે છે કે મોઆવીયાહનો તે પરતાવો હૃદયનો ન હતો, પણ ઉપલક હતો; એટલે કે પ્રપંચી પસ્તાવો હતો.

# સલ્તનતની સોંપણી.

મોઆવીયાહને દિનપ્રતિદિન બિમારી વધતીજ હતી: તેથી તેને તેનાં પાપ કર્મોથી હૃદય પર થતી વેદનાઓમાં પણ દિનપ્રતિદિન વધારો થતો હતો.

તે દર્દનાં દુઃખમાં બિસ્તર પર તડપતો હતો, અને રાડો પાડતો હતો. તેને તૃષ બહુ લાગતી હતી, જેથી ઘડીએ ઘડીએ પાણી પીતો હતો: અને એટલું પાણી પીવા છતાં પણ તેની તૃષ છીપતી ન હતી.

મોઆવીયાહના વારમ્વાર બેફામ થઇ જવાથી યઝીદને ધાસ્તી લાગતી હતી; તેથી તે જ્યારે જ્યારે હોશમાં આવતો હતો, ત્યારે ત્યારે યઝીદ તેને કહેતો હતો કે: 'અય પિતાજી. આપની સ્થિતિ સારી નથી લાગતી; માટે આપ મને આપની હયાતીમાંજ ખિલાફતની ગાદી સોંપતા જાઓ કે જેથી આપની પાછળ અબુતોરાબ—હઝરત અલી અ૦ના

ફરઝન્દો મારાં કામમાં વિઘ્ન ન નાંખે'. પણ મોઆવીયાહ તો પોતાનાં દર્દનાં દુઃખમાં પીડાતો હોવાથી, યઝીદના બોલવા ઉપર કાંઇપણ ધ્યાન આપતો ન હતો.

એક દિવસે તબીયત જરા ઠીક હોવાથી મોઆવીયાહે હુકમ કર્યો કે: 'જે કોઇ મારા પાસે આવવા ચાહે તેને ખુશીથી આવવા દો.'

આ છુટ હુકમની શહેરમાં ખબર પડતાંજ માણસોનાં ટોળેટોળાં મોઆવીયાહના મહેલ તરફ ધસ્યાં. તેઓ મોઆવીયાહ પાસે આવતાં હતાં; અને સલામ કરી પાછાં ચાલ્યાં જતાં હતાં.

મોઆવીયાહની ગંભીર માંદગી જોઇ કેટલાક યઝીદના હિતેચ્છુ દમશ્કના ફોજદાર ઝોહહાક બિન કયસ અને મુસ્લિમ બિન અકબાની પાસે આવી કહેવા લાગ્યા કે: 'તમો મોઆવીયાહના ખાસ દોસ્તોમાંથી છો; માટે તેમને જઇ કહો કે આપની તબીયત બરાબર નથી; અને તેમાંથી ખુદા ન કરે ને કદાચ કાંઇ ન બનવાનું બને; અને તેથી કદાચ આપના હયાતીમાં યઝીદને ખિલાફતની ગાદી સોંપવાનું ન બની શકે; તો પછી આપની પાછળ યઝીદને ખિલાફતની ગાદી મેળવવામાં અબુતોરાબ—હઝરત અલી અ૦ના ફરઝન્દો તરફથી ઘણી મુસ્કેલીઓ આવી નડશે. અને તેમાં કદાચ યઝીદનો ખિલાફતની ગાદીનો હક્ક છીનવાઇ પણ જાય, તો તેથી અમે નારાજ થઇએ; કારણ કે અમે યઝીદને ચાહીએ છીએ, અને તેનેજ ખિલાફતની ગાદીને માટે પસંદ કરીએ છીએ'.

આ સાંભળી તેઓ બન્ને મોઆવીયાહ પાસે ગયા, અને સલામ કરી તબીયતના સમાચાર પૂછ્યા, મોઆવીયાહે જવાબ આપ્યો કે; 'પાપોના વધી જવાથી સખ્ત પીડા ભોગવું છું.'

ઓહદાકે કહ્યું: 'આપની હજાર વર્ષની આયુષ્ય થાય: પણ મારે એક ટુંકી એવી અરજ કરવાની છે તે કરૂં છું. આપની આએ બિમારીથી લોકોમાં મતભેદ પડી ગયો છે: કોઇ કેમ વાતો કરે છે અને કોઇ કેમ વાતો કરે છે. હજુ તો દુનિયા પર આપની હસ્તી છે ત્યાંજ આવી ગડબડ શરૂ થઇ છે: તેમાં કદાચ જો આપનું ન બનવાનું બન્યું તો પછી પછવાડે શું?' આ વાતથી ઓહદાકે મોઆવીયાહ જે પોતાની બિમારીની બલામાં યઝીદની ખિલાફતથી બેફીકર થઇ પડ્યો હતો, તેને ફિકરમાં નાખ્યો યઝીદને જલદી ખિલાફત સોંપાવવા વિચાર હતો.

પછી મુસ્લિમે કહ્યું. 'અમે લોકોની વાતો સાંભળી તો ઘણેભાગે સર્વનું દિલ યઝીદ તરફજ છે. અને તેનીજ ખિલાફતને ચાહે છે. પણ આજે આપની સ્થિતિ સારી નથી. અને કાલે શું થશે તેની આપણને કાંઇ ખબર નથી. માટે સારૂં તો એજ છે કે આપ આપને હાથે આજેજ શાહજાદા યઝીદને ખિલાફતની ગાદી સોંપો કે જેથી લોકોનો મતભેદ ભાંગે, અને યઝીદની ખીલાફતનું કામ મજબુત બને.'

મોઆવીયાહે જવાબ આપ્યો કે; 'તમે બન્નેએ સારી વાત કહી. હું પણ એજ ચાહું છું કે ખિલાફતનો હક ક્યા-

મત સુધી મારા વંશમાંજ રહે, અને અબુતોરાબ-હઝરત અલી અને તેના ફરઝંદો કયામત સુધી મારા ફરઝન્દોનાજ તાબેદાર રહે. પણ આજે બુધવાર છે તે શુભ કામ માટે અશુભ ગણાય છે; અને કાલે ગુરૂવાર થશે તે તમામ કામ માટે શુભ છે. જેથી યઝીદને ગાદી નશીન-ગાદીએ બેસારવાનું કાર્ય પણ કાલેજ કરશું.'

તેઓ બન્નેને આ વાત પસંદ ન પડી, કારણ કે 'કાલે કદાચ મોઆવીયાહની જીંદગીનો જામ-પ્યાલો લબરેઝ-સંપૂર્ણ થઈ તેનો દમ નીકળી જાય; તો વળી યઝીદની ખીલાફતનું કામ અધુરૂં રહે,' એવો વિચાર કરી બંન્નેએ કહ્યું.

'અમીર સાહેબ, આપનું કહેવું સત્ય છે; પણ આપના મહેલના દરવાજા બાહેર લોકોનું એક મોટું ટોળું ઉભું છે, તેઓનું કહેવું છે કે જ્યાં સુધી આપ શાહજાદા યઝીદને ખીલાફતની ગાદી નહિ સોંપો, ત્યાં સુધી તેઓ ત્યાંથી જનાર નથી.'

મોઆવીયાહે કહ્યું. 'તેઓને મારા પાસે આવવા દો: હું સાંભળું કે તેઓ શું કહેવા માગે છે?'

આ સાંભળી તેઓ બંન્ને બાહેર ગયા, અને દમશ્શકના સિત્તેર આગેવાનોને મોઆવિયાહ પાસે લઇ આવ્યા. તેઓએ આવી સલામ કરી. મોઆવીયાહે દુ:ખી અવાજે સલામનો જવાબ વાળી કહ્યું. 'અય શામવાળાઓ, મેં તમારા સાથે કેવી રીતે જીંદગી પસાર કરી?' તેઓએ જવાબ આપ્યો કે; 'આપ અમારા સાથે બહુ સારી રીતે વર્ત્યા; જેથી અમે

આપથી ખુશી છીએ, અમે નથી ચાહતા કે અબુતોરાબ—હઝરત અલી અબ્બના ફરઝન્દો અમારા સરદાર થાય. અમે તો યઝીદની સરદારી નીચે રહેવા રાજી છીએ; જેથી એવી રીતે એકમત કરીને આવ્યા છીએ કે જો યઝીદની ખિલાફત માટે અમારા જાનોમાલ કુર્બાન કરવા પડે, તો તે પણ કુર્બાન કરવા તૈયાર છીએ.'

મોઆવીયોહ આ સાંભળી એટલો ખુશી થયો કે ખુશીને લીધે તેના હાથપગમાં જોર આવી ગયું; અને તેથી તે ઉઠી બેઠો થયો. અને દરવાનને હુકમ આપ્યો કે; 'જે કોઇ મારા પાસે આવવા ચાહે, તેને ખુશી આવવા આપજે.' આ ખબર શહેરમાં ફેલાતાં માણસોનાં ટોળેટોળાં મોઆવીયાહના મહેલ અંદર દાખલ થવા માંડયાં.

થોડીવારમાં મોઆવીયાનો મહેલ માણસોથી ચિકાર ભરાઇ ગયો. જેથી મોઆવીયાહે તેઓ તરફ જોઇ કહ્યું કે, 'અય લોકો, તમો જાણો છો કે દરેક ચીજનો આરંભ પછી અંત હોય છે. તેમ મનુષ્ય માટે પણ જન્મ પછી મોત છેજ. મોત કોઇને મુકનાર નથી. તમે જુઓ છો કે હું હવે થોડા દમનો મેહમાન છું. માટે હું તમોને પૂછું છું કે તમો મારી પછી કોણને ચાહો છો?' સર્વએ એક આવાજે કહ્યું કે; 'યઝીદને.'

વળી મોઆવીયાહે કહ્યું. 'હું આ ફાની દુનિયાથી કૂચ કરી, કાયમી દુનિયા તરફ જનાર છું. મારે ખુદાને જવાબ દેવો પડશે માટે એવું ન બને કે મારે ખુદાથી શરમાવું પડે.

જેથી હું તમોને ફરીવાર પૂછું છું, અને તેનો તમો નિર્ભય-પણે સાચેસાચો જવાબ આપો કે હું મારા પાછળ મુસલમાનો માટે કોણને ખલીફા બનાવું?' સર્વએ જવાબ આપ્યો. 'યઝીદને યઝીદને: યઝીદ સિવાય અમે બીજા કોઇની બયઅત કરી, તેને અમારો ખલીફા માનનાર નથી જ.'

આ પણ એક મોઆવીયાહના મકરો પૈકી એક મકર જ હતો. પ્રથમ હીજરી સન ૫૬માં લાંચ આપી, ડરાવી, દબાવી, મુસલમાનો પાસે યઝીદની બયઅત કરાવી; અને ન કરવાવાળાઓની પછવાડે લાગી બબ્બે વરસ સુધી પોતાનાં લોહીનું પાણી કર્યું. છતાં પણ જ્યારે તેઓએ ન કરી, ત્યારે તેઓ ઉપર તલ્વારના બળથી અસત્ય આળ ઓઢાડ્યું. અને હવે વળી મુસલમાનોના મતથી યઝીદને ખલીફા બનાવવાનો દેખાવ કરે છે! તે પણ એકલા દમશ્શકનાજ મુસલમાનોના મતથી! તેમાં પણ જો કોઇ યઝીદની ખિલાફતથી વિરૂધ્ધ મત દર્શાવતે તો તેનું ત્યાંજ ડોકું ઊડી જતે.

મોઆવીયાહે જ્યારે દમશ્શકના મુસલમાનોનો યઝીદની ખિલાફત માટે એકમત જોયો. તો યઝીદને ખિલાફતનો પોષાક પહેરાવી સલ્તનતની સોંપણી કરી, અને પછી તેની બયઅત કરવા હુકમ આપ્યો.

પ્રથમ ઝોહહાક બિન કૈસને મોઆવીયાહે હુકમ આપ્યો કે: 'તું મારા વતી યઝીદની બયઅત કર.' તેણે યઝીદ પાસે જઇ તેના હાથ પર હાથ રાખી બયઅત કરી—તેના હુકમોનું તનમનધનથી પાલન કરવાનું વચન આપ્યું. પછી મુસ્લિ-

મ બિન અકબાએ યઝીદની બયઅત કરી. ત્યાર પછી એક-પછીએક યઝીદની બયઅત કરી રવાના થવા લાગ્યા. એટલે સુધી કે તમામ બયઅત કરી ચાલ્યા ગયા.

# છેલ્લી શિખામણો.

યઝીદને સલ્તનત સોંપાઈ; તેની બયઅત કરી લોકોના ચાલ્યા જવા પછી મોઆવીયાહે ઝોહહાક તથા મુસ્લિમને કહ્યું કે; 'મારા તકીયા નીચે વસીયતનામું છે તે કાઢી યઝીદને વાંચવા આપો'. તેના હુકમ મુજબ વસીયતનામું કાઢી યઝીદને આપવામાં આવ્યું. યઝીદે તે નીચે મુજબ વાંચ્યું.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આ વસીયત નામું મોઆવીયાહ તરફથી યઝીદને માટે છે. આથી હું જાહેર કરૂં છું કે મારી પછી મારી ખિલાફત અને સલ્તનતનો માલીક યઝીદ છે. યઝીદને હું શિખામણ આપું છું કે તે ઈન્સાફથી ચાલે; ગુનેહગારોને ગુનાહોના પ્રમાણમાં સજા કરે. ત્રીજા ખલીફા હઝરત ઉસ્માનના ખૂનીઓમાંથી કોઈને પોતાના પાસે ન રાખે. આપણાં કુટુંબ—બની ઉમૈયાના લોકોને સન્માન પોતાના પાસે સાંચવે. બનીહાશમના લોકોને બનીઉમૈયા નીચે જગ્યા આપે. અબુતાલેબ (હઝરત અલી અન્ના પિતાશ્રી) ના ફરઝન્દોને તાબેદાર બનાવે. જે કોઇ યઝીદની બયઅત કરે

તેને શાબાશી આપે, અને જે કોઇ તેની વિરૂધ્ધ વર્તે તેનાં માથાને ઉડાવી દીયે; જેથી કે તેની ખિલાફત અને સલતનતનું કામ મજબુત બને.'

પછી મોઆવીયાહે યઝીદને પોતાની પાસે બેસારી છેલ્લી શિખામણો તરીકે કહ્યું કે: 'અય ફરઝંદ યઝીદ, હું ખજાના તો એટલો એકઠો કરી જાઉં છું કે તે વિષે તને અને તારા ફરઝંદને ચિંતા નહિ રહે. પણ તું રાજ્ય પ્રકરણમાં સિંહ જેવી હિમ્મતથી કામ કરજે; લોંકડી જેમ ડરતો ન રહેજે. ખુદાએ તને ઘણી અકલ આપી છે માટે તે પ્રમાણે સમજી અને વિચારી કામ કરજે. તેં જોયું કે મેં તારી સામે કેવા વિદ્યા અને હુન્નરથી રાજ્ય ચલાવ્યું! અને કેવી ચાલાકીથી બંડખોરોની ગરદન પર સ્વાર થયો! અને કેવી કેવી નરમ ગરમ વાતોથી મ્હોટા મજબુત કિલ્લાઓને ખોલ્યા—મજબુત કિલ્લા રૂપી માણસોને હરાવ્યા! અને સખ્તમાં સખ્ત દુસમનોને પણ માલ અને પૈસાનાં બળથી દોસ્ત બનાવ્યા! મારી ચાલાકીને કોઇ પહોંચી નહિ શકે! મારા બનાવેલાને કોઇ બગાડી નહિ શકે! આવી રીતે મેં વિદ્યા, હુન્નર, ફરેબ, પ્રપંચ, લાંચ, રૂસ્વત, નમ્રતાઇ અને સખતાઇથી કેવી રીતે રાજ્ય ચલાવ્યું! જે તેં જોયું અને અનુભવ્યું. તું પણ જો મારા બતાવેલા માર્ગે ચાલીશ, તો તારા રાજ્યને જરા પણ આંચ નહિ આવે. પણ કયે વખતે કયો માર્ગ ગ્રહણ કરવો તે વિચારવું અને તે પ્રમાણે અનુસરવું તે તારી બુધ્ધિનું કામ છે, અને તેમાંજ તારી અક્કલની કસોટી છે. પણ એટલું તો યાદ રાખજે કે

જે કામ સહેલે રસ્તે થતું હોય. (એટલે કે મ્હોટાં મ્હોટાં વચનોથી અથવા લાંચ રૂશ્વતથી થતું હોય) તો તેને માટે ભારે માર્ગ ગ્રહણ ન કરવો. (એટલે કે જંગ અથવા કતલનો માર્ગ ન લેવો)

'અય ફરઝંદ, તારી સલતનતમાં જે જે બાબતો અડચણ કર્તા હતી. તે તમામને મેં દૂર કરી; પણ મારી જીંદગીએ મને વધારે ફુરસત ન આપી, જેથી ત્રણ અડચણો તારી સલતનતને વિઘ્ન કર્તા બાકી રહી ગઇ છે. તેમાંથી એક તો અબ્દુલ્લાહ બિન ઉમર બિન ખત્તાબ છે; પણ તેથી તારે ડરવાનું નથી, કારણ કે તેનું ધ્યાન ઇબાદતમાં હોવાથી બળવા તરફ કાંઇપણ લક્ષ આપશે નહિ. જો કે તેણે તારી બયઅત નથી કરી અને કરશે પણ નહિ; પણ તે બયઅત કરે વા ન કરે તે બન્ને બરાબરજ છે. બીજો બયઅત ન કરવાવાળો અબ્દુલ્લાહ બિન ઝોબેર છે. તે પણ તારી બયઅત કરવાનો નથીજ. પણ તેનાથી તું ચેતતો રહેજે; કેમકે તે તારી ઘાતમાંજ છે. અને વખત આવ્યે તેનાં શરીરના અવયવે અવયવ જુદા કરાવતા ડરીશ નહિ, કારણ કે તેથી કાંઇ ફીતનો વધવા સંભવ નથી. ત્રીજા હુસેન બિન અલી છે. તેઓ પણ તારી બયઅત કરનાર નથી; પણ તેઓને તું હરગીઝ સતાવીશ નહિ; કારણ કે તેમાં તું ફાવીશ નહિ. માટે તેઓને તો તેઓની સ્થિતિ પર છોડી દેજે. તું જાણે છે કે મને તેઓએ સખત શબ્દો કહ્યા, લખ્યા, પણ મેં સહન કર્યા. માટે તું પણ તેઓ વિષે તો એજ

માર્ગ અખ્તીયાર કરજે કે જેવો મેં કર્યો.

'અય ફરઝંદ, મારી આ છેલ્લી શિખામણોને યાદ રાખજે, અને તે પ્રમાણે વર્તન કરજે કે તેમાંજ તારી સલ્તનતની ઉન્નતી અને આબાદી છે!'



# મોઆવીયાહનું મૃત્યુ.

યઝીદ મોઆવીયાહની છેલ્લી શિખામણો સાંભળી શિકારને બ્હાને દમશ્કની બાજુનાં ગામડાંમાં તેને પિયર રહેતી તેની મા મયસૂના પાસે ચાલ્યો ગયો.

તેના જવા પછી મોઆવીયાહને બિમારી વધી પડી. તે એટલે સુધી કે તેનો અંતકાળ તેને નજીક આવ્યા જણાવાથી તેણે દરવાનને હુકમ આપ્યો કે: 'હવે જે કોઈ મારી છેલ્લી સલામે આવવા માગે તેને ખુશીથી આવવા દેજે.'

આ ખબરથી માણસો છેલ્લી સલામે આવવાં લાગ્યાં. મોઆવીયાહનો હુકમ હતો કે: 'સલામ કરી પાછા તુરત ચાલ્યા જાય.' આથી જેઓ આવતા હતા, તેઓ સલામ કરી પાછા તુરત ચાલ્યા જતા હતા.

યઝીદને કાંઇપણ છેલ્લી સુચનાઓ કરવાની હતી: પણ તે તો શિકારને બ્હાને તેને મોસાળ ચાલ્યો ગયો હોવાથી મોઆવીયાહે પોતાની એક મ્હોટી દીકરીને સુચનાઓ કરી

તે સુચનાઓ પછી યઝીદને કહે એવા આશયથી પોતાની પાસે બોલાવી. પણ તે આવી બેઠી એટલામાં તો મોઆવીયાહનું મૃત્યુ થયું.

આથી ઝોહહાક બિન કયસે મોઆવીયાહનાં મૃત્યુના સમાચારની અને દમશ્શકમાં જલદી આવી ગાદી સંભાળવાની ચિઠ્ઠી યઝીદને લખી વાળી.

અને પછી મુસલમાનોને ખબર કરી, મોઆવીયાહની મરણ ક્રિયા કરવાનું શરૂ કર્યું. તેને ગુસલ, કફન કરી; તેણે પોતાના માટે અગાઉથી બનાવેલ બિઝરા નામે કૂવામાં દફન કર્યો.

* * *

મોઆવીયોહ ૭૮ વર્ષની વયે હી૦ સન ૬૦ રજબ તારીખ ૧૫ના ગુરૂવારને દિવસે મૃત્યુ થયા. તેણે શામની ગવર્નરી અને સલ્તનત બન્નેનો મળી બાવીસ વર્ષ ભોગવટો કર્યો. તે રાજદ્વારી પ્રકરણમાં પ્રપંચ કરવામાં પહેલે નંબરે હતો. તે પોતાની પાછળ ત્રણ છોકરા અને પાંચ છોકરીઓ મૂકતો ગયો હતો.

---

# યઝીદ ગાદી ઉપર.

યઝીદને ઝોહહાક બિન કયસની ચિઠ્ઠી મળવાથી મોઆવીયાહનાં મૃત્યુ પછી ત્રીજે દિવસે તે દમશ્શકમાં આવ્યો.

તેણે મોઆવીયાહને દફન કરેલ કુબ્બામાં ગાલીચાઓ પથ-રાવ્યા અને પોતાને માટે એક ખુરસી નંખાવી તેના પર તે બેઠો. લોકોનાં ટોળેટોળાં તેના પાસે આવતાં હતાં, અને તેને આ-શ્વાસન આપતાં હતાં.

પછી ત્રણ દિવસ સુધી મોઆવીયાહનાં સોગમાં તે ઘરમાં બેસી રહ્યો. લોકો ઘરે આવી દિલાસાની વાતો કરતા હતા.

ત્રણ દિવસ પછી તે મસજીદમાં ગયો; અને મિમ્બર પર ચઢી એક લાંબુ ભાષણ આપ્યું. તેની અંદર દર્શાવ્યું કે: "માણસની જીંદગી તે ખુદા તરફથી એક દોરી સમાન છે. તે ચાહે છે ત્યાં સુધી રહેવા આપે છે અને ચાહે છે ત્યારે ખેંચી લીયે છે. તેવીજ રીતે અમીર મોઆવીયાહનો હાલ બન્યો. ખુદાએ ચાહ્યું ત્યાં સુધી તેને આપણી વચ્ચે રહેવા આપ્યા, અને ચાહ્યું ત્યારે આપણી પાસેથી ઉપાડી લીધા. અને ખુદા એવા પરમશકિતવાળો છે કે જેને ચાહે તેને અ-સંખ્ય બક્ષીશો આપે છે, અને જેને નથી ચાહતો તેને એક નથી આપતો; એટલે સુધી કે જે હોય તેપણ ઉપાડી લીયે છે કે જેવું આપણે અમીર મોઆવીયાહના સમયમાં જોયું. આ સ-લતનત તમારા સર્વેની ખુશીથી અમીર સાહેબે મને સોંપી છે; પણ તમને સત્તા છે કે તમે જ્યારે ચાહો ત્યારે મારા પાસેથી લઇ જેને ચાહો તેને આપી દ્યો. આ સલ્તનત મેં મારી ઇ-ચ્છાથી લીધી નથી પણ તમારી ઇચ્છાથી તમે મને આપી છે. માટે તમારે મારો હુકમ માનવો જોઇએ, અને મારી

કોઇપણ તાબેદારી કરવા માટે તમારે સદા તૈયાર જ રહેવું જોઇએ.' સર્વએ જવાબ આપ્યો. 'તૈયાર જ છીએ.'

પછી યઝીદ ગાદી પર આવ્યો, અને દરેક ઠેકાણે મોઆવીયાહનાં મૃત્યુના સમાચાર લખાવી દરેક પાસેથી પોતાની તાજી બયઅત કરાવા પોતાના દરેક સૂબા અને ગવર્નરો ઉપર હુકમ લખાવી મોકલ્યો.

# બયઅત માટે બળાત્કાર.

મદીનાનો હાકિમ મરવાન બિન હકમ હતો. તેને બરતરફ કરી યઝીદે પોતાના કાકાના દીકરા ભાઇ વલીદ બિન ઉતબા બિન અબુસુફયાનને મદીનાનો હાકિમ બનાવ્યો. અને સર્વની સાથે તેને પણ લોકોની પાસે પોતાની તાજી બયઅત કારવવાનો હુકમ લખાવી મોકલ્યો. તેમાં મોઆવીયાહના વખતમાં જેઓએ યઝીદની બયઅત નહોતી સ્વીકારી; તેઓ માટે તો ખાસ હુકમ લખાવી મોકલ્યો કે; 'તેઓની જાહેર રીતે બયઅત લેવી. અને જો તેઓ જાહેર રીતે બયઅત ન સ્વીકારે તો તેઓનાં માથાં ધડથી જુદાં કરી મારા પાસે મોકલી આપ.'

* * *

વલીદ બિન ઉતબાને યઝીદનો તે સખ્ત અને ઝુલ્મથી ભરેલો હુકમ દર્શાવનારો પત્ર મળ્યો. પ્રથમ તો તે પત્ર વાંચી

ખુબ વિચારમાં પડયો. પણ પાછો કાંઇ વિચાર સુજવાથી તેણે તેજ વખતે—રાત્રીને વખતે પ્રથમ ઇમામ હુસેન અ૦ને બોલાવવા માટે માણસ મોકલ્યું.

તેઓ બન્ને તે વખતે મ્હાન પેગમ્બર સાહેબની પવિત્ર કબર પાસે બેઠા હતા. એટલામાં માણસ આવ્યું, અને વલીદનો સંદેશો સંભળાવ્યો. ઇમામ હુસેન અ૦મે જવાબ આપ્યો. 'જા હું તારી પછવાડે જ આવું છું.' આ સાંભળી આવેલ માણુસ ચાલ્યો ગયો.

પછી અબ્દુલ્લાહ બિન ઝોબેરે ઇમામ હુસેન અ૦ને પૂછ્યું. 'યા હઝરત, આપને કાંઇ ખબર છે કે તે આપને આવે વખતે શા માટે બોલાવે છે?' હઝરતે ફરમાવ્યું. હા: મોઆવીયાહનું મૃત્યુ થયું: અને તે મને યઝીદના કાગળ પરથી તેની બયઅત કરાવવા બોલાવે છે. અને પછી તમને પણ બોલાવશે.'

અબ્દુલ્લાહ બિન ઉમરે કહ્યું. 'મને તો કુર્આન પડવાથી અને અલ્લાહની ઇબાદત કરવાથી કયાં ફુરસદ છે કે હું એવા રાજદ્વારી ઝગડાની અંદર પડું!'

અબ્દુલ્લાહ બિન ઝોબેરે કહ્યું. 'હું યઝીદ જેવા પાપીની બયઅત કરી મને ગુનેહગાર બનાવવા નથી ચાહતો.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે; 'હું તો મારા જવાનોને લઇ જઇ તેને વલીદનાં મકાનની બાહેર ઊભા રાખીશ; અને હું અંદર જઈ તેના સાથે વાતચીત કરીશ.' પછી ઇમામ હુસેન અ૦ પોતાનાં ઘર તરફ ગયા.

* 

# ઝુલ્મ સામે ઝુંબેશ.

ઇમામ હુસેન અ૦મે ઘરે આવી ગુલામને મોકલી, પોતાનાં કુટુંબના જવાનોને તેડાવ્યા; અને તેઓ સાથે રાતના વખતે વલીદ બિન ઉતબાનાં મકાન પર ગયા.

વલીદ બિન ઉતબનાં મકાન પાસે આવી સર્વને હુકમ ફરમાવ્યો કે; 'તમો અત્રે બાહેર જ ઊભા રહો. હું અંદર જાઉં છું. અગર જો મને જોરથી બોલતા સાંભળો તો બેધડક અંદર ચાલ્યા આવજો.'

એટલું ફરમાવી આપ અંદર ગયા. જોયું તો વલીદ બિન ઉતબાની બાજુમાં મરવાન બિન હકમ બેઠો છે. આપ અંદર ગયા એટલે વલીદે આપને પણ પોતાની બીજી બાજુએ ગાદી પર જગ્યા આપી. આપ બેઠા. વલીદે મોઆવીયાહનાં મરણના સમાચાર સંભળાવી યઝીદનો બયઅત માટે આવેલો સખ્ત હુકમનો કાગળ ઇમામ હુસેન અ૦ના હાથમાં આપ્યો.

ઇમામ હુસેન અ૦મે વાંચી ફરમાવ્યું કે; 'અય વલીદ, તુંજ ઇન્સાફ કર કે મારા જેવા યઝીદની બયઅત કેવી રીતે કરી શકે? છતાં હું તેનો સંપૂર્ણ જવાબ કાલે આપીશ. મને આજે રાત વિચાર કરવા રજા આપ.'

વલીદે કહ્યું. 'ભલે આપની મરજી.' આપ આ સાંભળી ઊભા થઇ ચાલવા માંડયા. એટલામાં બાજુમાં બેઠેલા મરવાને

કહ્યું. 'અય વલીદ, તારા જેવો મૂર્ખ મેં બીજો કોઇ ન જોયો. કેવો સરસ રાતનો સમય છે! વળી હુસેન અહીં એકલા આવ્યા છે! આવા વખતની અંદર આવેલ શિકાર સહીસલામત પાછો જશે, તો પછી તને હુસેન તો શું? પણ હુસેનનાં પગની ધૂળ પણ મળવી મુશ્કેલ છે. માટે અત્યારેને અત્યારે હુસેનની બયઅત લે, અને નહિ તો તેને કતલ કરી માથું યઝીદ પાસે મોકલી દે.'

મરવાનની આ મુજબની સલાહ સાંભળી ઇમામ હુસેન અ૦મે મોટા આવાજે ફરમાવ્યું કે; 'અય મરવાન બેઇમાન, તારી અને વલીદની શું શક્તિ છે કે મને કતલ કરી શકે? હું સાફ કહી આપું છું કે હરગિઝ હું યઝીદ જેવા શરાબી, જુગારી અને વ્યભિચારીની બયઅત કરનાર નથી.'

ઇમામ હુસેન અ૦નો આ મ્હોટો આવાજ સાંભળી બાહેર ઉભેલા તમામ અંદર ઘુસી આવ્યા. તેમાં પહેલાં જે તલ્વાર ખેંચી અંદર ઘુસી આવ્યા તે ઇમામ હુસેન અ૦ના જવાન ફરઝંદ જનાબે અલીઅકબર હતા. પછી ઇમામ હસન અ૦ના ફરઝંદ જનાબે કાસિમ હતા. પછી આપના જવાન ભાઇ જનાબે અબ્બાસ અને પછી તમામ જવાનો હાથમાં ખુલ્લી તલ્વાર લઇ દોડી આવ્યા.

જનાબે અલીઅકબરે ચાહ્યું કે; 'મરવાનનાં માથા પર તલ્વાર મારે; પણ ઇમામ૦ હુસેન અ૦મે તેમનો હાથ રોકી લીધો અને ફરમાવ્યું કે; 'જંગની પહેલ કરવી તે આપણું કામ નથી.'

પછી આવેલ જવાનો સાથે ઇમામ હુસેન અ૦ ઘર તરફ પાછા ફર્યા.

તેઓ તમામના જવા પછી વલીદે કહ્યું, 'અય મરવાન, તું એમ ચાહતો હતો કે હુસેનનાં ખૂનમાં હું મારો હાથ રંગીન કરૂં! ખુદાની કસમ હુસેનનાં ખૂનના બદલામાં મને આખી સૃષ્ટીની સલ્તનત મળે તોપણ હું તેમનાં ખૂનમાં ભાગ લેનાર નથી.'

ઇમામ હુસેન અ૦ ઘરે આવ્યા તો જોયું કે દરવાજા પછવાડે આપનાં બ્હેન જનાબે ઝયનબ અને ઉમ્મે કુલ્સૂમ આપની વાટ જોતાં ઊભાં છે. અને જનાબે કુલ્સૂમની આંખો-માંથી ચોધાર આંસુ ચાલ્યાં જાય છે. ઇમામ હુસેન અ૦એ કારણ પૂછ્યું તો જણાવ્યું કે: 'આપને રાતના વખતે વલીદ-ના બોલાવવાથી અમને ધાસ્તી લાગી કે કદાચ તેઓ તરફથી આપને કાંઇ દુઃખ પહોંચે! કારણ કે સમય સત્યવાદીનો દુ-શ્મન બન્યો છે.'

આપે ફરમાવ્યું કે: 'બ્હેનો, ફિકર ન કરો. ખુદાએ જે પળ અને જે ઘડી ઇન્સાનને માટે મુકરર કરી છે તેમાં કોણની તાકાત છે કે કાંઇ ફેર કરી શકે? અને હવે તો સંકટ સહન કરવાનો સમય આવવાનો છે. આવા નજીવા કારણથી આપ આટલા નરમ થાઓ તો પછી કામ જ કેમ આવે? સંકટને સેહવા માટે આપની છાતીને પાષાણ સમ વજ્ર કરો.'

પછી વલીદે અબ્દુલ્લાહ બિન ઝોબેરને બોલાવવા માટે

માણસ મોકલ્યું. પણ અબ્દુલ્લાહે ઘરે જઇ પોતાના બચાવ માટે પોતાના સાથીઓને બોલાવી લીધા હતા; જેથી તે માણસને કાંઇપણ જવાબ ન આપતા પાછો કાઢયો. આથી વલીદે બીજા કેટલાક માણસોને મોકલી અબ્દુલ્લાહ ન આવે તો પકડી લાવવા હુકમ આપ્યો.

તેઓએ અબ્દુલ્લાહનાં મકાન પાસે જઇ પોકાર કર્યો કે; 'અય અબ્દુલ્લાહ, અમારા સાથે જલદી ચાલો; નહિ તો તમને કેદ કરી લઇ જવામાં આવશે.'

અબ્દુલ્લાહે જવાબ આપ્યો, 'તમે જાઓ હુ આવું છું.' તેઓ ગયા અને અબ્દુલ્લાહ લાગ જોઇ પોતાના ભાઇ જાફર સાથે છૂપા માર્ગેથી મકકા તરફ ચાલ્યો ગયો.

તેના ચાલ્યા જવાની વલીદને ખબર પડવાથી તેણે કહ્યું: 'તે મકકા સિવાય બીજે કયાંય નથી ગયો માટે જાઓ અને તેને પકડી લાવો.'

આ સાંભળી ૮૦ માણસો તેને પકડવા ગયા, પણ તે છૂપા માર્ગેથી ગયો હોવાથી તેઓ તેને મળી ન શકયા, અને રખડી પાછા આવ્યા.



# રોઝા મુબારકથી રજા.

તેજ રાત્રે એટલે હીજરી સન ૬૦ના રજબ મહીનાની ૨૭ મી રાત્રે કે જે રાતના ઇમામ હુસેન અ૦ વલીદને ઘેર

ગયા હતા; તે રાત્રે આપ પેગમ્બર સાહેબના પવિત્ર આત્માથી રજા મેળવવા પેગમ્બર સાહેબના પવિત્ર રોઝા—કૂબામાં પધાર્યા. પણ તે રાતના આપના પવિત્ર આત્માથી પેગમ્બર સાહેબના પવિત્ર આત્માના દર્શન ન થયા.

બીજી રાત થઇ એટલે આપ પાછા પેગમ્બર સાહેબના પવિત્ર આત્માના દર્શનાર્થે રોઝા મુબારક—પવિત્ર કૂબામાં તશરીફ લાવ્યા—પધાર્યા. અને કહ્યું. 'અસ્સલામો અલયક યા રસૂલલ્લાહ' એટલે 'સલામ થાય આપના ઉપર અય રસૂલે ખુદા સ૦. હું આપનો નવાસો—દીકરીનો દીકરો છું કે જેને આપ આપની ઉમ્મત—અનુયાયીઓમાં એક અમાનત તરીકે સોંપી ગયા છો; પણ આજ તેઓ કોઇ મારો સાથ નથી આપતા. યઝીદ જેવો ઝુલ્મી બાદશાહ મારાથી બળાત્કારે બયઅત લેવા કોશીશ કરી રહ્યો છે અને હું જો બયઅત ન કરૂં તો મારૂં માથું જુદું કરી પોતાના પાસે મોકલી દેવા વલીદને સાફ અને સખ્ત હુકમ લખી મોકલ્યો છે. અય નાના, એવા ઝાલિમ બાદશાહની બયઅત કરવા હું નથી ચાહતો.

'અય નાના, હું તો એજ ચાહું છું કે આપ આપની પવિત્ર કબ્રને ખોલો કે તેમાં હું જીવતોજ સમાય જાઉં.'

આ હૃદય ભેદક આવાજે પેગમ્બર સાહેબના આત્માને થરથરાવી આપ્યો. એકાએક ઇમામ હુસેન અ૦ની આંખો બંધ થઇ અને આપ એકદમ બેભાન થઇ ગયા. તર્તજ ઇમામ હુસેન અ૦ના પવિત્ર આત્મા સાથે પેગમ્બર સાહેબનો પવિત્ર આત્મા મળ્યો.

ઇમામ હુસેન અ૦મે જોયું કે: જ્યારે મારાં સરને પેગમ્બર સાહેબે પોતાના ખોળામાં લીધું છે અને મને કહે છે કે: 'અય હુસેન, તમારાં માબાપ અને ભાઇના આત્માઓ તમારા આત્માની વાટ જોઇ રહ્યા છે અને તમારો આત્મા પણ તેઓના આત્માને જલદી આવી મળશે. પણ અય હુસેન, તમારે હજુ એક મોટું કામ કરવું બાકી છે. તે એ કે તમારે તમારા, તમારા ભાઇઓના, તમારા ભત્રીજાઓના, તમારા ભાણેજોના, તમારા ફરઝન્દો તે એટલે સુધી કે છ મહીનાના અલીઅસગરના પણ અને તમારા ખાસખાસ દોસ્તોના જીંદગીનાં નાવને ત્રણ દિવસની ભુખ અને પ્યાસમાં તમારાં સઘળાંનાં ખુનની અંદર ડુબાડી ઇસ્લામનાં નાવને બચાવી લેવાનું છે. અય હુસેન, યઝીદના જુલમના સપાટાથી ઇસ્લામનું નાવ અત્યારે તોફાનમાં છે; તે તમારા સર્વના ભોગો સિવાય બચી શકે તેમ નથી. માટે અય બેટા હુસેન, જાઓ સિધાવો અને તમારાં કામને પુરૂં કરો. ખુદા તમને તમારાં કાર્યમાં મદદ કરે. બેટા હુસેન, હું તો તમને કરબલાનાં મેદાનમાં તમારાં લોહીની અંદર આળોટતા જોઇ રહ્યો છું. ગરમીની મોસમ છે, સાથે ન્હાનાં ન્હાનાં બચ્ચાંઓ પણ છે: માટે જોઇને સફર કરજો અને પાણીની તજવીજ બરાબર રાખજો કે એવું ન થાય કે તર્ષને લીધે કોઇ બચ્ચાંની જાન જાય.'

એટલું કહેવાની સાથે પેગમ્બર સાહેબનો આત્મા ઇમામ હુસેન અ૦ના આત્માથી અલગ—જુદો થયો, અને ઇમામ હુસેન અ૦ની આંખો ખુલી ગઇ.

પછી ત્યાંથી ઇમામ હુસેન અ૦ પોતાનાં માતુશ્રી અને ભાઇ હસન અ૦ની પવિત્ર કબર પર આવ્યા; અને તે પવિત્ર કબરોના છેવટના દર્શન કરી આપ ઘર તરફ વિદાય થયા.

ઇમામ હુસેન અ૦ના મ્હાન પેગમ્બર સાહેબના પવિત્ર રોઝા તરફ જવા પછી પછવાડેથી આપને બોલાવવા વલીદ તરફથી માણસ આવ્યો હતો; પણ 'આપ કયાંઇ બાહેર ગયા છે.' એવો ઘરેથી ઉત્તર મળતા તેણે વલીદ પાસે જઇ વાત કરી. વલીદે કહ્યું; 'ખુદાનો શુકર—આભાર કે તેણે મને હુસેનનાં ખુનમાંથી બચાવી લીધો. તે તો જેમ અબ્દુલ્લાહ ઝોબેર ભાગી ગયો, તેમ કોઇપણ ઠેકાણે જરૂર ભાગી ગયા હોવા જોઇએ.'

# હુસેન અ૦ની હિજરત.

ઇમામ હુસેન અ૦ માતુશ્રી અને ભાઇની કબરોના છેલ્લા દર્શન કરી ઘેરે આવ્યા. ઘરે આવી સર્વોને સફરનો સામાન તૈયાર કરવાનો હુકમ ફરમાવ્યો.

* * *

સવાર થઇ. સફરનો સામાન તૈયાર થઇ ચૂકયો. એટલામાં આપના ભાઇ (બાપ એક મા જુદાંજુદાં) મોહમ્મદ હનફીયાને આપના સફર કરવાના સમાચાર મળવાથી આવ્યા

અને સલામ કરી કહ્યું. 'આપ પ્રથમ મક્કા જજો. મક્કામાં આપને આશ્રો ન મળે તો એટલામાં બીજા કોઈ શહેરમાં જજો. પણ એટલામાં જ રહેજો; કારણ કે એટલામાં તમામ માણસો આપણા દોસ્તોમાંથી છે અને દયાળુ દિલવાળા છે. ત્યાં આપને કયાંઇ ઠીક ન પડે તો આપ જંગલો અને પહાડોમાં વસવાટ કરજો કે જ્યાં સુધી ખુદા તમારા અને યઝીદ પલીદ વચ્ચે ઇન્સાફ ન કરે. પણ હરગિઝ આપ કુફા તરફ રૂખ ન કરજો; કારણ કે તેઓના ગમે તેવા સખ્ત વચનો છતાં છેવટ તો તેઓ બેવફા બની ઊભા રહે છે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે: 'અય ભાઇ, ગમે તેમ થશે મને કયાંઇ પણ અમાન નહિ મળે; છતાં પણ હું હરગિઝ યઝીદની બયઅત કરવાનો નથી. માટે તે વિષે આપ બેફિકર રહેજો.'

એટલામાં અબ્દુલ્લાહ બિન અબ્બાસને ખબર પડવાથી તેઓ પણ આવી પહોંચ્યા અને અરજ કરી. 'યા હઝરત, આપ તો ઠીક કે આપ ઉપર બયઅત માટે બળાત્કાર કરવામાં આવે છે; પણ સાથે બીબીઓ અને બચ્ચાંઓને શામાટે લઇ જાઓ છો? વખત ખરાબ છે; ચારે તરફ ઝુલ્મ વ્યાપી રહ્યો છે. ખબર નથી કે કાલે શું થશે? વળી ગરમીના મોસમ છે. કયાંઇ બેઘડી પાણી મળ્યું, કયાંઇ ન મળ્યું તો તેઓનું શું થાય? માટે મારી તો સલાહ એ છે કે આપ એહલેહરમ—ઘરનાં માણસોને અહીંજ મૂકી જાઓ.'

એટલામાં પરદા પાછળથી આવાજ આવ્યો કે: 'એ

કોણ છે કે અમને અહીં મૂકી જવાની સલાહ આપે છે? ખુદા અમને એ દિવસ ન દેખાડે કે જે દિવસે અમારા સામે અમારા ભાઇ હુસેન હાજર ન હોય. વળી આવા બળના વખતમાં અમે એમને એકલા મૂકીએ ખરા? તેઓ ગમે ત્યાં રહી—રખડી સંકટ ભોગવે અને અમે અહીં આરામ કરીએ? અમે તો તેઓની સાથેજ જઇશું. જે તેઓનું થાય તે અમારૂં પણ થાય. સંકટ સમએ તેઓની સેવા કરી—તેઓના હુકમનું પાલન કરી અમે અમારી ફરજ બજાવશું.'

અબ્દુલ્લાહ આબ્બાસ તો આ સાંભળી એકદમ સ્તબ્ધ થઇ ગયા! પૂછતાં માલુમ પડયું કે તે બીજું કોઇ ન હતું પણ ઇમામ હુસેન અ૦નાં વ્હાલાં બ્હેન જનાબે ઝયનબ હતાં.

ઇમામ હુસેન અ૦એ ફરમાવ્યું કે; 'ભાઇ અબ્દુલ્લાહ, મારાં એહલેહરામ મારાથી એવા પ્રેમ ધરાવે છે કે તે જીવ-તાજીવત મારાથી જુદાં થાય તેમ નથી. તે તો વખત આવ્યે બતાવી દેશે. વળી ઇસ્લામની સેવામાં તેમને પણ કેટલોક ભોગ આપવાનો છે. જેથી તેઓ તો મારી સાથેને સાથેજ રહેશે.'

એટલામાં આપનાં નાની ઉમ્મેસલ્મા આવ્યાં અને કહ્યું. 'બેટા હુસેન, મેં સાંભળ્યું છે કે તમે તમારાં એહલેહરામ સાથે સફર કરો છો! પણ બેટા, તમારા નાનાએ મને ખબર આપેલ છે કે જે વખતે હુસેન ઉપર બયઅત માટે બળાત્કાર થાય અને તે માટે તેઓ સહકુટુંબ સફર કરે તો સમજજો કે તે સફર સંકટથી છલોછલ ભરેલી થશે. માટે બેટા, મને તમારા સફર કરવાના ખબર મળ્યા પછી મારાં દિલમાં વિ-

વિધ પ્રકારનાં તર્કવિતર્ક અને વ્હેમ ઉત્પન્ન થયા છે માટે આ સફરને માંડી વાળો.'

ઇમામ હુસેન અ૦મે કહ્યું. 'નાની અમ્મા, આ સફર અમારી કેટલી લાંબી થશે, ક્યાં લઇ જશે અને ત્યાં શું શું થશે તે તમામ હું જાણું છું. અને આ સફરને હું હરગિઝ માંડવાળ નથી કરી શકતો. કારણ કે આ સફર મારી સ્વતંત્રા સાચવવાની સફર છે. અને મારી સ્વતંત્રા સાથે ઇસ્લામ અને ઇસ્લામીઓની સ્વતંત્રાનો પણ સંબંધ છે. અને મારા નાનાનો પણ એજ હુકમ છે કે હું સર્વ સાથે સફર કરૂં; અને સર્વને સંકટના સમુદ્રમાં હોમું.'

'પણ નાની અમ્મા, આપને એક તકલીફ સોંપતો જાઉં છું કે બિમાર બેટી ફાતિમા સુગરાને સાંચવજો. તેણી વધારે બિમારીને લીધે એટલી અશકત થઇ ગઇ છે કે તેને હું કોઇપણ રીતે સાથે નથી લઇ જઇ શકતો.'

બિમાર ફાતેમા સુગરાએ જ્યારે પોતાના પિતાજીથી આએ શબ્દો સાંભળ્યા તો રોવા લાગ્યા અને કહ્યું 'પિતાજી, સર્વ તો સાથે સફર કરો અને મને મુકી જાઓ! એ તો મારે જીવતા મરવા જેવું થાય. કારણ કે આપ સર્વના સફર પછી આ ઘર તો તદ્દન ખાલી જ હોય, અને તે તો મને કબર જેવું જ લાગે! માટે મને સર્વની સાથે લઇ ચાલો. સફરમાં હવાપાણીના બદલાને લીધે સારૂં થયું તો થયું, અને નહિતો આપની હાજરીમાં મરવું તેપણ અહીં એકલા રહી જીવવા કરતાં હજાર દરજે સારૂં છે.'

ઇમામ હુસેને ફરમાવ્યું. 'બેટી, બાપ લાચાર છે કે તને આવી સ્થિતિને લીધે કોઇપણ રીતે સાથે નથી લઇ જઇ શકતો.'

છેવટ ફાતેમા સુગરાએ પોતાનાં માતુશ્રીને બોલાવી કહ્યું. 'પુરૂષોનાં હૃદય સ્ત્રીઓનાં હૃદય કરતાં સખ્ત રહે છે; જેથી મારા બાપાજીને તો મારી દયા ન આવે; પણ માતાજી. તમને શું થયું કે તમે પણ દીકરીની મોહબ્બતને ભુલાવી દીધી; અને મને અહીં એકલી મૂકી મારી સર્વ બ્હેનોને સાથે લઇ જઇ સફર કરવા તૈયાર થઇ રહ્યા છો.'

'પણ બેટી શું કરૂં? તારી સ્થિતિ એવીજ છે.' કહી ફાતેમા સુગરાના માતુશ્રી આંસુ લુંછવા લાગ્યા. 'બેટી સબર કર, ખુદા ચાહશે તો અમો કોઇપણ સ્થાનિક જગ્યાએ પહોંચવા પછી તને તેડાવી લેશું.' ફાતેમા સુગરાને રોતાં જોઇ તેમના માતાજીએ આશ્વાસન આપ્યું.

એટલામાં દરવાજા બાહેરથી આવાજ આવ્યો કે 'પરદાવાળા ઊંટો તયાર છે માટે એકપછીએક ચાલો અને બેસી જાઓ.'

અબ્દુલ્લાહ બિન સનાન કૂફાવાળો કહે કે; 'જે વખતમાં ઇમામ હુસેન અ૦મે મદીનાથી મક્કા સફર કરી, તે વખતમાં હું મદીનાની અંદર હાજર હતો. મેં વિચાર કર્યો કે ચાલ જોઉં તો ખરો કે ઇમામ હુસેન અ૦ના એહલેહરમ કેવીક શાનોશવકતથી—રોઆબદાબથી ઊંટો પર સ્વાર થાય છે.

'મેં જોયું કે ઇમામ હુસેન અ૦ તો એક ખુરસી પર બેઠા છે, અને તેઓની ચારે તરફ તેઓનાં કુટુંબીઓ અને દોસ્ત અહબાબ ઊભા છે. એટલામાં એક તરફથી આવાજ આવ્યો કે જરા હટી જાઓ કે એહલેહરમ સ્વાર થાય છે.

'પછી મેં જોયું કે બે બીબીઓ બાહેર આવ્યા. તેઓની આસપાસ લોંડીઓ વીંટાએલી હતી. તેઓ દરવાજા બાહેર જ્યાં ઊંટો બેઠાં હતાં ત્યાં આવ્યાં. એટલામાં એક જવાને જઇ પોતાના પગને પગથીયા જેમ વાળી એક બીબીને બેસારી આપ્યાં. અને તેવીજ રીતે બીજા ઊંટ ઉપર બીજા બીબીને બેસાર્યાં. અને બન્નેના ખોળામાં એકેક શેહઝાદીને સોંપ્યાં. પૂછતાં ખબર પડી કે તે બન્ને બીબીઓ ઇમામ હુસેન અ૦નાં બે બહેનો જનાબે ઝયનબ અને ઉમ્મે કુલ્સૂમ છે. અને બે શેહઝાદીઓ તે ઇમામ હુસેન અ૦ની બે દીકરીઓ છે કે જેમાંનાં એકનું નામ સકીના અને બીજીનું નામ રૂકૈયા છે.

'એટલામાં બીજાં એક બીબી આવ્યાં કે જેમની સાથે એક તેર વરસના કોઇ શાહઝાદા હતા. અને તેમની સાથે પણ લોંડીઓ વીંટએલ હતી. તે જવાને તે બીબીને બેસારી આપ્યાં. મેં કોઇને પૂછ્યું તો જવાબ મળ્યો કે તે બીબી તે ઇમામ હસન અ૦નાં વિધવા પત્નિ ઉમ્મે ફરવા છે અને તે જવાન તે ઇમામ હસન અ૦ના વડા શાહઝાદા જનાબે કાસિમ છે.

'ત્યાર બાદ વળી એક બીબી આવ્યાં કે જેની ચારે

તરફ પણ લોંડીઓ ફરી વળેલી હતી. અને તેમની સાથે એક આશરે અઢાર વરસના જવાન શાહઝાદા હતા. તેમના ખૂબ-સૂરત ચહેરા પર દાઢી મૂછની કાળપ એવી તો સુશોભિત લાગતી હતી કે જેવી ચન્દ્રની અંદર રહેલ કાળપ શોભાયમાન લાગે છે! તે જવાને ઘણીજ અદબ સાથે તે બીબીને ઊંટ ઉપર સવાર કર્યાં. પૂછતા મને ખબર પડી કે તે તો ઇમામ હુસેન અ૦નાં પત્નિ ઉમ્મે લયલા હતાં; અને તેમની સાથે તેમના જવાન ફરઝંદ અલીઅકબર હતા. એવીજ રીતે એક બીજાં બીબીને પણ તે જવાને સવાર કર્યાં; અને તેમના ખોળામાં એક બાળકને આપ્યું. તે વિષે પૂછતા માલુમ થયું કે તેઓ પણ ઇમામ હુસેન અ૦નાં બીજાં પત્નિ રબાબ હતાં; અને બાળક આપ્યું તે તેમના ફરઝંદ અલીઅસગર હતા.

'એવી રીતે એકપછીએક બીબી આવતાં હતાં અને સ્વાર થતાં હતાં. ઇમામ હુસેન અ૦નાં એહલેહરમને સ્વાર થવાનો એ શાહી રૂઆબ અને દબદબો જોઈ હું તો દંગજ થઈ ગયો.'

પછી પુરૂષોને સ્વાર થવાનો વારો આવ્યો. એટલે સૌ પોતપોતાના મિત્રો સાથે ભેટી વિદાય થયા અને એકબીજાના વિયોગથી ચક્ષુમાંથી અશ્રુની ધારાઓ વહેવરાવવા લાગ્યા.

જનાબે અલીઅકબર અને જનાબે કાસિમને તેમના દોસ્તો પોતાની શાદીમાં આવવા, અને તેઓની શાદીમાં પોતાને બોલાવવા વચન લેવા લાગ્યા. બન્નેએ કહ્યું. 'આ સંકટમય સફરની અંદર શાદીની આશા ક્યાંથી જ હોય! હવે તો એજ

આશા રાખી શકાય કે અમારા વડીલોનાં દુઃખને વખતે અમો કાંઇ કામ આવી અમારી વફાદારીની ફરજને અદા કરીએ.'

એટલામાં ઇમામ હુસેન અ૦મે આવાજ આપ્યો કે: 'ભાઇ અબ્બાસ, મારા ઘોડાને લાવો: અને હવે જલ્દી સ્વાર થાઓ કે ન્હાનાં બચ્ચાં સાથે છે અને સૂર્ય પોતાની ગરમી વધારતો જાય છે.'

હુકમ થતાંજ જનાબે અબ્બાસે ઘોડો હાજર કર્યો, અને લગામ પકડી ઇમામ હુસેન અ૦ને સ્વાર કર્યા. પછી તર્તજ ઇમામ હુસેન અ૦ને સફરમાં સાથ દેવાવાળા તમામ સ્વાર થયા.

આ જોઇ આપને વળાવા આવેલ લોકોમાં 'અલવિદાઅ અલવિદાઅ—રજા રજા' ના આવાજની સાથે રોવાનો એવો પોકાર થયો કે આખું મદીના ગાજી ઉઠયું.

ઇમામ હુસેન અ૦મે સર્વેને ખબર કરવા કહ્યું. અને મોહમ્મદ હનફીયાને આપે એક વસીય્યત નામું આપ્યું કે જેમાં નીચે મુજબ લખ્યું હતું.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આએ વસીય્યતનામું હુસેન બિન અલી તરફથી મોહમ્મદ હનફીયા માટે છે. હુસેન કબુલ કરે છે કે ખુદા એક છે અને મોહમ્મદ સ૦ તેના સાચા અને છેલ્લા રસુલ છે. પુણ્ય અને પાપના બદલામાં જઝા અને સજા—સારો અને નરસો બદલો મળશે તે બરાબર છે. હું મારાં ઘરમાંથી ગોરૂર અને બડાઇ કરી ફિતનો અને ફસાદ

કરવા નથી નીકળ્યો: પણ ખુદાની ખલ્કતને પુણ્યનાં કામો તરફ આગ્રહ કરવા, અને પાપનાં કામોથી દૂર રાખવા નીકળ્યો છું. હું એ રસ્તા ઉપર ચાલું છું અને ચલાવા માગું છું કે જે રસ્તા ઉપર મારા નાના, મારા બાપા અને મારા ભાઈ હસન ચાલેલ છે. જે મારા બતાવેલા રસ્તા પર ચાલશે, તે સારૂં ફળ પામશે; અને જે નહિ ચાલે તે માઠાં પરિણામ ભોગવશે. હું ખુદા સિવાય કોઈની આશા રાખતો નથી; કારણ કે તમામ તેની તરફથી આવ્યા છે અને પાછા તેની તરફ જ જવાના છે.'

આવી રીતનું લખેલું અને તેના ઉપર આપની મોહોર—છાપ મારેલું વસીયતનામું મોહમ્મદ હનફીયાને આપી. આપે સર્વની સાથે રજબ મહીનાની ૨૮મી તારીખે મક્કા તરફ હિજરત કરી—ઇસ્લામ માટે પોતાના વ્હાલાં વતનને તજ્યું.

---

# આપમતલબી અબ્દુલ્લાહ.

જે વખતે ઇમામ હુસેન અઍમે મદીનાથી મક્કા તરફ સફર શરૂ કરી; તે વખતે કુરઆનની એ આયત પડતા હતા કે જે આયત હઝરત મૂસા પેગમ્બર ફિરઓનના ડરથી મીસરથી ભાગી મદયન તરફ જતા હતા અને પડતા હતા.

તેનો સાર એ છે કે 'ખુદાવંદા, મને ઝુલ્મી કોમના

હાથથી મુક્તિ આપ.' પછી આપ થોડી દૂર ચાલ્યા એટલામાં મક્કા જવાના બે રસ્તા આવ્યા. એક છુપો અને એક જાહેર. આપના કાકાના દીકરા ભાઈ હઝરત મુસ્લિમ બિન અકીલે અરજ કરી. 'હઝરત, અબ્દુલ્લાહ બિન ઝોબેર આએ છુપા રસ્તાથી મક્કા ગયો છે જેથી તેની પછવાડે માણસો જવા છતાં તેને ન મળ્યા. માટે મારી સલાહ એ છે કે આપણે પણ આએ રસ્તાથી જઈએ કે જેથી આપણને દુશ્મનોનો ડર ન રહે. વળી આપણી સાથે તો આપણાં એહલેહરમ પણ છે; જેથી આપણે દુશ્મનોથી વધારે ડરવાનું રહ્યું.'

ઇમામ હુસેને જવાબમાં ફરમાવ્યું. 'ભાઈ, હું કોઈ દિવસ સીધો રસ્તો છોડી આડે માર્ગે જનાર નથી; એટલા માટે કે જે ખુદા ચાહશે તેજ થશે. **સત્યવાદીને સંકટનો ભય નજ હોય.'** એમ કહી આપે આપના ઘોડાને જાહેર રસ્તા તરફ ઉપાડયો.

* * *

શાબાનની ત્રીજી તારીખ અને જુમાઅ—શુક્રવારનો દિવસ હતો. મક્કાવાળાઓને ઇમામ હુસેન અ૦ના આવવાની ખબર પડવાથી આપના સ્વાગત માટે ટોળેટોળાં મક્કા બાહેર જતાં હતાં. ઇમામ હુસેન અ૦ મક્કા પાસે પહોંચ્યા તો કુર્આનની એ આયત પડવા લાગ્યા કે જે આયત હઝરત મુસા મીસરથી નીકળી મદયન પહોંચતી વખતે પડતા હતા. જેનો સાર એ છે કે; 'ખુદાવંદા, મને જલ્દીથી સત્ય રસ્તા તરફ લઈ જઈ, મનઝિલે મકસૂદ પર પહોંચાડ.'

પછી આપની અને મક્કાવાળાઓ જે સ્વાગત માટે આવ્યા હતા તેઓની મુલાકાત થઇ; તેઓ આપને સહમાન મક્કામાં લઇ ગયા.

મક્કાવાળા ન્હાનાં મ્હોટાં સર્વેએ આપનો સારો સત્કાર કર્યો. આપ પાસે દરરોજ આવજાવ કરતાં હતાં; અને આપના દર્શનનો લાભ લઇ, આપના સુબોધ વચનો સાંભળી પોતાના કાનોને પવિત્ર કરતા હતા.

અબ્દુલ્લાહ ઝોબેર આપની પહેલે આવી પોતાની સત્તા જમાવવા લાગ્યો હતો; અને લોકોથી બયઅત લઇ પોતે ખલીફા બનવાની કોશીશ કરતો હતો. એટલામાં ઇમામ હુસેન અ૦નું આવવું થયું; જેથી લોકોએ અબ્દુલ્લાહ ઝોબેર પાસે જવાનું છોડી દઇ, ઇમામ હુસેન અ૦ પાસે આવવું જવું શરૂ કર્યું હતું. જેથી ઇમામ હુસેન અ૦ના આવવાથી અબ્દુલ્લાહ ઝોબેર ઘણોજ નારાજ થયો હતો; પણ જાહેરમાં તો સર્વની સાથે ઇમામ હુસેન અ૦ પાસે આવતો જતો હતો, અને સર્વની સાથે તે પણ આપના પધારવાથી ખુશી થવાનો દંભ કરતો હતો.

# કૂફાવાળાઓના કાગળો.

કૂફાવાળાઓને ખબર પડી કે ઇમામ હુસેન અ૦ અને અબ્દુલ્લાહ બિન ઓમેર યઝીદની બયઅતનો ઇન્કાર—અના-

દૂર કરી, મક્કા આવ્યા છે. તેથી તેઓમાંના કેટલાએક આગેવાનો સોલયમાન બિન સોર્દ ખઝાઇનાં ઘરમાં ભેગા થયા: અને આપણે હવે કયો રસ્તો લેવો તે વિષે વિચાર કરવા લાગ્યા.

સોલયમાને કહ્યું. 'ઇમામ હુસેન અ૦મે યઝીદની બયઅતનો ઇન્કાર કરી, મદીનાથી મક્કા હિજરત કરી છે: અને આપણે તમામ તેઓના અને તેઓના પિતાજીના દોસ્તોમાંથી છીએ: માટે જો તમારા તમામનો દૃઢ વિચાર હોય, અને તેઓની મદદમાં જાનોમાલને કુર્બાન કરવા ચાહતા હો: તો જરૂર છે કે આપણે તેઓને એક અરજી લખી અહીં બોલાવીએ. પણ જો તમે તમારી નામર્દાઇથી ડરતા હો, અને તેઓની મદદમાં સુસ્તી કરો તેમ હો; તો તેઓને બોલાવી ફરેબ આપી તકલીફમાં ન નાંખજો.'

આ સાંભળી સર્વએ જવાબ આપ્યો: 'જ્યારે હઝરત અહીં પધારશે ત્યારે અમે તમામ તેમની ખિદમતમાં હાજર થઇશું, અને ચોકખા દિલથી તેમની બયઅત કરી: તેઓ જે જે હુકમો ફરમાવશે, તે તમામ અમારાં આંખ અને માથાં ઉપર ચડાવી; તેને તનમનધનથી બજાવી લાવીશું.'

આ સાંભળી એક નીચે મુજબ અરજી ઇમામ હુસેન અ૦ને લખવામાં આવી.

'બિસ્મિલ્લાહિર રેહમાનિર રહીમ. આ અરજી હઝરત ઇમામ હુસેન બિન અલી અ૦ની ખિદમતમાં સોલયમાન બિન સોર્દ ખઝાઈ, મુસય્યબ ઇબ્ને નજીયાહ, રૂફઆહ ઇબ્ને શદ્દાદ

બજલી. હબીબ ઇબ્ને મઝાહિર અને કૂફાના આપના તમામ દોસ્તો તરફથી છે. આપના ઉપર અમારા ઘણા ઘણા સલામ હોજો.

'એ ખુદાનો આભાર માનવામાં આવે છે કે જેણે આપના એવા ઝાલિમ દુશ્મનને હલાક કર્યો કે જે મુસલમાનોની સંમતિ સિવાય ખલીફા થયો હતો, અને પ્રજાની ઉપર અસંખ્ય અત્યાચાર કરતો હતો. પ્રજાના માલનો ખોટે માર્ગે વ્યય કરતો હતો; અને તે ઝાલિમ અને અત્યાચારોનો આપો નીતિવાન અને પ્રમાણિક પુરૂષોને કત્લ કરાવતો હતો. ખુદા કહેર વરસાવે એ લોકોની ઉપર કે જેવી રીતે આગળના ઝુલ્મી લોકોની ઉપર વરસાવ્યો હતો.

'આપ નિશ્ચય જાણજો કે અમે આપની સિવાય કોઇને અમારા ઇમામ અને સરદાર નથી સમજતા. આપ અમારા તરફ ખ્યાલ કરી અત્રે તશરીફ લાવો કે અમે તમામ આપના તાબેદાર અને ફરમાબરદાર છીએ. આપની બરકતથી ખુદા કદાચ અમારા હાથ થકી હકને જાહેર કરે.

'નોઅમાન બિન બશીર કે જે અત્રેનો ગવર્નર છે તે ઘણી હલકાઇની સાથે દારૂલ ઇમારત—સરકારી મહેલમાં પડ્યો રહે છે. અમે તેની પછવાડે જમાઅતની, જુમાઅની કે ઇદની નમાઝ પડવા પણ નથી જતા. જે વખતે અત્રે તરફ આવવા આપ ત્યાંથી રવાના થશો કે તરતજ અમે તેને કૂફામાંથી કાઢી મૂકીશું.'

તે અરજીને અબ્દુલ્લાહ ઇબ્ને મસમેઅ હમદાની અને

અબ્દુલ્લાહ ઇબ્ને વાલની સાથે ઇમામ હુસેન અ૦ પર રવાના કરી; અને હુકમ કર્યો કે: 'આએ અરજીને ઇમામ હુસેન અ૦ની ખિદમતમાં જલ્દી પહોંચાડો.'

તેઓ બન્ને કાસિદ અરજી લઇ રવાના થયા. અને જલ્દી જલ્દી રસ્તો કાપતા રમઝાન મહીનાની ૧૦મી તારીખે ઇમામ હુસેન અ૦ને તે અરજી પહોંચાડી.

તે બન્ને કાસિદો કૂફાથી રવાના થવાની પછી ત્રીજે દિવસે કૈસ ઇબ્ને મુસહિર સૈદાવી, અબ્દુલ્લાહ બિન શદ્દાદ અને અમારાહ બિન અબ્દુલ્લાહ સલૂલીને કૂફાના અમીરોએ ઇમામ હુસેન અ૦ને તેડાવા માટે દોઢસો કાગળો લખી આપ્યા. જેમાંનો દરેક કાગળ બબે ચારચાર જણાઓએ મળી લખ્યો હતો.

બે દિવસ પછી વળી કૂફાવાળાઓએ હાની ઇબ્ને સબઇ અને અબ્દુલ્લાહ હનફીને નીચે મુજબ કાગળ લખી ઇમામ હુસેન અ૦ પર રવાના કર્યો.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આ અરજી ઇમામ હુસેન અ૦ની ખિદમતમાં આપના ખાસખાસ દોસ્તો અને ફીદાઈઓ તરફથી છે. સલામ બાઅદ આપ જલ્દી પધારો કે તમામ આપના દર્શનની તૃષ્ણાં ધરાવે છે. આપના સિવાય બીજા કોઇના તરફ તેઓનું ધ્યાન નથી. માટે આપ ઉતાવળથી પધારી આપના દર્શનનો લાભ આપી અમારી આંખોને પવિત્ર કરશો.'

ત્યાર પછી શીશ ઇબ્ને રબઇ, હિજ્જાઝ બિન હજર,

યઝીદ બિન હારિસ, ઉર્વાહ બિન કયસ, ઇમરાન ઇબ્ને હુજાજ-જ ઝુબેદી અને મોહમ્મદ ઇબ્ને ઉમર તગીમી વિગેરેએ ભેગા થઇ કાગળ લખ્યો કે: 'યા હઝરત, જંગલો તમામ લીલાછમ થઇ રહ્યાં છે. ઝાડો તમામ મેવાને લીધે ઝુમી રહ્યાં છે. જેથી અત્રે આવવાથી આંખોને અને દિલને ઠંડક થાય તેમ છે. વળી આપની મદદ માટે મ્હોટું લશ્કર તૈયાર છે; અને અહોનિશ આપની હાજરીનું ઇન્તેજાર છે. માટે આપ જલ્દી પધારો. અહીંના લોકોની આટલી લાગણી છતાં આપ જો નહિ પધારો તો કાલે કયામતના દિવસે અમારી ફરિયાદ રહેશે કે અમે સત્ય માર્ગ જાણવા ઇમામ હુસેન અ૦ને ઘણા કાગળો લખી બોલાવ્યા; પણ તેઓ ન આવ્યા અને અમે સત્ય માર્ગથી અજાણ રહ્યા !'

ઇમામ હુસેન અ૦ને આવી રીતે કૂફાવાળાઓના દરરોજ કાગળો મળતા હતા, તે એટલે સુધી કે કોઇકોઇ વખત તો એકીસાથે પાંચસો પાંચસો છસો છસો કાગળો મળતા હતા. પણ ઇમામ હુસેન અ૦ એક કાગળનો જવાબ લખતા ન હતા; એટલે સુધી કે આપની પાસે કૂફાવાળાઓના બાર હજાર કાગળો ભેગા થયા.

તેઓના કાગળોનો જવાબ ન લખવામાં ઇમામ હુસેન અ૦નો હેતુ એજ હતો કે તેઓમાંના ઘણાખરાના કાગળો આવી જાય તો પછી તેઓ વખત આવ્યેથી છટકી ન શકે; અને 'અમે ક્યાં બોલાવ્યા હતા' એવું બ્હાનું કાંઇ ન શકે.

પણ જ્યારે કાગળોની સંખ્યા ઘણી વધી ગઇ, ત્યારે

આપે નીચે પ્રમાણે તેઓના કાગળોનો જવાબ લખ્યો,

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આએ કાગળ હુસેન બિન અલી તરફથી કૂફાના અમારા દોસ્તો ઉપર છે. સલામ બાઅદ તમારા ઘણાજ કાગળો મળ્યા. તમો મારાથી સત્ય રસ્તો જાણવા બોલાવો છે. પણ હમણાં તો હું મારા તરફથી મારા કાકાના દીકરા ભાઇ મુસ્લિમ બિન અકીલને મારો એલચી—પ્રતિનિધિ બનાવી મોકલું છું. તેઓ ત્યાં આવી મને લખશે કે મને બોલાવવામાં તમારા તમામનો એક મત છે તો હું જલ્દીથી તમારા તરફ રવાના થઇશ. ખુદાની કસમ ઈમામ—ધર્માત્મા તેજ છે કે જે ખુદાની કિતાબ—કુર્આન મુજબ હુકમ આપે, પ્રજામાં ન્યાય કરે અને મ્હાન પેગમ્બર સાહેબે બતાવેલ ધર્મના રસ્તાથી એક પગલું આગળ કે પાછળ ન ભરે.'

પછી મુસ્લિમ અકીલને 'નીતિ અને પ્રમાણિકતાથી રહેવું અને તેનેજ પોતાનું કાર્ય સમજવું' એવી શિખામણ આપી આવેલ છેલ્લા કાસિદો કયસ બિન મુસહર સયદાવી, અમ્મારાહ બિન અબ્દુલ્લાહ સલુલી અને અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહ અઝદી સાથે કૂફા રવાના કર્યા.

હઝરત મુસ્લિમે પોતાના બે વ્હાલા ફરઝન્દો મોહમ્મદ અને ઇબ્રાહીમને પોતાની સાથે લીધા હતા.

*

# કેમ્પમાંથી કૂફા.



કૂફીઓના અસંખ્ય કાગળો અને તેના લખનારાઓની સંખ્યાથી સર્વને સ્હેજે સંશય ઊભો થાય કે; 'ત્યારે તે વખતે કૂફામાં વસ્તી કેટલી?'

પણ કૂફા અસલ કેમ્પ હતું. જ્યાં ઇસ્લામી લશ્કર રહેતું હતું. હીજરી સન ૧૭માં તે જગ્યા સાઅદ બિન વકકાસે મુકરર કરી હતી; કારણ કે તે જગ્યા ફળદ્રુપ અને પાણીની સગવડવાળી હતી.

પછી તો દિનપ્રતિદિન તે જગ્યા ઉપર વસ્તી વધતી ગઇ; તે એટલે સુધી કે થોડાં વરસમાં એક શહેર બની ગયું અને તેનું નામ કૂફા પડયું.

પછી તો તે ઇરાકની રાજધાનીનું શહેર થયું, અને તેની અંદર ખલીફાઓ તરફથી ગવર્નરો નીમાવા લાગ્યા.

જે સમયમાં ઇમામ હુસેન અ૦એ મદીનાથી મકકા હિ-જરત કરી, તે સમયમાં કૂફાની આબાદી એટલી હતી કે એકેક મોહલ્લામાં દસ દસ હજાર માણસોની વસ્તી હતી; અને એવા કેટલાએક મોહલ્લા હતા. કૂફા શહેરમાં આવવા જવાના ચાલી-સ તો દરવાજા હતા.

પણ ઇમામ હુસેન અ૦ પર અનહદ અત્યાચાર કર્યો પછી તે વેરાન થઇ ગયું; તે એટલે સુધી કે આજ ત્યાં જે

મસ્જીદમાં હઝરત અલી અ૦ને અબ્દુર્રહમાન બિન મુલજીમે તલ્વાર મારેલી; તે મસ્જીદ સિવાય તમામ મકાનોના ખંડેરો જોવામાં આવે છે.

---

# સ્વાર્થી અબદુલ્લાહ પર ચઢાઈ.

મદીનાના હાકિમ વલીદ બિન ઉતબાની ગફલતથી અબ્દુલ્લાહ બિન ઝોબેર અને ઇમામ હુસૈન અ૦ બયઅત કર્યા વગર મદીનાથી નીકળી મકકા ચાલ્યા ગયાના સમાચાર યઝીદને મળવાથી યઝીદે વલીદ બિન ઉતબાને તેની જગ્યાએથી પદભ્રષ્ટ કરી, તેના બદલામાં ઉમરૂ બિન સઇદને મદીનાનો હાકિમ બનાવ્યો.

રમઝાન મહીનામાં તે મદીનાનો હાકિમ બન્યો. તેણે પોતાની જગ્યા સંભાળવાની સાથેજ યઝીદને રાજી કરવા અબ્દુલ્લાહ બિન ઝોબેરના ભાઇ ઉમર બિન ઝોબેરને મદીનાનો કોટવાલ—ફોજદાર બનાવી, અબ્દુલ્લાહ બિન ઝોબેરના દોસ્તોને ઉમર બિન ઝોબેરના હાથથી ખુબ માર ખવરાવ્યા.

એટલામાં અબ્દુલ્લાહ બિન ઝોબેરે યઝીદને બયઅત વિષે કોઇ એવો પત્ર લખ્યો કે જેથી યઝીદનાં દિલમાં દુશ્મનીની આગ ભડકી અને તર્તજ મદીનાના હાકિમ ઉમરૂ બિન સઇદને સખ્ત તાકીદીનો હુકમ લખી મોકલ્યો કે; "જલદી

મક્કા લશ્કર મોકલી ઝોબેરના દીકરા અબ્દુલ્લાહને તલ્વારની મઝા ચખાડી તેની સરકશીની સજાએ પહોંચાડ.'

મદીનાના હાકિમ પર યઝીદનો આવો સખ્ત હુકમ આવવાના સમાચાર કેટલાએક સદ્દનોને મળ્યા; જેથી તેઓએ મક્કા જેવી પવિત્ર જગ્યા પર ચઢાઇ ન મોકલવા તેને સમજાવ્યો. પણ તે સત્તાના મધમાં અંધ બનેલ ન માન્યો; અને અબ્દુલ્લાહ બિન ઝોબેરનાજ ભાઇ ઉમર બિન ઝોબેરને સાતસો પહેલવાનોનો સરદાર બનાવી મક્કા ઉપર ચઢાઇ કરી અબ્દુલ્લાહ બિન ઝોબેરને કેદ કરવા અને કેદ ન થાય તો કતલ કરવા રવાના કર્યો. અને તેની મદદમાં ઓનીસ બિન ઉમરને પણ તેની સાથે મોકલ્યો.

તેઓએ મક્કા આવી ઝીતુઇ નામની જગ્યામાં પડાવ નાંખ્યો, અને ઉમર બિન ઝોબેરે પોતાના ભાઇ અબ્દુલ્લાહ બિન ઝોબેરને કહેવરાવ્યું કે: ' ખલીફા યઝીદે તમને પોતાની સામે બેડી પહેરેલા જોવાની પ્રતિજ્ઞા લીધી છે માટે તમને તલ્વારનાં બળથી કેદ કરી બેડી પહેરાવા કરતાં એમજ ચાલ્યા આવો કે હું તમને મારે હાથે એક હલ્કી બેડી પહેરાવું અને તેમની સામે લઈ જાઉં કે જેથી યઝીદની પ્રતિજ્ઞા પુરી થાય અને મુસલ્માનોનાં નાહક ખૂનો થતાં બચે.'

અબ્દુલ્લાહ ઝોબેરે કહેરાવ્યું કે; 'તારો ભાઇ તારા ફંદામાં ફસાઈ શિકાર થવા ચાહતો નથી.' તર્તજ અબ્દુલ્લાહ બિન સિફવાન અને બીજા બહાદૂરોએ જઇ ઉમર બિન ઝોબેરનાં લશ્કર પર હુમલો કર્યો અને વાતવાતમાં મક્કાની

જમીન લોહીથી રંગીન કરી. ઓનીસ બિન ઉમર કતલ થયો અને ઉમર બિન ઝોબેર કેદ પકડાયો. બંને સરદારોની ગેરહાજરી થવાથી લશ્કર ભાગ્યું.

ઉમર બિન ઝોબેરે મદીનાનો કોટવાળ બની અબ્દુલ્લાહ બિન ઝોબેરના દોસ્તોને મારપીટ કરવાથી તેણે તેના બદલામાં ઉમરને એટલો માર મરાવ્યો કે તે બચી ન શક્યો.

# પાખંડીઓની પ્રતિજ્ઞા.

ઇમામ હુસેન અ૦ના નાએબ—એલચી—પ્રતિનિધિ હઝરત મુસ્લિમ બિન અકીલ મક્કાથી રવાના થઈ કૂફા તરફ ચાલ્યા જતા હતા.

એટલામાં ભોમીયા રસ્તો ભૂલ્યા, અને પાણી પણ ખૂટ્યું. ભોમીયાઓ રસ્તો ગોતવા માટે આમતેમ ઘણું ભટક્યા; જેથી તેમના પર તૃષ્ણાનો વધારે હુમલો થયો, અને અંતે બન્ને ભોમીયા પાણી વગર તરફડી મરણ પામ્યા.

હઝરત મુસ્લિમ અને તેમના બન્ને ફરઝન્દો મ્હા મહેનતે મઝીક નામની પાણીની જગ્યા પર પહોંચ્યા. ત્યાંથી હઝરત મુસ્લિમે રસ્તો ભૂલવાના અને બન્ને ભોમીયાના પાણી વગર તરફડી મરણ પામવાના સમાચાર સાથે આએ અશુભ બનેલ બનાવથી પોતાને આવેલ અપશુકનના વ્હેમના વિચારને પણ લખી જણાવ્યો.

જવાબમાં ઇમામ હુસેન અ૦એ જણાવ્યું કે: 'સત્યનો **પ્રચાર** કરવા જતાં ગમે તેવા સંજોગો **સામે** આવી ઊભા રહે, છતાં તેને અપશુકન ન ગણતાં સારાં શુકન ગણવા એજ સત્યવાદીનું કામ છે. કારણ કે **સત્યવાદીનાં દિલમાં વ્હેમના ભયને સ્થાન નજ હોય.** માટે અલ્લાહનું નામ લઇ આગળ વધો. છતાં વ્હેમ આવતો હોય તો પાછા આવો કે તમારી જગ્યાએ બીજાને મોકલું.'

ઇમામ હુસેન અ૦નો કાગળ વાંચી હઝરત મુસ્લિમનું દિલ દ્રઢ બન્યું, અને તમામ આધાર ખુદા પર રાખી આગળ વધ્યા.

* * *

કૂફા પહોંચી હઝરત મુસ્લિમ મુખ્તાર બિન અબુ ઓબયદા સકફીને ઘરે ઉતર્યા.

કૂફાવાળાઓને ખબર પડવાથી હઝરત મુસ્લિમ પાસે માણસોનાં ટોળેટોળાં આવવાં લાગ્યાં. હઝરત મુસ્લિમ તેઓની સામે ઇમામ હુસેન અ૦નો કાગળ વાંચી સત્યની સેવા કરી મુક્તિ મેળવવાનો સદ્ઉપદેશ કરતા હતા. મોઆવીયાહે કરેલ અસંખ્ય અત્યાચારથી ઇસ્લામની થયેલ અવનતિ: અને યઝીદના બયઅત માટે બળાત્કારથી ઇસ્લામના નાશની આવેલ ગંભીર સ્થિતિનું ભાન કરાવતા હતા.

આ સાંભળી કૂફી લોકો રોતા હતા, અને **હઝરત** મુસ્લિમના હાથ પર સખ્ત કસમો સાથે ઇમામ હુસેન અ૦ની બયઅત કરતા હતા—ભારે ભારે પ્રતિજ્ઞાઓ સાથે વફાદાર

રહેવાનું વચન આપતા હતા.

આવી રીતે વફાદાર રહેવાના વચન આપનારાઓની સંખ્યા જ્યારે અઢાર હજારની થઈ, ત્યારે હીજરી સન ૬૦-ના જીલકાદ મહીનાની ૧૧મી તારીખે હઝરત મુસ્લિમે કુફીઓ તરફથી એક કાગળ ઇમામ હુસેન અ૦ને તેડાવવા વિષે લખ્યો; અને અંદર પોતાના તરફથી પણ લખ્યું કે; 'અત્યાર સુધીમાં મારા હાથ પર આપની બયઅત અઢાર હજાર લોકોએ કરી છે. અને હજુ પણ બયઅત કરવાનું કામ ચાલુ જ છે; માટે આપને યોગ્ય લાગે તો અત્રે તરફ રવાના થશો. અત્રેવાળાઓનાં દિલ આપના દર્શનાર્થે બહુ આતુર છે.'

આવી રીતે કાગળ લખી આબિસ બિન શબીબ સાથે ઇમામ હુસેન અ૦ પર મક્કા રવાના કર્યો.

પછી પણ બયઅતનું કામ તો ચાલુ જ હતું; તે એટલે સુધી કે બયઅત કરવાવાળાઓની સંખ્યા એંસી હજારની થઈ. જેથી કુફાવાળાઓએ તે વિષેના ખબર પણ ઇમામ હુસેન અ૦ને લખી મોકલ્યા.

ઇમામ હુસેન અ૦મે તે બન્ને કાગળોના જવાબમાં લખ્યું કે; 'ખુદા ચાહશે તો હું જલદીથી તમારા તરફે રવાના થઈશ.'

સાથે બસરાવાળા આગેવાનો જેમકે અખનફ બિન કયસ, કયસ બિન હસીમ, મુન્ઝર બિન જારૂદ અને યઝીદ બિન મસઉદ નહશલી વિગેરે પર પણ એક કાગળ લખ્યો;

અને તેની અંદર હકની હિમાયત—સત્યની સેવા કરવા આમંત્રણ કર્યું. અને તે કાગળ સોલયમાન નામના કાસિદ સાથે રવાના કર્યો.

# દંભીઓની પ્રતિજ્ઞામાં દગો.

ઇમામ હુસેન અ૦ના પ્રતિનિધિ થઇ મુસ્લિમ બિન અકીલનું આવવું; તેઓએ ઇમામ હુસેન અ૦ની બયઅત લેવી ચાલુ કરવી; તે એટલે સુધી કે અઢાર હજાર લોકોએ બયઅત કરી, ઇમામ હુસેન અ૦ને તેડાવા માટે કાગળ લખવો: અને દિનપ્રતિદિન બયઅત કરવાવાળાઓની સંખ્યામાં વધારો થતો જવો; આ તમામ સમાચાર કૂફાના હાકિમ—ગવર્નર નોઅમાન બિન બશારને તેના દોસ્તો મારફતે મળ્યા. જેથી તેણે જુમાઅ મસ્જીદમાં એક સભા બોલાવી: અને મિમ્બર પર જઇ ભાષણ કર્યું.

'અય્યોહન્નાસ—અય લોકો, ડરો અને ફિસાદ ન કરો. ઇસ્લામીઓના કતલનું અને તેઓના માલ જપ્ત કરવાનું કારણ ઊભું ન કરો. જે શખ્સ મારા સાથે લડવા તૈયાર નહિ થાય, તેની સાથે હું પણ લડવા તૈયાર નથી. જ્યાં સુધી તમે શાંત છો ત્યાં સુધી હું પણ કોઇને વાંકમાં લાવી સજા નથી કરતો. પણ જ્યારે તમે યઝીદની બયઅત તોડી મારા સાથે જંગ કરશો, ત્યારે ખુદાની કસમ હું પણ મારા

મ્યાનમાંથી તલવાર ખેંચીશ; અને જ્યાં સુધી મારા હાથમાં તલવાર રહેશે, ત્યાં સુધી બરાબર લડીશ; પછી ભલે તમારામાંથી કોઇ પણ મારો મદદગાર ન થાય. આશા રાખું છું કે અશાંતિ કરતાં શાંતિને ચાહવાવાળા ઘણા નીકળશે.'

આ સાંભળી અબ્દુલ્લાહ બિન મુસ્લિમ બિન રબીઆ જે કે બનીઉમૈયામાંથી હતો; તે ઊભો થઇ કહેવા લાગ્યો. "અય નોઅમાન, જે તેં વાત કરી તે બહાદુરીની નથી; પણ નામર્દની છે અને તે એવા નામર્દની કે જેનો કોઇ મદદગાર જ ન હોય.'

નોઅમાને જવાબ આપ્યો કે: 'અન્યાય કરી બહાદુર **બનવા કરતાં, ન્યાયથી વર્તી નામર્દ થવું સારૂં.'** એટલું કહી નોઅમાન મિમ્બર પરથી નીચે આવ્યો, અને સભા બરખાસ્ત થઇ.

અબ્દુલ્લાહ બિન મુસ્લિમે વરે આથી યઝીદને કાગળ લખ્યો કે: 'હુસેન બિન અલીની તરફથી નાએબ બનીને મુસ્લિમ બિન અકીલ અત્રે આવ્યા છે અને તેમના તરફથી બયઅત લીયે છે. માટે જો તમારે તમારા કબ્જાની અંદર કૂફા રાખવું હોય તો આ કાગળ દેખત અત્રે ખાતે કોઇ એવા હાકિમને મોકલ કે જે બરાબર બન્દોબસ્ત રાખી શકે. અત્રે ખાતે જે નોઅમાન બિન બશીર છે તે કાંતો દુશ્મનોથી બદલો લેવાની શકિત નથી ધરાવતો; અથવા તો તે જાણી જોઇને સુસ્તી કરે છે.'

ઉમર બિન સાઅદે અને બીજા લોકોએ પણ એવીજ

રીતના કાગળો યઝીદને રવાના કર્યા.

યઝીદને કાગળો મળવાની સાથે ચિંતા થઇ, અને તે વિષે પોતાના બાપના ગુલામ સરજૂનને સલાહ પૂછી.

સરજૂને ઓબયદુલ્લાહ બિન ઝિયાદને કૂફાની ગવર્નરી સોંપવા સલાહ આપી. પણ યઝીદ તે વખતમાં ઓબયદુલ્લાહ-થી નારાજ હતો; જેથી તે સલાહને માન્ય ન રાખી.

સરજૂને કહ્યું. 'મારી સલાહ તમને પસંદ ન પડી. પણ તમારા પિતાજીની સલાહ માટે કેમ?' યઝીદે કહ્યું 'મારા પિતાજીની સલાહ હું બરાબર માન્ય રાખું.' આથી સરજૂને એ દફતર લાવી બતાવ્યું કે જેમાં મોઆવીયાહે ઓબયદુલ્લાહ માટે કૂફાની હુકુમત વિષે લખ્યું હતું. જેથી યઝીદે ઓબયદુલ્લાહ બિન ઝિયાદ કે જે બસરાનો હાકિમ હતો. તેને લખ્યું કે; 'મને મારા દોસ્તોએ ખબર આપ્યા છે કે મુસ્લિમ બિન અકીલ કૂફાની અંદર આવેલ છે અને હુસેન બિન અલી તરફથી બયઅત લઇ તેમની મદદ માટે લશ્કર ભેગું કરે છે. માટે જ્યારે તને આ કાગળ પહોંચે કે તુર્તજ તું બસરાની અંદર તારી જગ્યાએ કોઇને મુકરર કરી રવાનો થા. અને મુસ્લિમ બિન અકીલને કેદ કરી, અથવા કતલ કરી તેનાં સરને મારા પાસે મોકલી આપ.'

તે કાગળ મુસ્લિમ બિન ઉમર બાહિલીને આપી, તાકીદ કરી કે; 'આ કાગળ બસરાના હાકિમ ઓબયદુલ્લાહ બિન ઝિયાદને જલદી પહોંચાડ; અને જ્યાં સુધી તે કૂફા ન પહોંચે ત્યાં સુધી તેનાથી જુદો ન થા, અને કૂફા પહોંચે કે તુરત

ત્યાંથી રવાના થઇ મને જલદી ખબર આપ.'

તે રવાના થયો અને એકદમ બસરા જઇ યઝીદનો કાગળ ઓબયદુલ્લાહ બિન ઝિયાદને આપ્યો. ઓબયદુલ્લાહ બિન ઝિયાદે કાગળ વાંચી સફરની તૈયારી કરી.

એટલામાં ઇમામ હુસેન અ૦મે બસરાના આગેવાનો ઉપર લખેલ કાગળ લઇ કાસિદ આવી પહોંચ્યો. મુન્ઝર બિન જારૂદ ઓબયદુલ્લાહ બિન ઝિયાદનો સાળો થતો હતો; તેથી ઇમામ હુસેન અ૦નો તે આવેલ કાગળ ઓબયદુલ્લાહ બિન ઝિયાદને આપી દીધો. ઓબયદુલ્લાહ બિન ઝિયાદે તે કાગળ લાવનાર સોલયમાનને સૂળીની સજા કરી. ઇસ્લામની અંદર કાસિદ કતલ થયો તે આ પહેલો જ હતો.

પછી લોકોને મસ્જીદમાં ભેગા કરી, તે મિમ્બર પર બેઠો; અને કહેવા લાગ્યો કે; 'અય બસરાવાળાઓ, મને ખલીફા યઝીદે કુફાનો હાકિમ બનાવ્યો છે, અને હું પણ ત્યાં જવા તૈયાર છું. મારી જગ્યા મેં મારા ભાઇ ઉસ્માન બિન ઝિયાદને સોંપી છે; માટે તેનો હુકમ માનજો, અને તેના કહેવા પ્રમાણે કરજો. ખબરદાર, લોકોમાં કાંઇપણ વાતો કરી ઉશ્કેરણી આપશો નહિ. ખુદાની કસમ મને જરાપણ ખબર મળી કે તમારામાંથી કોઇએ તેના હુકમ મુજબ અમલ નથી કર્યો, તો તેને તો શું ? પણ તેનાં સગાવહાલાંઓને પણ કતલ કરાવી નાખીશ.'

આટલું કહી મિમ્બર પરથી નીચે ઉતર્યો, અને બીજે દિવસે શરીક ઇબ્ને આઉર કે જે બસરામાં મ્હોટો આબરૂવા-

જો હતો અને ઇમામ હુસેન અ૦નો દોસ્ત હતો. પછવાડેથી ઇમામ હુસેન અ૦ની મદદ માટે કાંઇ હિલચાલ ન કરે એવા હેતુથી તેને, અને યઝીદનો કાસિદ થઇ આવનાર મુસ્લિમ બિન ઉમર બાહિલીને પોતાની સાથે લીધા.

શરીક રસ્તાની અંદર એવા હેતુથી પોતે બિમાર થઇ જવાનું બ્હાનું કાઢ્યું કે: 'મારે લીધે ઓબયદુલ્લાહ એક બે દિવસ રસ્તાની અંદર રોકાઇ જાય, અને ઇમામ હુસેન અ૦ તેની પહેલાં કૂફાની અંદર આવી જાય.'

. પણ ઓબયદુલ્લાહ ક્યાં એવો ભોળો હતો! તેણે તો શરીકને રસ્તામાં જ છોડી પોતાની સફરને આગળ વધારી.

ઝીલહજ મહીનાની શરૂના દિવસોમાં સાંજને વખતે ઓબયદુલ્લાહ બિન ઝિયાદ કૂફામાં દાખલ થયો. કૂફાવાળા ઇમામ હુસેન અ૦ની વરસાદની જેમ વાટ જોઇ રહ્યા હતા; કારણ કે આપનો કૂફા તરફ તુરતમાં રવાના થવાનો છેલ્લો કાગળ કૂફાવાળા વાંચી ચૂક્યા હતા. એવામાં ઓબયદુલ્લાહનું આવવું થયું, અને તેણે ઇમામ હુસેન અ૦ની માફક મોઢાં પર નિકાબ—બુગદું નાખ્યું હતું. લોકો તેને ઇમામ હુસેન અ૦ સમજી 'મરહબન બેક યા યબ્ન રસૂલલ્લાહ—મુબારક અય રસૂલલ્લાહના નવાસા'ના પોકારોથી વધાવી લેવા લાગ્યા.

ઓબયદુલ્લાહ આ સત્કારનો જવાબ પોતાના હાથમાં જે નેતરની સોટી હતી, તે ઊંચીનીચી કરી આપતો હતો. કૂફી લોકોનો ઇમામ હુસેન અ૦ તરફ આટલો બધો પ્રેમ જોઈ

તે જાણતો હતો: પણ કૂફા કેટલું વફાદાર છે તે તે જાણતો હોવાથી હિમ્મતમાં હતો.

જ્યારે તે સરકારી મહેલ પાસે પહોંચ્યો, તો નોઅમાન બિન બશીરે દરવાજો બંધ કરાવી લીધો; અને અગાશી ઉપર જઇ કહ્યું. 'યા હઝરત, હું ખુદાની કસમ આપી કહું છું કે મને ન સતાઓ. યઝીદે જે જે મને સોંપેલ છે તે હું આપને હરગિઝ નહીં આપું: અને આપથી લડાઇ પણ નહિ કરૂં.'

ઓબયદુલ્લાહે પોતાનાં મોઢાં પરથી લુગડું લઇ લીધું અને કહ્યું. 'અય નોઅમાન, ખોલ દરવાજો કે તારા ઘરને તો મજબુત કરી બેઠો છો, અને શહેરને બરબાદ થવા આપે છે!'

આ સાંભળી એક શખ્સે કહ્યું કે; 'અય લોકો, ભાગો કે આતો છબ્ને મરજાના—ઓબયદુલ્લાહ બિન ઝિયાદ છે!' આ સાંભળી લોકો વીંખાઇ ગયા.

પછી નોઅમાન બિન બશીરે મહેલનો દરવાજો ખોલી આપ્યો, અને ઓબયદુલ્લાહ બિન ઝિયાદ તેની અંદર દાખલ થયો.

સવાર થઇ તો ઓબયદુલ્લાહ બિન ઝિયાદે કૂફા શહેરની અંદર ઢંઢેરો પીટાવ્યો કે; 'તમામ દારૂલ ઇમારત—સરકારી મહેલની અંદર ભેગા થાય.'

જ્યારે લોકો ભેગા થયા તો ઓબયદુલ્લાહ ઝિયાદ મિમ્બર પર ગયો અને કહેવા લાગ્યો. 'અય કૂફાવાળાઓ, ખલીફા યઝીદે મને કૂફા શહેરનો હાકિમ બનાવ્યો છે તે એટલા માટે કે ઝાલિમ લોકોને તેની સજા પહોંચાડી મઝલૂમોને ઇન્સાફ આપું. તમારામાંથી જે લોકો ખલીફા યઝીદની તા-

બેદારી કરે, તેઓના ઉપર હું માયાળુ રહું; અને જેઓ તેના હુકમથી વિરૂધ્ધ વર્તે તેને તલ્વારની મજા ચખાડું. અય લોકો, મારી આ વાતને બનીહાશમના મર્દને પહોંચાડો એટલે મુસ્લિમ બિન અકીલને કહો કે તે મારા ગુસ્સાથી ડરે.'

પછી ઢંઢેરો પીટવાવાળાને હુકમ આપ્યો કે; 'કૂફાની દરેક બજાર અને ગલીમાં ઢંઢેરો પીટ કે તમારાં મોહલ્લા અથવા કુટુંબમાં જે જે યઝીદની વિરૂધ્ધ હોય, તેઓનાં નામનું લીસ્ટ લાવવું. અગર કોઇનાં મોહલ્લા અથવા કુટુંબમાં યઝીદનો એકપણ વિરોધી હશે, અને તેનાં નામને મારાથી છૂપાવશે: તો તે મોહલ્લા અથવા કુટુંબનાં માલમિલ્કતને જપ્ત કરી, પુરૂષોને કત્લ કરવામાં આવશે; અને તેઓનાં સ્ત્રી બાળકો કેદ થશે.'

આવી રીતે દરેક બજાર, મોહલ્લા અને ગલીમાં ઢંઢેરા પીટાણો. પછી કોણની શક્તિ હતી કે ઊંચું માથું કરી શકે? બનીઉમૈયા અને બીજા કેટલાક પૈસાના પૂજારી લોકોએ તો એ ધંધો કરી લીધો કે ઇમામ હુસેન અ૦ની દોસ્તીના શકદાર લોકોનાં નામોનું લીસ્ટ ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે રજૂ કરતા હતા અને ઇનામ મેળવતા હતા.

આથી લોકોએ હઝરત મુસ્લિમ બિન અકીલ પાસે જવું આવવું બંધ કર્યું. અને આપસમાં કહેવા લાગ્યા કે; 'આપણે શું પડી છે કે આપણે ઝજખટપટ વચ્ચે પડીએ? યઝીદ જાણે અને ઇમામ હુસેન જાણે.'

# દમનનીતિનો દોર.



જે દિવસે ઓબયદુલ્લાહ ઝિયાદ તરફથી ઝુલ્મી ઢંઢેરો પીટવામાં આવ્યો હતો, તે દિવસે હઝરત મુસ્લિમ બિન અકીલ બિલકુલ ઘરની બાહેર જ નીકળ્યા ન હતા.

બીજે દિવસે બપોરે નમાઝને વખતે હઝરત મુસ્લિમ મુખ્તાર બિન અબુ ઓબયદા સકફીને ઘરેથી નીકળ્યા, અને પોતાના બન્ને ફરઝન્દોને કાજી શરીહને ઘરે રાખી, આપ મસ્જીદમાં ગયા. ત્યાં જઇ અઝાન—બાંગ આપી. પણ કોઇ નમાઝ પડવા ન આવ્યું. પછી અકામત—નાની બાંગ કે જે નમાઝ પડતી વખતે હળવે હળવે કહેવામાં આવે છે તે—કહી નમાઝ પડયા. પછી મસ્જીદ બાહેર નીકળ્યા તો એક જવાનને ઉભેલો જોયો. હઝરતે પૂછ્યું. 'કુફાવાળાની શું સ્થિતિ છે?' જવાને કહ્યું. 'યા હઝરત, કુફાવાળાઓએ ઇમામ હુસેન અ૦ની બયઅત તોડી નાખી, અને યઝીદની બયઅત કરી લીધી!' આ સાંભળી હઝરત દિલગીર થયા.

પછી હઝરત મ્હોટા રસ્તા તરફ રવાના થઈ બનીખઝીમીયાહના મોહલ્લામાં ગયા; અને એક ઊંચા મકાન પાસે જઇ ઉભા રહ્યા. એટલામાં તે ઘરમાંથી એક લોંડી નીકળી. આપે તેણીને પૂછ્યું કે; 'આ કોણનું મકાન છે?' તેણીએ જવાબ આપ્યો કે; 'હાની બિન ઉર્વાહનું,' આપે કહ્યું. 'તારા મા-

લીકને જઈ કહે કે 'એક શખ્સ બાહેર ઊભો છે. અગર નામ પૂછે તો કહેવું કે મુસ્લિમ બિન અકીલ.'

થોડીવાર પછી તે લોંડી બાહેર આવી, અને કહ્યું, 'હજુર અંદર પધારો.' આપ અંદર ગયા. હાની બિન ઉર્વાહ આપને માન દેવા ઊભા થવા ગયા, પણ તે વખતમાં તેઓ કાંઈ બિમાર હોવાથી ઊભા થઈ ન શકયા.

શરીક ઈબ્ને લાઅિર કે જે ઓબયદુલ્લાહ ઝિયાદ સાથે બસરાથી કૂફા આવતા રસ્તામાં બિમાર થઈ જવાનું બ્હાનું કરી રોકાઈ ગયા હતા તેઓ પણ કૂફા આવી હાની બિન ઉર્વાહનાં મકાનમાં ઉતર્યા: અને બનવાકાળે ખરેખર બિમાર થયા.

ઓબયદુલ્લાહ બિન ઝિયદને આ ખબર થવાથી તેણે શરીકને કહેવરાવ્યું કે: 'હું તમને કાલે જોવા આવીશ.'

આથી શરીકે હઝરત મુસ્લિમને કહ્યું. 'કાલે જ્યારે ઓબયદુલ્લાહ ઝિયાદ મને જોવા આવે, અને મારા સાથે વાર્તાલાપમાં લીન થાય: ત્યારે હું પાણી માગીશ. તે વખતે આપ તુર્તજ આવી, ઓબયદુલ્લાહ ઝિયાદનું કામ પુરૂં કર-જો—મારી નાખજો. પછી તો કૂફા તમારૂં જ છે. અને પછી હું પણ જરા તંદુરસ્ત થઈ બસરામાં જઈશ, અને આપની ઈચ્છા મુજબ બંદોબસ્ત કરીશ. જેથી આખું ઈરાક આપના તાબામાં આવી જશે.' હઝરત મુસ્લિમે કહ્યું. 'ઈન્શા-અલ્લાહ—ખુદા ચાહશે તો એમજ કરીશ.'

બીજે દિવસ થયો, એટલે ઓબયદુલ્લાહ ફક્ત એકજ ગુલામને સાથે લઈ હાનીને ઘરે આવ્યો; અને શરીક સાથે વાતો કરવા માંડ્યો. જ્યારે વાતોમાં બરાબર લીન થયો, ત્યારે શરીકે પાણી માગ્યું. પાણી આપવામાં આવ્યું; પણ જે ઓરડામાં હઝરત મુસ્લિમ હતા, તેમાંથી આપને બાહેર આવતા ન જોયા. ઘણી વાટ જોઇ પણ જ્યારે આપ આવ્યા નહિ, ત્યારે બકવાટનો ઢોંગ કરી કાંઇ બોલવા લાગ્યા.

ઓબયદુલ્લાહે કહ્યું. 'આ શું બોલે છે?' પાસે ઊભેલાએ જવાબ આપ્યો. 'એ તો બિમારીનો બકવાટ છે!'

પછી ઓબયદુલ્લાહ ઝિયાદ પોતાના ગુલામ સાથે ચાલ્યો ગયો.

તેના જવા પછી સરીકે હઝરત મુસ્લિમને પૂછ્યું. 'શા કારણથી આપે ઓબયદુલ્લાહને કતલ ન કર્યો?' હઝરત મુસ્લિમે કહ્યું. 'બે કારણથી. એક તો એ કે હાનીએ પોતાનાં ઘરમાં તે કતલ થાય તે પસંદ ન કર્યું. અને બીજું લોકો જનાબે રસૂલુલ્લાહ સ૦થી આએ હદીસ—વાત નકલ કરે છે કે **સત્યવાદી કોઇને છેતરી ન મારે.'**

આ બનાવ પછી ત્રીજે દિસસે શરીક દબ્ને હાઝિર તેજ બિમારીમાં દુનિયાથી કૂચ કરી ગયા.

**કેટલાક ઐતિહાસિક લેખકો આ બનાવ વિષે હઝરત મુસ્લિમની ભૂલ સમજે છે, અને કહે છે કે; 'તે વખતે હઝરત મુસ્લિમે ઓબયદુલ્લાહ ઝિયાદનું માથું ઉડાવી દીધું હતે તો**

જે ઝુલમ ઓબયદુલ્લાહ ઝિયાદના હાથથી થયો તે થવા ન પામતે.'

પણ જો તેમ થયું હતે તો યઝીદ જે જે ઝુલમ કરતે તે તમામ ઓબયદુલ્લાહનાં ખૂનના બદલામાં જ લેખાતે; અને જંગની શરૂઆતનું આળ હઝરત મુસ્લિમ ઉપર ચડતે. ઓબયદુલ્લાહના માર્યા જવા પછી પણ તેવા ક્રૂર માણસોથી દુનિયા ક્યાં ખાલી થઇ જવાની હતી? હુકુમત અને સત્તાની લાલચે યઝીદને ઉમર બિન સાઅદ અને શિમ્ર જેવા બીજા પણ ક્રૂર માણસો મળીજ રહેતે. હઝરત મુસ્લિમ જેવા બહાદૂરને 'છેતરી મારવાનો' કાળો દાગ લાગતે, અને સાથે ઇમામ હુસેન અ૦ની તે પવિત્ર પ્રવૃત્તિને પણ તે કાળો દાગ કલંકરૂપ થતે. પણ ઇમામ હુસેન અ૦ જેવા ધર્માત્મા જેને પોતાનો નાએબ—પ્રતિનિધિ તરીકે ચૂંટી મોકલે, તેમાં એવી ગંભીર ભૂલ આવે ખરી? અને તે ક્યાં સલ્તનત લેવાની સ્વાર્થી હિલચાલ હતી? તે તો ઇસ્લામીઓની ગુલામીની બેડીઓ તોડી ઇસ્લામને અમર કરવાની પવિત્ર પ્રવૃત્તિ હતી. તેમાં દગો ફટકો, ફરેબ, પ્રપંચનું નામજ ન હોય.

ઓબયદુલ્લાહ ઝિયાદે કૂફાના દરેક દરવાજા પર એવો સખ્ત ચોકીપહેરો મુકરર કર્યો કે જેથી હઝરત મુસ્લિમ છૂપી રીતે કૂફામાંથી બાહેર નીકળી જ ન શકે. પછી શહેરની અંદર એવો ઢંઢેરો પીટાવ્યો કે; 'જે કોઇ મુસ્લિમ બિન અકીલને આશ્રો આપશે, તેનાં ઘરબાર ઉખેડી નાખવામાં આવશે; અને તેને કતલ કરી, તેના બીબાળકોને કેદ કરવામાં આવશે.

'અને જે કોઇ મુસ્લિમ બિન અકીલનો પત્તો મેળવી, મને ખબર આપશે; તેને ઇનામ અને બક્ષીશો આપી, માલામલ કરી આપવામાં આવશે.'

આવી રીતના ઢંઢેરાથી હઝરત મુસ્લિમને આશ્રો આપવા માટે દરેકના દરવાજા બંધ થયા, અને પૈસાનાં પુતળાઓ હઝરત મુસ્લિમનો પત્તો મેળવવા બાહેર નીકળી પડયા.

પણ હઝરત મુસ્લિમે એવે ઠેકાણે આશ્રો મેળવ્યો હતો કે તેનાં મકાનની સામે શંકાની નજરથી કોઇ જોઇ પણ ન શકે. કારણ કે હાની બિન ઉવર્હાનાં સગાસંબંધીઓ અને દોસ્તોની સંખ્યા આઠથી દસ હજારની હતી. કોઈપણ મુશ્કેલીને વખતે હાની બાહેર નીકળતા હતા તો તેમની સાથે દસ હજારનું લશ્કર રહેતું હતું. અને જો તેમના સગાનાં સગા અને દોસ્તોના દોસ્તની સંખ્યા ગણવામાં આવે તો તેથી ત્રણ ઘણી સંખ્યા થતી હતી. આથી હઝરત મુસ્લિમ મજબુત આશ્રાની અંદર હતા, અને હાનીને ઘરે હઝરત મુસ્લિમ હતા, તેથી હાનીને પણ કાંઇ ડરવા જેવું ન હતું: કારણ કે હાની સત્તાવાળા હતા.

---

# આશ્રયદાતાઓ પર અત્યાચાર.



જ્યારે ઘણી શોધખોળ છતાં હઝરત મુસ્લિમનો કાંઇપણ પત્તો ન મળ્યો, ત્યારે ઓબયદુલ્લાહ ઝિયાદે નવો પ્રપંચ

રચ્યો. તે એ કે પોતાના માઅકલ નામના ગુલામને ત્રણ હજાર દિરહમ—આશરે એક હજાર રૂપીઆની થેલી આપી કહ્યું કે: 'આ થેલી લઇને જા: અને હુસેન બિન અલીના દોસ્ત જેવો તને જે કોઇ મળે, તેને કહેજે કે હું આ થેલી હઝરત મુસ્લિમને ભેટ કરવા આવ્યો છું; પણ તેઓ જનાબ-નો મને કયાંઇ પત્તો મળતો નથી. માટે આપ મને તેઓની મુલાકાત કરાવો કે હું તેઓના દર્શનનો લાભ લઇ આ થેલી આપું'

માઅકલ આ સાંભળી થેલી લઇ રવાના થયો, અને ફરતો ફરતો મસ્જીદ તરફ ગયો.

મસ્જીદમાં જઇ જોયું કે: 'એક વૃધ્ધ શખસ આજીજી અને નમ્રતાઇ સાથે ખુદાની બંદગી બજાવી—કરી રહ્યો છે.' આ ઉપરથી તે સમજી શકયો કે; 'હુસેનનો દોસ્ત આજ હોવો જોઇએ.'

પછી તે વૃધ્ધ શખસ નમાઝ પડી ચૂકયો, એટલે આ માઅકલ ગુલામ તેની પાસે ગયો: અને ઓબયદુલ્લાહના શિખવ્યા પ્રમાણે કહ્યું.

તે વૃધ્ધ શખસે કહ્યું. 'તું શું સમજી મારા પાસે આવ્યો?' માઅકલે જવાબ આપ્યો કે; 'આપના ચહેરા ઉપરથીજ હું સમજી શકયો કે આપ ઇમામ હુસેન અ૦ના ખાસ દોસ્તોમાંથી છો. હવે આપનાં નામ મુબારકથી મને જાણીતો કરો.'

૯૦ મુસ્લિમ બિન અકીલના આશ્રયદાતા—હાની બિન ઉર્વાહનો રોઝો.







આશ્રયદાતાઓપર અત્યાચાર. વાંચો પૃષ્ઠ ૨૨૩.

તે વૃદ્ધ શખ્સે જવાબ આપ્યો કે; 'મારૂં નામ મુસ્લિમ બિન અવસજા છે.' માઅકલે કહ્યું. 'ભાઇ મુસ્લીમ, હવે મને જલદી હઝરત મુસ્લિમ બિન અકીલ પાસે લઇ ચાલો કે હું તેમના હાથ પર ઇમામ હુસેન અ૦ની બયઅત કરી આ માલ તેમને હવાલે કરૂં—સોંપું.'

મુસ્લિમે કહ્યું. 'ભાઇ અરબ, તે વાતને જવા દો. આજકાલ કૂફાની સ્થિતિ સારી નથી. ઓબયદુલ્લાહ ઝિયાદ આવતાં કૂફાને એવું બેવફા બનાવી દીધું છે કે સગા ભાઇનો પણ વિશ્વાસ કરવા જેવો વખત નથી.'

માઅકલ કહેવા લાગ્યો કે; 'આપને મારા પર કાંઇ શંકા રહેતી હોય એમ લાગે છે. માટે હું કસમ સાથે વચન આપું છું કે આએ વાત મારે કોઇને કહેવી નહિ.' એમ કહી સખ્ત સખ્ત કસમો સાથે વાતને છૂપી રાખવાનું વચન આપ્યું.

શુધ્ધ વિચારના માણસો હૃદયનાં કાંઇક ભોળા રહે છે. તેમ મુસ્લિમ અવસજાએ પણ ભોળવાઇ જઇ, તેને હાની બિન ઉર્વાહને ઘેરે લઇ ગયા; અને ત્યાં જઇ હઝરત મુસ્લિમને તમામ વાત કરી. હઝરત મુસ્લિમને પણ તેના ઉપર વિશ્વાસ આવી ગયો, તેથી તેની બયઅત સ્વીકારી; અને તેની ભેટને કબૂલ કરી, અબુ તમામા સયદાવી કે જે આપના ભરોંસાપાત્ર અને વિશ્વાસુ ખઝાનચી હતા; તેમને હવાલે કરી.

માઅકલ ગુલામ આખો દિવસ ત્યાંજ રહ્યો. હઝરત મુસ્લિમ તેને શિખામણની વાતો સંભળાવતા હતા, તે ધ્યાન આપી સાંભળતો હતો; અને કોઇકોઇવાર પાખંડ કરી રોવાનો દંભ કરતો હતો.

આખા દિવસમાં તે હઝરત મુસ્લિમની હિલચાલથી બરાબર જાણીતો થયો. તેઓની પાસે કોણકોણ આવજાવ કરે છે; કોણકોણ તેઓનાં કાર્યને ઉત્તેજીત કરે છે; એ તમામની તેણે એક દિવસમાં માહિતી મેળવી લીધી.

સાંજ થઈ, એટલે તે રજા લઇ બાહેર આવ્યો; અને સીધો ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે આવી, તેને તમામ વાતોથી જાણીતો કર્યો.

ઓબયદુલ્લાહ ઝિયાદને તેની વાતો પર શંકા કરવાનું કાંઇપણ કારણ ન હતું. તેથી બીજે દિવસે જ્યારે મોહમ્મદ બિન અશઅસ, અસ્મા બિન ખારેજા અને ઉમર બિન હુજ્જાજ આવ્યા, તો તેઓને બોલાવી પૂછ્યું કે, 'હાની શા કારણથી મારા પાસે નથી આવતા?' ઉમર બિન હુજ્જાજ કે જે હાનીનો સાસરો થતો હતો, તેણે જવાબ આ- આપ્યો કે; 'તે બિમાર રહે છે.' આબયદુલ્લાહે કહ્યું કે: 'મેં સાંભળ્યું છે કે હવે તો તે દરરોજ સાંજે ઘરની બાહેર ઓટલા ઉપર બેસે છે. માટે તમે ત્રણે જાઓ અને હાનીને બોલાવી લાવો.'

તેઓ ત્રણે લગભગ સાંજને વખતે હાનીને ઘરે ગયા; તો હાની ઘરની બાહેર ઓટલા ઉપર બેઠા હતા.

તેઓએ હાની પાસે જઇ કહ્યું કે: 'ચાલો તમને અમીર સાહેબ બોલાવે છે.' હાનીએ કહ્યું. 'અમીરને કહેજો કે હજુ મારી તબીયત બરાબર સુધરી નથી.'

તેઓએ કહ્યું. 'અમીર સાહેબને સમાચાર મળ્યા છે કે તમે દરરોજ સાંજે દરવાજા બાહેર નીકળી ઓટલા ઉપર બેસો છો. માટે ચાલો કે તેના સાથે આવીરીતે જુદાઇ રાખવી સારી નથી.'

આ સાંભળી હાની ઘરની અંદર ગયા; અને કપડાં પહેરી, ઊંટ ઉપર સ્વાર થઇ તેઓ સાથે રવાના થયા. જ્યારે દારૂલ ઇમારત—હુકુમતનાં મકાન પાસે પહોંચ્યા; તો હાનીનાં મગજમાં કાંઇ વિચાર આવ્યો, અને તે વ્હેમાયા. તેથી તેઓ ત્રણ પૈકી અસ્મા બિન ખારેજાને પૂછયું કે; 'અય મારા ભત્રીજા,આમાં કાંઇ દગો તો નથી ?!' તેને ખબર ન હોવાથી જવાબ આપ્યો કે: 'કાકા, ડરો નહિ; ખુદાની કસમ આમાં તમારે કાંઇપણ વ્હેમ લાવવાનો નથી.'

પછી જ્યારે હાની ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે પહોંચ્યા તો હાનીએ ઓબયદુલ્લાહને સલામ કરી; પણ તેનો તેણે જવાબ ન આપતાં હાની તરફથી પોતાનાં મોઢાને ફેરવી લીધું.

હાનીએ કહ્યું. 'અય અમીર, શા કારણથી તમે મારા સાથે આવીરીતે વર્તો છો ?' ઓબયદુલ્લાહે જવાબ આપ્યો કે; 'અય હાની, તમે શું સમજી અમારા દુશ્મનને ઘરમાં સંતાડી; જંગના સામાનની તૈયારી કરાવો છો ?'

હાનીએ કહ્યું. 'ન મેં તમારા દુશ્મનને ઘરની અંદર સંતાડયો છે; તેમ ન હું જંગના સામાનની તૈયારી કરાવું છું.'

ઓબયદુલ્લાહ—'શું તમે તમારાં ઘરની અંદર મુસ્લિમ બિન અકીલને નથી છૂપાવ્યો ? અને શું તે જંગનાં હથીઆરો નથી ખરીદતો ?' એટલું કહી માઅકલ ગુલામને બોલાવ્યો.

માઅકલે આવી હાનીને મશ્કરીમાં કહ્યું. 'સા'બ મને ઓળખો છો કે ?' હાનીએ જવાબ આપ્યો કે; 'તારા જેવા પ્રપંચી, પાંખડી અને પાપીને કેમ ન ઓળખું ?'

પછી ઓબયદુલ્લાહે કહ્યું. 'અય હાની, હવે તો સાચું બોલી કબૂલ કરો: કારણ કે તમારાં કરતાં મારા આએ ગુલામને હું સાચાબોલો વધારે ગણું છું.'

હાની—'ખુદાની કસમ હું કોઇ દિવસ ખોટું બોલતો નથી. હું તો હજી કહું છું કે મેં મારાં ઘરમાં મુસ્લિમને સંતાડયા નથી. તેઓ સાંજને વખતે મારે ત્યાં આવ્યા, અને આશ્રો માગ્યો; મેં આપ્યો. પેગમ્બર સાહેબનો કોલ—બોલ છે કે **તમારે ઘરે પરધર્મી પરોણો આવે, તોપણ તેનો તમે સતકાર કરો.** ત્યારે આ તો મુસલમાન અને વળી ઇસ્લામના સ્થાપક મ્હાન પેગમ્બર સાહેબના કુટુંબી: તેને હું કેવીરીતે ના કહી શકું ? હું તેમને જંગનાં હથીઆર તૈયાર કરાવવામાં કાંઇપણ મદદ કરતો નથી. મારી વાતમાં ભરોંસો ન આવતો હોય તો હું સખ્ત કસમો સાથે વચન આપું કે તેઓ તમારા સાથે કાંઇપણ ફિસાદ ન કરે. અને મારાં તે

વચન ઉપર પણ કાંઈ શંકા રહેતી હોય તો હું તમે કહો તેને મારો જામીન બનાઉં; અને કહો તેટલી રકમનો મચરકો આપું.'

ઓબયદુલ્લાહ—'જ્યાં સુધી તેને તમે મારા પાસે હાજર નહિ કરો, ત્યાં સુધી તમે અહીંથી ઘેર નહિ જઇ શકો.'

હાનીએ ગુસ્સામાં આવી કહ્યું. 'અય ઇબ્ને ઝિયાદ—ઝિયાદના દીકરા, તું એમ ચાહે છે કે હું મારા મેહમાનને તારા પાસે હાજર કરૂં અને તું તેમને કતલ કરે?! મારાથી તે હરગિઝ નહિ બને.'

ઓબયદુલ્લાહ—'અય હાની, મુસ્લિમ માટે થઇ તમે તમારી જાનને ન ખોવો.'

હાની—'જાન જાય તો ભલે જાય; પણ હું મારા મહેમાનને તેના દુશ્મનના હાથમાં સોંપી, મારી જીંદગીને કલંકિત કરવાનો નથી. આ તો મુસ્લિમ બિન અકીલ મારા સરદાર છે; પણ તેની જગ્યાએ મારો કોઇ દુશ્મન હોય, તોપણ મારો વિશ્વાસ કરી, મારે આશ્ર આવનારનું મારે રક્ષણ કરવું; એજ મારો ધર્મ છે.'

આ સાંભળી ઓબયદુલ્લાહને ગુસ્સો આવ્યો, અને હુકમ કર્યો કે: 'હાનીના હાથપગ બાંધો અને બન્ને તરફ બે જણા ઊભા રહી ચાબુક મારવા શરૂ કરો; તે એટલે સુધી કે મુસ્લીમને મારા પાસે હાજર કરવાનું કબુલ કરે.'

હુકમનો તર્તજ અમલ થયો; અને જ્યારે પહેલો ચાબુક

હાનીની પીઠ પર પડયો, ત્યારે હાનીએ કહ્યું. 'અય લોકો, શાક્ષી રહેજો કે હું મારા મહેમાન કે જે ઈમામ હુસેન અ૦ના નાએબ થઇ, અત્રે આવ્યા છે; તેમનાં રક્ષણની ખાતર કુર્બાન થાઉ છું.'

હાની વૃદ્ધાવસ્થાના હતા; તેથી થોડા ચાબુક વાગતાં તે ભોંય પર પડયા; તોપણ ચાબુક તો ચાલુજ હતા. દરેક દરેક ચાબુકે તે ખુદાનો શુક્ર કરતા હતા; તે એટલે સુધી કે તેમનો અમર આત્મા તેમનો ક્ષણભંગૂર દેહ છોડી ચાલતો થયો.

હઝરત મુસ્લિમને આ ખબર મળવાથી તેઓ હાનીનાં ઘરમાંથી બાહેર નીકળ્યા; અને કુન્દા, મઝહજ, અસદ, તમીમ અને હમદાનનાં કુટુંબનાં માણસોનું એક મ્હોટું લશ્કર લઇ દારૂલ ઇમારતને ઘેરો નાખ્યો. દારૂલ ઈમારતમાં તે વખત ફકત થોડાક સીપાઇઓ અને કેટલાક ગુલામોજ હતા. તેથી ઓબયદુલ્લાહે દારૂલ ઇમારતનો દરવાજો બંધ કરાવી લીધો.

ઓબયદુલ્લાહ આગમચેતી વાપરી, હાનીને મારવાની પહેલાં કેટલાક કુટુંબોના વીસ સરદારો—પૈસાના પૂજારીઓને દારૂલ ઇમારતમાં તૈયાર રાખ્યા હતા. તેઓમાંથી જેઓ ઉપર ઓબયદુલ્લાહને પુરેપુરો વિશ્વાસ હતો, તેઓને તો હઝરત્ત મુસ્લિમ લઇ આવેલ લશ્કરને ભરમાવી ભગાડવા દારૂલ ઇમારતના છૂપા રસ્તાથી બાહેર કાઢયા. અને બાકીનાઓને હુકમ કર્યો કે; 'તમે અગાશી ઉપર જઇ પોકાર કરો કે હમણાંજ યઝીદનું લશ્કર આવે છે. માટે જેઓ જેઓ અહીં લડવા આવેલ છે; તેઓ તમામનાં નામો લખી લઈ,

જે વખતે યઝીદનું લશ્કર આવી પહોંચશે; તે વખતે તેઓ તમામને કત્લ કરી, તેઓનો માલ લુંટી લઇ તેઓનાં ઓરતબચ્ચાંને કેદ કરવામાં આવશે.

'પણ જેઓ આજે અમારા આવાજને સાંભળી ભાગી જશે, તેઓને ક્ષમા આપવામાં આવશે; એટલુંજ નહિ પણ તેઓને ઇનામ પણ આપવામાં આવશે.'

સરદારોએ અગાશી ઉપર જઇ ઓબયદુલ્લાહના કહેવા પ્રમાણે પોકાર કર્યો. તેમાં કસીર ઇબ્ને શહાબ તો એવા બરાડા પાડી પોકાર કરવા લાગ્યો કે દારૂલ ઇમારતની આસપાસના મોહલ્લા ગજાવી મુક્યા.

સ્વાભાવિક રીતે જે માણસો બેવફા હોય છે તે બીકુ પણ હોય છે; અને જે બીકુ હોય છે તે બેવફા પણ હોય છે. તો કુફી લોકોને બેવફા બનવું—વિશ્વાસઘાતી થવું, એ તો તેઓના બાપદાદાનો જુનો ધર્મ હતો; જે તેઓએ પણ સાચવી રાખ્યો હતો.

ઓબયદુલ્લાહ ઝિયાદના દંભી ડરામણીના પ્રપંચી ઇશારાએ, હઝરત મુસ્લિમનાં લાબેલાં લશ્કરનાં ડરપોક દિલો પર વીજળી જેવી ચમત્કારિક અસર કરી; અને લશ્કરીઓનાં એકપછીએક ટોળાંએ પીઠ બતાવી ઘરનો રસ્તો લીધો. તેમાંથી જેઓ બાકી રહ્યા; તેઓને કોઇની મા, કોઇની બ્હેન, કોઇની સ્ત્રી એમ ઓરતો આવી: 'કાલે શામનું મ્હોટું લશ્કર આવી પહોંચશે પછી શું કરી શકશો?' એમ બ્હીવરાવી હાથ પકડી લઇ ગઇ.

જ્યાં સાંજનો વખત થયો, ત્યાં, હઝરત મુસ્લિમ પાસે ફક્ત ત્રીસ માણસો બાકી રહ્યા; જેઓને લઇ હઝરત મુસ્લિમ નમાઝ પડવા મસ્જીદમાં ગયા.

નમાઝ પડી રહ્યા પછી હઝરત મુસ્લિમે પોતાની પાછળ જોયું તો પોતાની સિવાય બીજું કોઇ મસ્જીદમાં નજરે ન પડયું ! તેઓ ત્રીસે જણા ભાગી ગયા હતા !

પછી મસ્જીદમાંથી નીકળી હઝરત મુસ્લિમે એક રસ્તો લીધો. રસ્તામાં સઅદ બિન અબ્નફ બિન કયસ મળ્યો. તેણે પૂછ્યું 'યા હઝરત, રાતના વખતે કયાં જવા વિચાર રાખો છો ?'

હઝરત મુસ્લિમે જવાબ આપ્યો. 'જ્યાં ખુદા લઇ જાય ત્યાં.' સઅદે કહ્યું. 'આપ કુફાનિ બાહેર તો કોઇ રીતે નીકળી શકો તેમ છો નહિ. માટે મારી સાથે ચાલો કે આપને એક એવાં મકાનની અંદર લઇ જાઉં કે જ્યાં કોઇપણ રીતનો ડરજ ન રહે.'

પછી તે હઝરત મુસ્લિમને મોહમ્મદ બિન કસીરનાં મકાન પર લઇ ગયો. ત્યાં એવી સલાહ થઇ કે; 'એકબે દિવસમાં ઇમામ હુસેન અ૦ મક્કાથી રવાના થઇ; થોડા દિવસમાં અત્રે આવી પહોંચશે, તેવા ચોક્સ સમાચાર મળી ગયા છે. માટે જ્યાં સુધી ઇમામ હુસેન અ૦ અત્રે આવી ન પહોંચે; ત્યાં સુધી હઝરત મુસ્લિમ આએજ ઘરમાં આશ્રો લીએ.'

પણ પૈસાના પૂજારીઓ કે જેઓ ઇનામની લાલચથી

રાતદિવસ હઝરત મુસ્લિમની શોધમાંજ ફરતા હતા; તેઓથી તે વાત અજાણ રહી શકે? બીજેજ દિવસે હઝરત મુસ્લિમ મોહમ્મદ બિન કસીરને ઘરે હોવાના સમાચાર ઓબયદુલ્લાહ ઝિયાદને મળ્યા. તુર્તજ તેણે પોતાના દીકરા ખાલીદને કેટલુંક લશ્કર આપી, મોહમ્મદ કસીરને તેના છોકરા સહિત પકડી લાવવાનો હુકમ આપ્યો.

મોહમ્મદ કસીર પણ એક મ્હોટાં કુટુંબ અને લાગવગવાળા માણસ હતા. તેથી ખાલીદે ઓચીંતા જઇ તેમનાં ઘરને ઘેરી લીધું; અને તેમને તથા તેમના ફરઝન્દને પકડી ઓબયદુલ્લાહ ઝિયાદ સામે હાજર કર્યા.

ઓબયદુલ્લાહ ઝિયાદે મોહમ્મદ કસીર પાસે હઝરત મુસ્લિમને હાજર કરવા માગણી કરી. મોહમ્મદ કસીરે ચોકખી ના પાડી. ઓબયદુલ્લાહે કતલ કરવાની ધમકી આપી. મોહમ્મદ કસીરે કહ્યું, 'તારી શું શક્તિ છે કે મને કતલ કરી શકે! મારી મદદ માટે તો ચાલીસ હજાર તલ્વારો તૈયાર છે.'

આ સાંભળી ઓબયદુલ્લાહને ગુસ્સો આવ્યો: જેથી તેણે પોતાના પાસે જે ભારી દવાત—ખડીઓ પડયો હતો તે મોહમ્મદ કસીર તરફ ફેંકયો. મોહમ્મદ કસીરને તે કપાળ ઉપર વાગ્યો અને તેથી લોહી નીકળતું શરૂ થયું.

આથી મોહમ્મદ કસીરે ઓબયદુલ્લહ ઝિયાદ સામે એક તલ્વાર પડી હતી તે ઉપાડી, અને ચાહ્યું કે તે પાપીને મારે; પણ તે એકદમ ઊભો થઇ જનાનખાનામાં સંતાઇ ગયો!

અને તેને બચાવવા માટે માઅકલ ગુલામ આડો ફર્યો. મોહમ્મદ કસીરે તે ગુલામના ખભા ઉપર તલ્વાર લગાવી કે તે કમર સુધી ઉતરી ગઈ; અને તે પાપી—પ્રપંચી પોતાને સ્થળે પહોંચ્યો.

આ જોઈ ઓબયદુલ્લાહ ઝિયાદના ગુલામો મોહમ્મદ કસીર ઉપર તુટી પડ્યા. મોહમ્મદ કસીર અને તેમના ફરઝન્દ પણ તલ્વાર ચલાવા લાગ્યા. લગભગ વીસ માણસોને માર્યા અને કેટલાકોને ઝખ્મી કર્યા.

એટલામાં મોહમ્મદ કસીરનાં કુટુંબીઓ અને સગા સંબંધીઓને મોહમ્મદ કસીરને તેમના ફરઝન્દ સાથે પકડી લઈ જવાના ખબર મળવાથી, તેઓમાંના દસ હજાર માણસો મદદે આવી પહોંચ્યા; અને દારૂલ ઇમારત પર હલ્લો કર્યો.

બનવાકાળે તેજ વખતે આમર બિન તશીર યઝીદ તરફથી દસ હજાર લશ્કર લઈ ઓબયદુલ્લાહ ઝિયાદની મદદે કૂફામાં આવી પહોંચ્યો; અને તેઓની તથા મોહમ્મદ કસીરના કુટુંબીઓ અને સગાસંબંધીઓની વચ્ચે મુકાબલો થયો. આપસમાં એકજીગરનાં રકત વ્હેવાં લાગ્યાં, અને લાશોના ઢગલેઢગલા થવા માંડ્યા.

મોહમ્મદ કસીરે અને તેમના ફરઝન્દે ચાહ્યું કે દારૂલ ઇમારતનો દરવાજો ખોલી બાહેર નીકળી, પોતાના મદદગારો સાથે મળી જઈ જંગને જોર આપીએ. પણ જ્યાં દરવાજા પાસે ગયા, ત્યાં તો બન્ને ઉપર ભાલાંનો એવો મારો થયો કે બન્ને જમીન ઉપર પડ્યા.

મોહમ્મદ કસીરના બાકીના કુટુંબીઓ અને સગાસંબં-ધીઓને યઝીદ તરફથી આવેલ કુમકના ખબર મળવાથી બીજા ત્રીસ હજાર માણસો મોહમ્મદ કસીરના મદદગારોની મદદ માટે ગયા.

મોહમ્મદ કસીરની તરફના માણસોની સંખ્યા કુલ ચાલીસ હજારની થવાથી યઝીદ તરફથી આવેલ લશ્કરના પગો પાછા હટવા લાગ્યા. ઓબયદુલ્લાહ ગભરાયો અને હવે કંઇ યુકિત ગોતવી તે વિષે વિચાર કરવા લાગ્યો.

થોડીકવાર વિચાર કર્યા પછી પોતાના માણસોને હુકમ કર્યો કે; 'મોહમ્મદ કસીર અને તેના દીકરાનું માથું કાપી, બન્ને માથાં મોહમ્મદ કસીરના મદદગારોમાં ફેંકી આપો.'

તેના હુકમ મુજબ બન્ને માથા ફેંકવાની સાથેજ 'જેના માટે આપણે લડીએ છીએ, તે તો કતલ થઇ ગયા; હવે આપણે લડાઇ ચાલુ રાખી કોણને બતાવવી છે? નાહક કતલ થઇ જઇશું તો સ્ત્રીબાળકો રખડી જશે.' મોહમ્મદ કસીરના તરફદારો આવીરીતે આપસમાં વાતો કરી ભાગવા લાગ્યા. થોડીવારમાં મોહમ્મદ કસીરના તરફદારોએ ભાગી મેદાન ખાલી કર્યું.

હઝરત મુસ્લિમ બિન અકીલ પોતાને માટે થઇને પોતાના આશ્રયદાતાઓ પૂર અત્યાચાર થવાથી ઘણાજ દિલગીર થયા; અને તેથી તેઓ મોહમ્મદ કસીરને ઘરેથી નીકળી એક તરફ રવાના થયા.

# સત્યના સેવકની શહાદત.



ઇમામ હુસેન અ૦ના એલચી હઝરત મુસ્લિમ બિન અકીલ મરણના ભયથી ભાગે તેવા ન હતા; પણ મરણના ભયને હોંશથી ભેટે તેવી મરદાનગી ધરાવતા હતા. તેઓ જે જીવી રહ્યા હતા, તે જીંદગીના મોહની ખાતર નહિ; પણ ઇમામ હુસેન અ૦ના પ્રેમને માટેજ. કારણ કે તેઓ ઇમામ હુસેન અ૦ને કૂફા બોલાવવા કાગળ લખી ચૂકયા હતા, અને ઇમામ હુસેન અ૦નો બીબીઓ બચ્ચાં સાથે જલદીથી રવાના થવાનો જવાબ પણ વાંચી ચૂકયા હતા. એટલામાં ઓબય-દુલ્લાહ ઝિયાદનું આવવું થયું, અને તેથી દમનનીતિનો દોર તથા અત્યાચારનો આરંભ શરૂ થયો.

આથી હઝરત મુસ્લિમ એ ફિકરમાં આવી પડયા કે: 'ઇમામ હુસેન અ૦ સર્વે સાથે અહીં પધારશે, અને ઓબય-દુલ્લાહ ઝિયાદના ઝુલ્મી પંજાથી આફતની અંદર ફસાશે.'

તેઓ ઇમામ હુસેન અ૦ને કૂફા આવવાની મનાઇ પણ નહોતા લખી શકતા; કારણ કે ઓબયદુલ્લાહના આ-વવા સાથેજ તેણે કિલ્લાના દરેક દરવાજા પર સખ્ત ચોકી પહેરો બેસાર્યો હતો; અને કોઇપણને, તેનાં સામાનની અને શરીરની પુરેપુરી જડતી લીધા સિવાય જવાઆવવા ન દેવાનો સખ્ત હૂકમ હતો. આથી કરીને હઝરત મુસ્લિમ ઇમામ હુ-

સેન અ૦ને આવવાની મનાઇનો કાગળ લખી શકે તેમ ન હતું; અને લખે તોપણ તે કાગળ લઇને કૂફાના કોઇપણ દરવાજા બાહેર નીકળી ઇમામ હુસેન અ૦ના હાથ સુધી તેને પહોંચાડવાને કોઇપણ શક્તિમાન ન હતું; કિંવા હિમ્મતવાન ન હતું. કારણ કે તેમાં જાનનું જોખમ હતું. અને ઇમામ હુસેન અ૦ની એંસી હજાર બયઅત કરવાવાળાઓમાં તે વખતે એવું કોઇ ન હતું કે આપનાં કામ માટે જાનને કુર્બાન કરવા તૈયાર થાય.

તોપણ હઝરત મુસ્લિમ એજ આશાએ આશ્રો મેળવતા હતા કે કદાચ કોઇ ઇમામ હુસેન અ૦ની જાનને જોખમે કાસિદી કરવા તૈયાર થાય. પણ તેમ ન બન્યું. અને ઉલ્ટા પોતાના આશ્રયદાતાઓ પર અત્યાચાર થયો. આથી તેઓ પોતાની આશામાં નિરાશ થઇ, પોતાની જીંદગીથી હાથ ઉઠાવી મોહમ્મદ કસીરને ઘરેથી નીકળ્યા હતા.

ચાલતા ચાલતા તેઓ બરૂદગર નામના મોહલ્લામાં પહોંચ્યા. તે ખબર જાસૂસ મારફતે ઓબયદુલ્લાહ ઝિયાદને મળી. તેણે બે હજાર સવાર સાથે પોતાના દીકરા ખાલીદને હઝરત મુસ્લિમને પકડવા માટે મોકલ્યો.

હઝરત મુસ્લિમે પોતાના ઘોડાને છોડી આપ્યો, અને પોતે વરૂદગર મોહલ્લાની એક પડી ગએલી મસ્જીદની અંદર ગયા.

ત્યાં જઈ આપ ઊંડા વિચારની અંદર પરોવાયા. ઘડીઆર કૂફાવાળાઓની બેવફાઇને યાદ કરી તેઓની તે સ્થિતિ

પર દયા ખાતા હતા: ઘડીવાર ઈમામ હુસેન અ૦ના કૂફા આવ્યા પછી તેઓ પર આવનારી આફતોનો ખ્યાલ કરી, આંખો ભીની કરતા હતા અને ઘડીવાર પોતાના બે પ્યારા ફરઝન્દો મોહમ્મદ અને ઇબ્રાહીમ કે જેઓને મુખ્તાર બિન અબુ એબયદાહ સકફીને ઘરેથી નીકળતી વખતે કાઝી શરીહને સોંપ્યા હતા; તેઓ કૂફા જેવા બેવફા શહેરમાં એકલા થઇ જવાનો વિચાર કરી દિલગીર થતા હતા.

ખાલીદ જે કે બે હજાર સ્વારો લઇ આપને પકડવા માટે નીકળ્યો હતો, તેને હઝરત મુસ્લિમ નહિ મળવાથી તે પાછો ચાલ્યો ગયો. અને તે વિષે ઓબયદુલ્લાહ ઝિયાદને વાત કરી.

ઓબયદુલ્લાહ ઝિયાદ સમજ્યો કે; 'તે કોઇને ઘરે છૂપાઇ ગયા હશે.' તેથી તેણે શહેરની અંદર ઢંઢેરો પીટાવ્યો કે; 'મુસ્લિમ બિન અકીલ બંડખોર છે, અને તેને કોઇએ પોતાનાં ઘરમાં છૂપાવેલ છે. માટે જેણે પોતાનાં ઘરમાં તેને છૂપાવ્યા હોય, તેણે હાકિમ પાસે આવી ખબર આપી જવી. અગર જો ખબર ન આપી, અને જડતી લેતાં જેને ઘરેથી મુસ્લિમ બિન અકીલ મળી આવશે; તેને કતલ કરવામાં આવશે.'

પછી હસીન બિન નમીરને નાકા બંધીવાળા પર સખ્તાઇ કરી દરેક ઘરની જડતી લેવાનો; અને ઉમર બિન હરીસને લશ્કર ભેગું કરવાનો હુકમ આપ્યો.

લશ્કર ભેગું થયું એટલે એક સાથે કેટલાય ઘરોની

જડતી લેવી શરૂ થઈ. કૂફાનાં દરેક ઘરની જડતી લેવાણી. પણ હઝરત મુસ્લિમનો પત્તો ન લાગ્યો; કારણ કે આપ કોઈને ઘરે છૂપાણા ન હતા. આપ તો ખુદાને ઘરે—મસ્જીદમાં બેઠા હતા.

હઝરત મુસ્લિમ તે પછી ગએલી મસ્જીદમાં સાંજ સુધી રહ્યા. અને મગરિબ ઇશાની નમાઝ પઢી આપ ત્યાંથી બાહેર નીકળ્યા.

ફરતા ફરતા આપ એક ગલીની અંદર પહોંચ્યા. ત્યાં એક દરવાજા બાહેર એક ડોસી કે જેનું નામ તોઆ હતું; તેને જોઇ કે જેણી પોતાના છોકરા બિલાલની વાટ જોતી બેઠી હતી.

આપ આખા દિવસના તર્યા હતા તેથી આપે તે ડોસી પાસે જઇ પાણી માગ્યું. તેણીએ પાણી આપ્યું. આપ તે પાણી પીઈ તેણીનાં ઘરના ઓટલા ઉપર બેઠા. તેણીએ કહ્યું. 'અય ખુદાના બન્દા, વખત બહુ ખરાબ છે માટે તારાં ઘર ભેગો થા કે તારાં સ્ત્રીબચ્ચાં વાટ જોતાં હશે.'

હઝરત મુસ્લિમે—'અય ડોસી, હું તો એક મુસાફર માણસ છું.'

ડોસીએ—'તારૂં નામ શું?'

હઝરત મુસ્લિમે—'મારૂં નામ મુસ્લિમ બિન અકીલ છે.'

આ સાંભળી તે ડોસી હઝરત મુસ્લિમને પગે પડી, અને કહેવા લાગી; 'યા હઝરત, ઘરમાં પધારો.'

હઝરત મુસ્લિમ ફરીફરી થાકી ગયા હતા, વળી રાતનો વખત હતો; જેથી ફક્ત રાતનેજ માટે હઝરત મુસ્લિમ તોઆના મહેમાન થયા.

તોઆએ હઝરત મુસ્લિમને એક ખાલી ઓરડાની અંદર ઉતારો આપ્યો; અને જમવાનું તૈયાર કરી જમાડયા.

હઝરત મુસ્લિમ જરૂરત જેટલું જમી ખુદાની બંદગી કરવા લાગ્યા.

એટલામા તેનો દીકરો બિલાલ આવ્યો. તેણે બાજુના ઓરડામાં બત્તી બળતી જોઇ પુછ્યું કે;' આએ ઓરડામાં કોણ છે?'

તોઆ હઝરત મુસ્લિમનાં નામને તેના છોકરાથી છૂપાવવા ચાહતી હતી. તેથી જવાબ આપ્યો કે; 'તે એક મુસાફર છે. આપણે ઘરે રાતનીરાત મહેમાન છે.'

'પણ તેનું નામ શું છે?' બિલાલે તેની માને સવાલ કર્યો.

'જો કોઇને વાત ન કરવાનું કસમની સાથે વચન આપ તો વાત કરૂં.' તોઆએ તેના છોકરાને કહ્યું.

બિલાલે તેની માના કહેવા પ્રમાણે કસમ સાથે વચન આપ્યું.

તોઆએ કહ્યું. 'તેઓ જનાબ મુસ્લિમ બિન અકીલ છે. જેઓ ઇમામ હુસેન અ૦ના એલચી થઇ અત્રે આવ્યા છે. તેઓ બિચારાથી કૂફી લોકોએ દગો કર્યો કે મદદ કરવાનું વચન આપી ફરી ગયા. આજની રાતનીરાત આપણે ઘરે

## સત્યના સેવક—હજરત મુસ્લિમ બિન અકીલનો રોઝો.







સત્યના સેવકની શહાદત. વાંચો પૃષ્ટ ૨૩૬.

મહેમાન છે સવારે તો તેઓ ગમે ત્યાં ચાલ્યા જશે.'

બિલાલ આ સાંભળી કાંઇ ન બોલ્યો, અને ચુપચુપ પોતાનાં બિછાના પર સુઇ ગયો.

સવારે વ્હેલો ઉઠી તે ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે ગયો, અને પોતાને ઘરે મુસ્લિમ બિન અકીલ મહેમાન હોવાની ખબર આપી. આથી ઓબયદુલ્લાહે તેને એક હાર ઇનામમાં આપ્યો. અને પછી તુરત મોહમ્મદ બિન અશઅસ અને ઓબયદુલ્લાહ બિન અબ્બાસ સલમીને કયસના કુટુંબના સિત્તેર સીપાઇઓ આપી, હઝરત મુસ્લિમને પકડવા માટે તોઆનાં ઘર તરફ મોકલ્યા.

હઝરત મુસ્લિમ સુબ્હ—સવારની નમાઝ પઢી વઝીફા—નમાઝ પછી પઢવાની દોઆઓ—પ્રાર્થનાઓ પઢતા હતા. એટલામાં ઘોડાઓના ટાપુઓની આવાજ સાંભળવામાં આવી. આપ એકદમ ઊભા થયા, અને બખ્તર પહેરી હથીઆર બાંધી બાહેર નીકળ્યા.

એટલામાં સ્વારો પણ નજીક આવી ગયા, અને બન્ને વચ્ચે મુકાબલો થયો.

હઝરત મુસ્લિમે એકજ હુમલામાં દોઢસો સ્વારોને કતલ કર્યા, અને દોઢસોને ભગાડી મૂકયા. આ સાંભળી ઓબયદુલ્લાહ ઝિયાદે બીજા પાંચસો સ્વારોને રવાના કર્યા.

હઝરત મુસ્લિમ બરાબર બહાદૂરીથી લડી રહ્યા હતા. તે એટલે સુધી કે તે પાંચસો સ્વારોમાંથી પણ કેટલાક કતલ

થયા, અને કેટલાક ભાગી ગયા. ફક્ત પચાસ સ્વારો બાકી રહ્યા. તે વખતે મોહમ્મદ બિન અશઅસે વળી ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે મદદ મંગાવી. ઓબયદુલ્લાહે કહેવરાવ્યું કે: 'બની હાશમના જવાનોથી સામસામા ઊભા રહી લડવાથી કોઇકાળે ફત્તેહ પામવાના નથી. તેનાથી ફરેબ કરી ફત્તેહ મેળવ.'

તે વખતે મોહમ્મદ બિન અશઅસ હઝરત મુસ્લિમ પાસે ગયો અને કહેવા લાગ્યો કે: 'તમને ક્ષમા આપવામાં આવે છે.' હઝરત મુસ્લિમે ફરમાવ્યું કે: 'પ્રપંચી લોકોની પનાહ—ક્ષમા પર ખુદાનો કહેર હોજો.' એટલું ફરમાવી લડાઇ ચાલુ રાખી.

તે લોકોએ પછી તીરો અને પત્થરાઓ ફેંકવા શરૂ કર્યાં. તે એટલે સુધી કે આપનું આખું શરીર જખ્મોથી છીદાઇ—વીંધાઇ ગયું. એટલામાં એક પત્થર આપનાં કપાળ ઉપર એવો આવી પડયો કે જેથી આપનું કપાળ ફૂટી ગયું, અને રક્તથી આપનો આખો ચહેરો ભરાઇ ગયો.

આપ બકીર ઇબ્ને હુમ્રાનનાં મકાનની દિવાલને ટેકો દઇ બેસી ગયા. તેણે પોતાનાં મકાનમાંથી નીકળી એક ઓચીંતી તલ્વાર હઝરત મુસ્લિમને મારી; જેથી હઝરત મુસ્લિમનો ઉપરનો હોઠ કપાઇ નીચે પડયો. અને તેજ સ્થિતિમાં ઊભા થઇ બકીરને એક એવી તલ્વાર લગાવી કે જેથી બકીરનું માથું કપાઇ દસ કદમ છેટે જઇ પડયું. પછી આપ પાછા દિવાલને ટેકે જઇ બેઠા.

હઝરત મુસ્લિમનાં શરીરમાંથી લોહી વહેતું હોવાથી આપને તર્ષ ઘણીજ લાગી હતી; તેથી આપે તે લોકો પાસે પાણી માગ્યું.

ઉમર બિન હરીસે એક પ્યાલો પાણીનો ભરી તેના ગુલામ સાથે હઝરત મુસ્લિમને પીવા મોકલ્યો. હઝરત મુસ્લિમ તે પ્યાલાને મોઢાં સુધી લઇ ગયા, અને પાણી પીવા ચાહ્યું; એટલામાં મોઢામાંથી રકત નીકળી, પ્યાલામાંના પાણી સાથે મળી ગયું. હઝરતે તે પાણી ફેંકી દીધું. ઉમર બિન હરીસે પાણીનો બીજો પ્યાલો ભરી મોકલ્યો. તે પણ મોઢાંનાં લોહીથી ભરાઇ ગયો; તેથી આપે તે પાણી પણ ફેંકી આપ્યું. ઉમર બિન હરીસે ત્રીજો પ્યાલો ભરી મોકલ્યો. હઝરતે મોઢે માંડયો, એટલામાં આપના દાંતો નીકળી તે પ્યાલામાં પડયા. આપે તે પ્યાલાનું પાણી પણ ફેંકી દીધું. અને ફરમાવ્યું કે: 'હવે પાણી ન મોકલજો, કારણ કે મને લાગે છે કે હવે હું પરલોકનાં પાણીથી તૃપ્ત થવાનો.'

પછી હઝરત મુસ્લિમને પકડી ઉંટ ઉપર બેસારી ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે લઇ ગયા.

હઝરત મુસ્લિમને ઓબયદુલ્લાહ સામે લઇ જવામાં આવ્યા, પણ આપે તેને સલામ ન કરી.

ઓબયદુલ્લાહે કહ્યું. 'અય મુસ્લિમ, તું સલામ કરવાના વિવેકથી પણ વેગળો થયો?'

હ૦ મુસ્લિમ—'**હું જુલ્મી સલ્તનતના સેવકોને સલામ કરી, તેને પોષાવા નથી ચાહતો.**'

ઓબયદુલ્લાહે—'તેં ચાલુ સમયના ખલીફા વિરૂધ્ધ કેમ બંડ કર્યો?'

હ૦ મુસ્લિમે—'ચાલુ સમયમાં ઇસ્લામીઓના ખલીફા ઇમામ હુસેન બિન અલી અ૦ સિવાય બીજો કોઇ પણ નથી.'

પછી ઓબયદુલ્લાહે પોતાની આસપાસ બેઠેલા લોકોને કહ્યું કે: 'છે કોઇ તમારામાં કે આ બાગી—બંડખોરને અગાશી ઉપર લઇ જઈ કતલ કરે અને તેની લાશને નીચે ફેંકી આપે?'

આ સાભળીને બકીર બિન હિમ્રાન કે જેને હઝરત મુસ્લિમે કતલ કરેલ, તેનો છોકરો ઉભો થયો; અને હઝરત મુસ્લિમનો હાથ પકડયો.

હઝરત મુસ્લિમે ઓબયદુલ્લાહને કહ્યું કે; 'જરાવાર સબર કર અને કોઇ કુરેશીને મારી પાસે મોકલ કે તેને હું મારી વસીયત-ભલામણ કરી લઉં' ઓબયદુલ્લાહે ઉમર બિન સાઅદ બિન વક્કાસને મોકલ્યો.

ઉમર બિન સાઅદે હઝરત મુસ્લિમ પાસે આવી કહ્યું, 'અય મુસ્લિમ, તેં બંડ કરી તારા જીવ ઉપર જુલ્મ કર્યો; પણ તું મારો કુટુંબી છો જેથી તારી ભલામણ સાંભળું છું માટે જે કહેવું હોય તે કહે.'

હ૦ મુસ્લિમે—'પહેલી મારી એ ભલામણ છે કે ઇમામ હુસેન અ૦ આ તરફ રવાના થઇ ગયા હશે, માટે તું

મારો હાલ લખી મોકલજે અને મારા તરફથી સલામ લખી લખજે કે તેઓ અત્રે ન આવે.

'બીજી ભલામણ એ છે કે મારા ઉપર સાતસો દિરહમ (લગભગ ૨૩૩ રૂપીઆ) નું દેવું છે માટે તું મારો ઘોડો મારું બખ્તર અને મારાં હથીઆરો વેચી તે દેવાને વસુલ કરજે.

'અને ત્રીજી ભલામણ એ છે કે હું જાણું છું કે મારૂં સર કાપી યઝીદને મોકલવામાં આવશે; પણ મારી લાશને મારા સ્વાધીનમાં લઇ દફન કરજે.'

ઓબયદુલ્લાહે હઝરત મુસ્લિમની એ ભલામણો સાંભળી કહ્યું. 'ઘોડા, બખ્તર અને હથીઆરથી દેવું દેવાય તેમાં અમને કશો વાંધો નથી. પણ મુસ્લિમની લાશ ઉપર તેના કતલ પછી પણ અમારો હક રહેવાનો; અમે ચાહશું તે કરશું. અને હુસેન બિન અલી અત્રે આવશે, અને અને ખિલાફત વિરૂદ્ધ ચળવળ કરશે તો જે સ્થિતિ મુસ્લિમની થઇ તે તેમની પણ થવાની. અને અગર અત્રે આવી સુલેહ શાંતિથી રહેશે તો અમે પણ તેનાથી તેમજ વર્તશું.'

પછી બકીરના છોકરાને હુકમ કર્યો કે મુસ્લિમને કોઠા—અગાશી ઉપર લઇ જા, અને તેનાં સર—માથાને કાપી તેની લાશને નીચે ફેંકી દે.'

બકીરનો છોકરો હઝરત મુસ્લિમને અગાશી ઉપર લઇ આવ્યો. હઝરત મુસ્લિમ ખુદાની યાદમાં હતા. અગાશી ઉપર પહોંચી હઝરત મુસ્લિમ મક્કા તરફ ફર્યા. અને કહ્યું. 'અય

ઇમામે હુસેન અ૦, છેવટ વખતે આપનાં દર્શનની ઇચ્છા હતી, પણ તે પૂરી ન થઇ.' એટલામાં બકીરના છોકરાએ તલ્વાર મારી હઝરત મુસ્લિમનું માથું જુદું કરી, ધડને અગાશી નીચે ફેંકી દીધું.

પછી બકીરના છોકરાએ તે સરને લાવી ઓબયદુલ્લાહ સામે રાખી આપ્યું.

ઓબયદુલ્લાહે તુર્તજ નીચે મુજબ કાગળ લખવાનો મુનશીને હુકમ આપ્યો.

'એ ખુદાનો શુકર—એહસાન—આભાર છે કે જેણે હજુરના દુશ્મન પર ફતેહ આપી. હું એ વખતમાં કૂફા આવ્યો કે જે વખતે કૂફાના એકેએક જણ હુસેન બિન અલી પર પોતાની જાન કુર્બાન કરવા તૈયાર હતા. મેં ચાલાકીથી તમામનાં દિલો ફેરવ્યાં, અને મુસ્લિમને હાથ કર્યો. તે વખતે જે હુશીઆરીથી કામ લેવું પડયું છે તે વર્ણન થઇ શકે તેમ નથી. તેનો ટુંક પરિચય આ બેઉ કાસિદો કરાવશે. તેઓની સાથે મુસ્લિમ બિન અકીલનું સર, અને તેના આશ્રયદાતાઓનાં સરો મોકલ્યાં છે.'

પછી તે કાગળ અને સરોને હાની બિન અબહયા અને ઝુબેર બિન અરવહની સાથે યઝીદ પાસે દમસ્શક રવાના કર્યા.

પછી હુકમ આપ્યો કે; 'મુસ્લિમના પગમાં રસી બાંધી તેની લાશને કૂફાની દરેક બજાર અને ગલીમાં ફેરવો અને પોકારો કે જે કોઇ ખલીફા યઝીદની સામે બંડ કરશે અથવા

બંડ કરવાવાળાની કોઇપણ રસ્તે મદદ કરશે તેની આ વલે થવાની.'

આ સાંભળી મુસ્લિમના પગોમાં રસી બાંધવામાં આવી અને તેમની લાશને ઉંચા પોકાર સાથે કૂફાની દરેક બજાર અને ગલીમાં ઘસરડવામાં આવી.

* * *

સત્યના સેવક—હઝરત મુસ્લિમની હીજરી સન ૬૦ના ઝીલહજ મહીનાની ૯મી તારીખે શહાદત થઇ. કૂફાની દરેક બજાર અને ગલીમાં લાશને ફેરવતાં ત્રણ દિવસ થયા* ચોથે દિવસે બનીમઝહજનાં કુટુંબની માગણીથી તેઓને તે લાશ સોંપવામાં આવી, અને તેઓએ તેને દફન કરી. જ્યાં અત્યાર તે મઝલુમ—ઝુલ્મ થયેલનો રોઝો—રૂબો ઊભો છે, અને તેના તથા હાનીના રોઝાના દર્શન માટે તેઓની આસપાસથી અને હિંદથી દર વરસે હજારો લોકો જાય છે.

* તે વખતમાં કૂફા કેટલું આબાદ હતું તેનું અનુમાન આ ઉપરથી પણ થઇ શકે છે. 'મોહિબ'

# કૂફામાં મુખ્તારને કેદ.

મુખ્તાર બિન અબુ ઓબયદા સકફી કે જેને ઘરે હઝરત મુસ્લિમ કૂફામાં જતાં વેંતજ ઉતર્યા હતા; પણ ઈમા

હુસેન અ૦ની બયઅત કરાવવાની પ્રવૃત્તિ કૂફામાં એકદમ જોરમાં આવવાથી તેઓ હઝરત મુસ્લિમની વતી ઇમામ હુસેન અ૦ની બયઅત લેવા કૂફાની આસપાસનાં ગામડાંઓમાં ફરતા હતા. અને ઓબયદુલ્લાહ ઝિયાદના કૂફા આવ્યા પછી હઝરત મુસ્લિમ મુખ્તારને ઘરેથી નીકળી હાનીને ઘરે ગએલા તે મુખ્તાર ઘરે ન હોવાનાં કારણથીજ.

મુખ્તાર કૂફાની આસપાસનાં ગામડાઓમાં ફરતા હતા, અને હઝરત મુસ્લિમ વતી ઇમામ હુસેન અ૦ની બયઅત લેતા હતા. એટલામાં હઝરત મુસ્લિમ પર સખ્તાઇ કરવાના વિચારથી ઓબયદુલ્લાહ ઝિયાદના કૂફા આવ્યાના સમાચાર તેમને મળ્યા. તેથી તેઓ ગામડાંમાથી એકદમ કૂફા જવા નીકળ્યા.

રસ્તામાં જે માણસ મળતો તેને કૂફાની સ્થિતિના સમાચાર પૂછતા. કોઇ કહેતો કે કૂફાના દરેક દરવાજે સખ્ત ચોકીપહેરો બેસી ચૂકયો છે. કોઇ ખબર આપતો કે કૂફામાં પકડાપકડી શરૂ થઇ છે. કોઈ સમાચાર સંભળાવતો કે હાની અને મોહમ્મદ કસીરને તેમના છોકરા સમેત શહીદ કર્યા. કોઇએ એ પણ કહી દીધું કે હઝરત મુસ્લિમ અને ઓબયદુલ્લાહ ઝિયાદનાં લશ્કર વચ્ચે લડાઇ ચાલે છે.

આ સાંભળી મુખ્તારે પોતાનો ઘોડો એકદમ ઉપાડયો અને ચાહ્યું કે વખતસર હઝરત મુસ્લિમની મદદે પહોંચી જાય. પણ જ્યાં કૂફાની નજીક પહોંચ્યા, ત્યાં તો ખબર સાંભળ્યા કે હઝરત મુસ્લિમને ઘણાજ કર્પિણ રીતે કતલ કરવામાં આ-

ગયા. આથી મુખ્તાર નિરાશ થયા, અને એજ નિરાશાની સાથે કૂફાના દરવાજા પાસે આવ્યા.

ત્યાં આવી જોયું કે કુદામા બિન નોફિલ દરવાજા પર પહેરો રાખી બેઠો છે. તેણે હાકિમની રજા સિવાય અંદર દાખલ થવા દેવાની મુખ્તારને ના કહી. મુખ્તારને પોતાના અપમાનથી ગુસ્સો આવ્યો. તેથી મ્યાનમાંથી તલ્વાર કાઢી તેઓ પર ચલાવી. જોતજોતામાં તલ્વારે સોના જીવ લીધા, અને બીજા ભાગ્યા.

મુખ્તારે રસ્તો સાફ થએલો જોઈ શહેરમાં પ્રવેશ કર્યો. જરા આગળ ચાલ્યા તો ઉમર બિન હરીસને તંબુમાં પહેરો રાખી બેઠેલો જોયો. મુખ્તાર તેની પાસે ગયા. ઉમરે ઊભા થઇ માન આપ્યું; અને બગલગીર થઇ પોતાના કરતાં અગ્રસ્થાને મુખ્તારને બેસાડ્યા. અને કહ્યું: 'મુસ્લિમ સાથે જંગ થઇ તે વખતે તમે કયાં હતા?'

મુખ્તારે—'હું તો ઘણા દિવસથી બાહેર ગામ ગયો હતો. હઝરત મુસ્લિમ સાથે કયારે જંગ થઈ તેની મને મુદ્દલ ખબર નથી.'

ઉમર—'ઠીક થયું કે તમે બાહેર ગામ હતા; નહિ તો હાની અને મોહમ્મદ કસીર જેમ તમે પણ દોષમાં આવી જતે. હવે કાંઇ ફીકર નહિ. હાકિમ પાસે હું તમારી શાક્ષી પુરીશ કે તમે દરેક રીતે નિર્દોષ છો.'

પછી ત્યાંથી ઉઠી મુખ્તાર એબ્દુલ્લાહ ઝિયાદ પાસે

ગયા. પણ તેમના જવા પહેલાં અમ્માર બિન યઝીતે ઓબય-દુલ્લાહને કહી આપ્યું હતું કે; 'મુસ્લિમ પર ફતેહ મેળવવાથી હજુરને નિર્ભય થઈ બેસવાનું નથી. હજુ મુખ્તાર બિન અબુઓબયદા સકફી જે કે આપનો સખ્ત દુશ્મન છે અને આખું કૂફા તેનું દોસ્ત છે; અને તે હજુ છૂટો ફરે છે. તે મુસ્લિમની મદદ માટે તેના મદદગારોને લઈ આવ્યો હતો; પણ મુસ્લિમના કતલ થવાના સમાચાર સાંભળી તેના મદદગારોને રજા આપી તે એકલો અત્રે આવ્યો છે.'

આ ખબર સાંભળવાથી ઓબયદુલ્લાહ મુખ્તાર ઉપર ગુસ્સે હતો. તેથી જ્યારે મુખ્તાર ઓબયદુલ્લાહની સામે આવ્યા તો ઓબયદુલ્લાહે પોતાનું મોઢું ફેરવી લીધું. મુખ્તારે સલામ કરી; પણ તેણે જવાબ ન આપ્યો. મુખ્તાર સમજ્યા કે કદાચ નહિ સાંભળ્યું હોય. ફરી મ્હોટા સાદે સલામ કરી; છતાં જવાબ ન મળ્યો.

ઓબયદુલ્લાહ પાસે કૂફાના કેટલાક આગેવાનો અને સરદારો બેઠા હતા, તેથી મુખ્તાર લજવાયા અને કૂફાના આગેવાનોની સફમાં ખુરસી પર બેઠક લીધી; પણ શરમના સબબથી ચેહરો લાલચોળ થઈ ગયો હતો.

પછી ઓબયદુલ્લાહે મુખ્તારને કહ્યું. 'અય મુખ્તાર, તું તારા મનમાં પોતાને મ્હોટો બહાદૂર અને ઇજ્જતવાળો સમજે છે! અને તેથી તું બડાઈ કરી તમામથી બેપરવા બની ફરે છે! અને તારાં મનમાં આવે તે પ્રમાણે વર્તે છે તું એમ ન સમજજે કે તારી હિલચાલથી હું નાવાકિફ છું. તું તારા

સાથીઓ સાથે મુસ્લિમ બિન અકીલની મદદે આવ્યો હતો; પણ મુસ્લિમ ઉપર મને ફ્રોહ થએલો સાંભળી તારા સાથીઓને તેં ક્યાં પણ મોકલી દીધા, અને તું અહીં એકલો આવ્યો છે.'

મુખ્તારે—'મેં મને કદી મોટો બહાદુર કે ઇઝ્ઝતવાળો સમજી અહંકાર નથી કર્યો. અને હું હઝરત મુસ્લિમની શહાદત પછી કૂફામાં દાખલ થયો છું તેનો શાહી ઉમર બિન હરીસ છે.'

ઉમર બિન હરીસે—'અમીર સાહેબ, મુખ્તાર કહે છે તે બરાબર છે. તે મુસ્લિમ સાથેના જંગ વખતે કૂફામાં હાજર ન હતા. તેણે કૂફામાં આવતાં જ મારા તંબુમાં અમાન—આશ્રો મેળવ્યો હતો.'

ઉમરની આ વાત ઉપરથી ઓબયદુલ્લાહને મુખ્તાર પરથી કાંઈ શંકા ઓછી થઇ. એટલામાં તો મકાન નીચે કેટલીક ઓરતોના રોવાની આવાજ આવી. ઓબયદુલ્લાહે કહ્યું. 'જાઓ તપાસ કરો તેણીઓ શા માટે રોવે છે?'

એટલામાં દરવાન આવ્યો અને ખબર આપ્યા કે: 'લગભગ સેં એક ઓરતો બાહેર રોવે છે અને આપની પાસે ફરિયાદ કરવા ચાહે છે.'

ઓબયદુલ્લાહે—'તેણીઓને મારા પાસે આવવા દ્યો.'

તેણીઓ આવી અને ફરિયાદ કરી કે: 'અમારા પતિ અને ભાઈઓ જેઓ કે આપના હુકમથી દરવાજા પર ચોકી-

પહેરો કરતા હતા: તેઓને મુખ્તારે કતલ કર્યા. અને અમારાં બાળકોને અનાથ બનાવ્યાં. અમારી અને મુખ્તારની વચ્ચે ઇન્સાફ કરવો જોઇએ.'

આ ફરિયાદ સાંભળતાં જ ઓબયદુલ્લાહ એકદમ ગુસ્સા: માં આવ્યો અને હુકમ કર્યો કે: 'મુખ્તારને પકડો અને પગમાં બેડીઓ પહેરાવી જેલમાં મોકલી આપો.'

બસ હુકમની જ વાર હતી. તુર્તજ મુખ્તારને પકડયા; અને પગમાંથી ખુંટ કાઢી બેડીઓ પહેરાવી આપી, કૂફના કેદખાનામાં કેદ કર્યા.

---

# કોમળ બાળકોની કતલ.

ઓબયદુલ્લાહ પાસે કોઈ નિર્દય ચાડીખોરે એ પણ ચાડી ખાધી કે: 'મુસ્લિમ બિન અકીલ પોતાની સાથે પોતાના બે બાળકો લઇ અત્રે આવ્યા હતા; અને તે હજુ સુધી આ શહેરમાંજ કોઇને ત્યાં છુપાએલા છે.'

આ સાંભળી ઓબયદુલ્લાહે શહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે: 'મુસ્લિમ બિન અકીલના ફરજન્દો જેને ત્યાં છુપાએલા હોય, તે તર્તજ મને સોંપી નહિ જાય, અને પછી ખબર મળ્યા તો તેનાં ઘરબારને ઉખેડાવી નાખીશ, અને તેને જીંદગીભરની

કેદની સજા આપીશ. અગર મને જેને ત્યાં તે બાળકો છૂપા બેસા છે, તેનાં નામઠામની જે કોઇ ખબર આપશે તેને સારૂં એવું ઇનામ આપવામાં આવશે.'

કૂફાના બેવફા લોકોને તો તે એક ધંધો થઇ પડયો હતો કે તેઓ રોજ હાકિમ પાસે અવનવી ચાડી ખાતા હતા તેઓ જેની ચાડી ખાતા તેની ઉપર વગર તપાસે અને વગર વા‍ સે અત્યાચાર કરતો હતો અને તે ચાડીખોર લોકો તેના અત્યાચારમાં મદદગાર થઇ, ઇનામ અને બક્ષીશો મેળવતા હતા.

હઝરત મુસ્લિમના બાળકોને પકડવા વિષેનો ઢંઢેરે સાંભળી તેઓની ન્હાની વય પર દયા ન ખાતા, કેટલા શેતાનના ચેલકાઓ છૂપી તપાસ માટે નીકળી પડયા.

હઝરત મુસ્લિમના બન્ને ફરઝન્દો તો કાઝી શરીહને ત્યાંજ હતા. તેઓને તેઓના બાપની શહાદત થવાના ખબ પણ આપ્યા ન હતા. જ્યારે ઓબયદુલ્લાહ ઝિયાદ તરફથ ઢંઢેરો પીટાણો અને એ નિર્દોષ બાળકોને પકડવા માટે ચા‍ તરફ જાસૂસો ફરવા લાગ્યા; ત્યારે કાઝી શરીહને તે બન્‍ બાળકોની જીંદગી માટે ચિંતા થવા લાગી.

એક દિવસ તેને તે બાળકોની યતીમીનો—અનાથપણાંને ઊંડો વિચાર આવવાથી તેનાં હૃદયમાં દયાનો ઝરો ઉભરાયે અને તેની તે દયા સુક્ષ્મરૂપમાંથી સ્થૂળરૂપમાં આવી; જેથ તેણે બન્ને બાળકોને બોલાવી પોતાના ખોળામાં બેસાડય અને માથાં ઉપર હાથ ફેરવી પ્યાર કરવા લાગ્યા.

બન્ને બાળકો આ પ્યારને અનાથોપરનો પ્યાર સમજી પૂછવા લાગ્યા કે: 'અમારા પિતાજી તો હયાત છેને!'

આ સાંભળી કાઝીની આંખોમાંથી દડદડ આંસુ વ્હેવાં લાગ્યાં, અને કહ્યું. 'વ્હાલાઓ, તેમ ન પણ હોય, તોપણ તમારે કાંઇ દિલગીર થવાનું નથી. કારણ કે હું એજ ચિંતામાં છું કે કોઇપણ રસ્તે તમને તમારાં માતાજી પાસે મોકલી આપું.'

બાળકોને નિશ્ચય થઇ ગયું કે અમે અનાથ થઇ ગયા. તેઓ પોકાર પાડી રડવા લાગ્યા. કાઝીએ કહ્યું. 'રોવો નહિ, કૂફામાં તમારા દોસ્ત તો કોઇકજ રહ્યા છે બાકી તો તમામ દુશ્મનોથી ભરપૂર છે. કદાચ કોઇ તમારા રોવાનો આવાજ સાંભળી જશે, અને હાકિમને કહી આવશે તો હું અને તમે તમામ આપત્તિમાં આવી પડશું.' બાળકો આ સાંભળી કાંઇ ડર્યા અને રોતા બંધ થયા.

રાત થઇ તો તે કાઝીએ પોતાના ફરઝંદ અસદને બોલાવ્યો અને કહ્યું. 'મને ચોકસ ખબર મળ્યા છે કે કૂફાના દરવાજા બાહેર એક વ્હેપારીઓના કાફલાએ પડાવ નાખ્યો છે અને તે આજેજ રાતના ઉપડી મદીના તરફ જનાર છે. માટે તું આ બન્ને બાળકોને લઇ જા, અને તે કાફલાને સોંપી આવ કે તેઓ સંભાળીને આએ બાળકોને મદીના પહોંચાડી આપે.'

અસદ બન્ને બાળકોને સાથે લઇ કૂફા બાહેર ગયો, પણ બનવા કાળે તે કાફલો ત્યાંથી ઉપડી ગયો હતો; ફક્ત

તે કાફલાની ધૂળ ઉડતી નજર આવતી હતી. અસદે બન્નેને કહ્યું. 'કાફલો હળવે હળવે ચાલ્યો જાય છે તમે જરા જો ઉતાવળથી ચાલશો તો કાફલાને પહોંચી જશો. માટે જલદી રવાના થાઓ.' એટલું કહી પોતાના બાપની ભલામણ મુજબ બન્નેને પચાસ પચાસ દીનાર આપી રવાના કર્યા.

તેઓ ન્હાની વયના અને વળી વધારે ચાલવાની આદત નહિ; જેથી થોડુંક ઉતાવળથી ચાલ્યા. તેટલામાં તો થાકી જવાથી એકદમ ધીમેધીમે ચાલવા લાગ્યા. જ્યાં થોડાક રસ્તો કાપ્યો, ત્યાં તો તેની નજરથી કાફલો અદશ્ય થયો, અને તેઓ રસ્તો ભૂલી આમતેમ ભટકવા લાગ્યા.

સવાર થઇ તો જોયું કે તેજ કૂફાના દરવાજો કે જ્યાંથી તેઓ રાતના નીકળ્યા હતા, અને તેજ રસ્તો કે જ્યાંથી તેઓને કાઝીના છોકરા અસદે રવાના કર્યા હતા.

આ જોઇ તેઓ ગભરાણા અને કોઇપણ જગ્યાએ છૂપાવા દોડયા. એટલામાં તેને એક શખ્સ જોઇ ગયો કે જે તે બાળકોની શોધમાં જ ફરતો હતો. તેણે કહ્યું કે; 'અય બાળકો, ખબરદાર આગળ એક પણ પગલું ભરશો નહિ. હવે તમારી અજલ આવી પહોંચી.'

આ ભયંકર આવાજ સાંભળી તેઓ ભયભિત થઇ ધ્રૂજવા લાગ્યા, જેથી તેઓ એક પણ પગલું આગળ વધી શકયા નહિ.

એટલામાં તો તે નિર્દયે આવી બન્નેને એકેક તમાચો

લગાવી દીધો, અને પછી હાથ બાંધી તેજ સ્થિતિમાં ઓબય-દુલ્લાહ ઝિયાદ પાસે લાવ્યા તેની સામે ઊભા રાખ્યા.

ઓબયદુલ્લાહે પૂછ્યું કે: 'આએ બાળકો કોણ છે?' તે શખ્સે જવાબ આપ્યો કે: 'અંડઆર મુસ્લિમ બિન અ-કીલના ફરઝન્દો છે કે જેઓની હજુર શોધમાં હતા.'

ઓબયદુલ્લાહે હુકમ કર્યો કે: 'આએ બન્ને બાળકોને મશકુર જેલરને સોંપી દ્યો અને તેને હુકમ કરો કે તેને સ-ખ્તાઇની સાથે રાખે: કારણ કે દુશ્મનના છોકરા પણ દુશ્મન જ ગણાય છે. માટે તેને સારૂં ખાવાનું કે ઠંડું પાણી ન આપવું.'

આ હુકમથી બન્ને બાળકોને મશકુર જેલર પાસે જે-લમાં મોકલી આપવામાં આવ્યા, અને ઓબયદુલ્લાહ ઝિયા-દનો સખ્તાઇનો સંદેશો પણ પહોંચાડયો.

પછી ઓબયદુલ્લાહ ઝિયાદે એક યઝીદને કાગળ લખાવ્યો. તેની અંદર મુસ્લિમ બિન અકીલના ફરઝન્દોને પકડાવી કેદ કરવાના ખબર આપ્યા: અને તેઓને માટે હવે શું હુકમ છે તે પૂછાવ્યું.

ઓબયદુલ્લાહ ઝિયાદે બન્ને બાળકો માટે શું હુકમ છે તે યઝીદને તો પૂછાવ્યું, પણ તે બાળકો પર સખ્તાઇનાં સબબથી તેઓને જેલમાં જીવવું પણ મુશ્કીલ થઈ પડયું. કારણ કે તેઓને મશકુર જેલર રોજ એકજ વખત ખાવા આપતો, અને તેપણ જવની સુકી રોટલી અને ગરમ પાણી!

હઝરત મુસ્લિમના અનાથ બાળકો—**મોહમદ અને ઇબ્રાહીમનો રોઝો.**




કોમળ બાળકોની કતલ. વાંચો પૃષ્ટ ૨૫૨.

રોજના આવા ખોરાકથી બન્નેને જીવવું અશકય થઇ પડયું. શકિત તમામ ચાલી ગઇ.

એક દિવસ ન્હાના ભાઇએ કહ્યું. 'મ્હોટા ભાઇ, હવે તો આ જવની સુકી રોટલીના ટુકડા અને ગરમ પાણી ગળા નીચે નથી ઉતરતાં.'

મ્હોટા ભાઇએ—' ભાઇ, આપણને આદત નથી; નહિતો જવની સુકી રોટલીના ટુકડા તો આપણા દાદા હઝરત અલીનો ખાસ ખોરાક છે. આવા સંકટમય સમયમાં ખુદા તેપણ ખોરાક આપે છે માટે તેનો શુકર માનવો ઘટે.'

'પણ મ્હોટા ભાઇ, મને લાગે છે કે આ જેલર આપણને ઓળખતો નહિ હોય. જો ઓળખતો હોય તો જેમનો તે કલમો પઢે છે તેમનાં કુટુંબીઓપર આટલે દરજ્જે સખ્તાઇ કરવા તૈયાર ન થાય.'

'ભાઇ, તેમ નથી, જેમનાં દિલ મુસલ્માન નથી, પણ શયતાન છે તેમને માટે એ નિયમ નથી. તેમને માટે તો ગમે તે માર્ગેથી પૈસો મેળવવો એજ વાત છે. નહિતો ઇસ્લામનો **અર્થજ એ થાય છે કે ગમે તે ભોગે અને ગમે તે ભોગે સત્યની તસ્લીમ કરવી—સર ઝુકાવવું—નમસ્કાર કરવો કે અનુણ કરવું થાય છે.** છતાં તમારી ઇચ્છા છે તો આપણે આજેજ તેને આપણાં અને આપણાં કુટુંબનાં નામોની ઓળખાણ કરાવીશું.'

પછી વખત થયો એટલે જેલર તે બાળકો પાસે આવ્યો,

અને જવની સુકી બે રોટલીઓ અને એક પાણીનો કૂંજો તેઓની પાસે રાખી આપ્યાં.

મ્હોટા ભાઇ મોહમ્મદે તે જેલરને નમ્રતાથી પૂછ્યું, 'અય શેખ, તમે મોહમ્મદ મુસ્તુફા સ૦ને તો જરૂર ઓળખતા જ હશો.' તેણે જવાબ આપ્યો. 'કેમ નહિ! તેઓ તો મ્હાન પેગમ્બર અને દોજહાન—બન્ને લોકના સરદાર છે.'

'ત્યારે તમે હઝરત અલીનેય જરૂર ઓળખતા હશો?' મ્હોટા ભાઇએ પૂછ્યું.

'અરે! તેમને કેમ ન ઓળખું? તે તો મારા ઇમામ અને પેશવા—સરદાર છે.' જેલરે જવાબ વાળ્યો.

'ઠીક, ત્યારે તો તમે મુસ્લિમ બિન અકીલને પણ બરાબર જાણતા હશો.' મ્હોટા ભાઇએ કહ્યું.

'હા, જાણું છું. તેઓ હઝરત અલીના ભાઇના દીકરા થતા હતા. તેઓ બિચારા અત્રે ઇમામ હુસેન અ૦ના નાએબ થઇને આવેલ; અને હજારો કુફીઓએ બયઅત કરેલ; પણ પાછા તેઓથી તમામ ફરી ગયા; અને અંતે કેટલાંક દુઃખોની સાથે તેમને શહીદ કર્યા. જો તેમને જેલ આપવામાં આવી હતે તો હું કોઇ પણ રીતે મુક્ત કરતે. પણ એ બુઝુર્ગવારોનાં નામો સાથે તારે શું કામ છે?' જવાબ આપી જેલરે સામો પ્રશ્ન કર્યો.

આ જવાબ ઉપરથી બન્ને ભાઇઓને એ તો ખાત્રી થઇ કે તે અમારાં કુટુંબને જાણનાર, માનનાર અને દિલથી

ચાહનાર પણ છે. તેથી આગળ કરતાં વધારે હિમ્મતથી મ્હોટા ભાઈએ કહ્યું.

'અય શેખ, ત્યારે અમે મુસ્લિમ મઝ્લૂમના અનાથ ફરઝન્દો છીએ. અમારા ઉપર કાંઈક રહેમ લાવો.' આટલું કહેતાં આંખોમાંથી આંસુ વ્હેવાં લાગ્યાં. તે જોઈ ન્હાના ભાઈને પણ રોવું આવ્યું.

મશકુર જેલરે તો તે સાંભળી બન્ને બાળકોના પગો પર પોતાનું માથું રાખી આપ્યું, અને પોતે વાપરેલી નિર્દયતા માટે માફી માગવા લાગ્યો.

પછી તેઓ બન્નેને તે છૂપા રસ્તાથી પોતાને ઘરે લઈ ગયો, અને હજામત કરાવી નવરાવી સારૂં સારૂં ખવરાવી આરામથી સુવરાવ્યા.

જ્યારે થોડી રાત બાકી રહી ત્યારે તેણે તેઓ બન્નેને જગાડયા, અને કૂફા બાહેર કાદસીયાહના રસ્તા પર લઈ જઈ તેઓને એક વીંટી આપી કહ્યું.

'સાહેબઝાદાઓ, આ સીધો રસ્તો કાદસીયાહનો છે, અને ત્યાં મારો એક ભાઈ રહે છે. તેની પાસે જઈ આ વીંટી મારી નીશાની તરીકે તેને આપજો કે જેથી તમોને તે કોઈપણ સારા સથવારા સાથે મદીના પહોંચાડી આપશે.'

આ સાંભળી બન્ને બાળકો કાદસીયાહના રસ્તા પર રવાના થયાં: અને મજકુર જેલર તેઓ બન્ને સહી સલામત મદીના પહોંચી જાય એવી ખુદા પાસે દોઆ માગતો ઘરે

ગયો.

સવાર થઇ તો ઓબયદુલ્લાહ ઝિયાદને છૂપા જાસુસો મારફત ખબર મળ્યા કે: 'મશકુર જેલરે મુસ્લિમના બન્ને બાળકોને ક્યાંઈ કાઢી મૂકયા.'

તર્ત જ જેલરને બોલાવ્યો અને પૂછ્યું. 'મારા બન્ને બાળક કેદીઓ ક્યાં ગયા?' જેલરે હિમ્મતથી જવાબ આપ્યો. 'તેઓને મેં મુકત કર્યા.'

'શું તું મારાથી પણ ન ડર્યો?' ઓબયદુલ્લાહે ગુસ્સા-થી કહ્યું.

**'જે અલ્લાહુથી ડરે છે તે કોઇપણ ઇન્સાનથી નથી** ડરતો.' જેલરે હિમ્મતથી જવાબ આપ્યો.

આ સાંભળતાં જ ઓબયદુલ્લાહનાં શરીરમાં ગુસ્સાની અગ્ની ઉત્પન્ન થઈ અને હુકમ આપ્યો.

'છે કોઇ? કે આ નાસમજ—નાલાયકને તેની સજાએ પહોંચાડે.'

જ્યારે અત્યાચારી હુકમો કરનાર હાકિમથી દુનિયા ખાલી નથી રહી ત્યારે ધનની લાલચથી તેના હુકમોનું પાલન કરનાર પાપીઓથી દુનિયા ક્યાં ખાલી છે?

હાકિમનો હુકમ સાંભળતાં જ એક ઝાલિમ જલ્લાદ હાથમાં ચાબુક લઇ ઊભો થયો અને કહ્યું: 'હજુરના હુકમા-નુસાર વર્તવાને સેવક તૈયાર છે.'

હુકમ આપ્યો. 'આનાં શરીરપરથી લુગડાં ઉતારી પાં-

ચસો ચાબુક લગાવ.'

શેતાનના હુકમ પ્રમાણે શેતાનના સેવકને વર્તવું તેમાં વારજ શું? હુકમ થતાંજ લુગડાં ઉતારવામાં આવ્યાં, અને ચાબુક મારવા શરૂ કર્યા.

પહેલે ચાબુકે મશકુરે કહ્યું. 'બિસ્મિલ્લાહ.' એટલે શરૂ કરૂં છું ખુદાનાં નામ સાથે. બીજે ચાબુકે બોલ્યો. 'અલ્લાહો અકબર.' એટલે ખુદા મ્હોટો છે. ત્રીજે ચાબુકે યાચના કરી. 'ખુદાવન્દા. હું તારા રસૂલનાં કુટુંબી નિર્દોષ બાળકો માટે માર્યો જાઉં છું તું મને સબર દેજે, અને મારા આત્માને તારા વ્હાલા બંદાના પવિત્ર આત્માઓનો સંગાત કરજે.'

પછી તો એકપછીએક ચાબુક પડવા લાગ્યા, અને દરેક ચાબુક શરીરપરની ચાંમડી લઇનેજ ઉખડતો હતો. તે એટલે સુધી કે તેનું આખું શરીર લોહીલુહાણ થઇ ગયું અને તેને તર્ષ લાગી. તેણે આંખો ઉઘાડી પાણી માંગ્યું. પણ કોઇએ પાણી ન આપ્યું. તેણે તુરત આંખોને બંધ કરી લીધી. અને તેનો આત્મા શરીરમાંથી છૂટો થયો.

પછી ઓબયદુલ્લાહ ઝિયાદે શહેરમાં ઢંઢેરો કરાવ્યો કે: 'મશકુર જેલરે બાગી—બંડખોર મુસ્લિમના બે બાળકોને જેલમાંથી કાઢી મૂકયા છે. તેઓને જે કોઇ ગોતી પકડી લાવશે, તેને એટલું ઇનામ આપવામાં આવશે કે તે ધનવાન થઇ જશે.'

આ ઢંઢેરાથી ઘણા ધનના ગુલામો બન્ને બાળકોને

શોધવા કૂફાની આસપાસ નીકળી પડયા.

*  *  *

તે બન્ને બાળકો કાદસીયાહના રસ્તાપર ચાલ્યા જતા હતા. પણ પાછો રસ્તો ભૂલ્યા. અને એ માર્ગે ચડયા કે જે માર્ગ કૂફા તરફ જતો હતો. તેઓ તો ડરને લીધે એકદમ આગળ વધ્યે જતા હતા.

જ્યાં સવાર થઇ અને જોયું તો એજ કૂફા અને એજ પોતે. આથી તેઓ નિરાશ થયા. પણ કોઇ આવી પકડી જવાની ધાસ્તીને લીધે તેઓ એક ઝાડની ડાળની પોલમાં એવા વિચારથી છુપાઇ ગયા કે; 'જ્યારે રાત થશે ત્યારે કોઇપણ માર્ગે ચાલ્યા જઇશું.'

બનવાકાળે જે ડાળની પોલમાં તેઓ છૂપાણા હતા, તેજ ડાળ નીચે એક પાણીનો ચશ્મો—વીરડો હતો. થોડીવાર પછી તે વીરડે પાણી ભરવા એક સ્ત્રી આવી. તેણે પાણીની અંદર બે ખુબસુરત બાળકોના ચહેરા જોયા. તે જોઇ પ્રથમ તો તેણી વિસ્મય પામી વિચારમાં પડી. થોડીવાર વિચાર કરી તેણીએ ઊંચી નજર કરી તો બે ખુબસૂરત બાળકોને ડાળની પોલમાં છૂપાએલા જોયા.

તેણીએ તેઓને પૂછ્યું કે; 'તમે કોણ છો?' તેઓએ જવાબ આપ્યો કે; 'અમે મુસ્લિમ બિન અકીલના યતીમ ફરઝંદ છીએ.'

આ સાંભળી તેણી ઘણી ખુશી થઇ અને કહ્યું કે; 'તમે

મારી સાથે ચાલો. મારી માલીકા તમારાં કુટુંબપર પ્રેમ ધરાવે છે, જેથી તમને ચાહશે અને સુખી કરશે.'

પછી તેણીએ ઝટપટ પાણી ભરી લીધું, અને બન્ને બાળકોને સાથે લઇ ઘર તરફ ચાલી.

ઘરે જઇ તેણીએ તેણીની માલીકાને કહ્યું. 'હું આપણે ત્યાં બે મહેમાન લાવી છું.'

માલીકાએ પૂછ્યું. 'કોણ છે?' તેણીએ તમામ વાત કરી. આ સાંભળી તે ઘણીજ ખુશી થઇ અને તે ખુશીનાં કારણથી તેણીએ તે લોંડી—ગુલામડીને પોતાની ગુલામીપણા-માંથી મુક્ત કરી.

પછી બન્ને બાળકોને નવરાવી સારૂંસારૂં ખવરાવી એક ખાલી ઓરડામાં બિછાના કરી સુવરાવ્યા.

જ્યારે થોડી રાત ગઇ ત્યારે તેણીનો પતિ હારિસ બિન ઉર્વાહ આવ્યો, અને દરવાજો ખખડાવ્યો. તેણીએ ઉઘાડયો. હારિસે આવી ખાવાનું માગ્યું. તેણીએ આપ્યું અને પૂછ્યું. 'આજે આખો દિવસ અને અત્યાર સુધી ક્યાં હતા?'

હારિસે—'મુસ્લિમના ફરઝન્દો કેદખાનામાંથી ભાગી ગયા છે તેની તલાશ—શોધમાં હતો. આખો દિવસ રખડી હેરાન થયો, અને ઘોડાને પણ કૂફાની ચારે તરફ જંગલોમાં દોડાવી માર્યો; પણ ક્યાંઇ ન મળ્યા.'

આ સાંભળી તેની સ્ત્રીનાં હૃદયમાં ભારે આઘાત થયો. પણ દુઃખની લાગણીને દબાવી હિમ્મતથી બોલી.

'આપણે શું? હાકિમ જાણે અને તે બાળકો જાણે. આપણો ધર્મ તો એમ કહે છે કે કોઇ પરવતનમાં દુઃખી હોય તો તેની મદદ કરી તેને વતન પહોંચાડવો; અથવા કોઈ નિર્દોષ કેદી હોય તો તેની મદદ કરી તેને કેદમાંથી મુકત કરવો. તે બિચારા બાળકો, વળી બાપ વગરના અનાથ અને પરદેશમાં આવી આફતમાં ફસાયલા, વળી આપણે જેનો કલમો પઢીએ તેજ પેગમ્બરના કુટુંબી, તેઓને કેદમાંથી છોડાવવા તો એક તરફ, પણ કોઇએ છોડી મુકત કર્યાં; તેઓને ધનની લાલચે ઝુલ્મી હાકિમ પાસે પકડી લઇ જવા કે તે આગળ કરતાં પણ વધારે સખ્ત સજા કરે! બળ્યું એવું ધન. કાલે કયામતમાં ખુદા અને ખુદાના રસૂલ સ૦ પાસે શું મોઢું લઇ જઇએ? દુનિયાની ટુંકી જીંદગીનાં વિનાશી સુખ માટે આખેરત—પરલોકની અમર જીંદગીનું અવિનાશી સુખ શામાટે ગુમાવવું જોઇએ! આપણે એવા મ્હા પાપી બની બિચારા દુઃખીઓનાં દિલોને દુભાવી તેઓનાં બળતાં હૃદયનાં સખ્ત શ્રાપના ચાહક શું કરવા થવું જોઇએ?' આટલું કહેતાં તેણીની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં.

હારિસ ગુસ્સાથી બરાડયો. 'અરે! ધર્મને અને મને શું લાગે કે વળગે? પાપ અને પુણ્ય એ તો ખાલી વ્હેમો છે. ગમે તે માર્ગે ધન મેળવવું એજ મારૂં ઈમાન અને એજ મારૂં યકીન—શ્રધ્ધા છે. મને જો કોઈ કાબા તોડવા બદલ પૈસા આપે તો હું તેને તોડવા તૈયાર છું. મને પેગમ્બર અથવા ઇમામને કતલ માટે પૈસા મળના હોય તો તેને પણ

હું ન ચૂકું.' આટલો બકવાટ કરતા તે જમી રહ્યો અને થાકયો પાકયો પથારીપર જઇ પડયો.

તેની સ્ત્રીને કયાંઇ સુખ ન હતું. ઘડી ઘડી રોતી હતી અને ખુદા પાસે યાચના કરતી હતી કે; 'મારી લાજને રાખજે. મેં તે બિચારાઓને મારે ઘરે આશ્રો આપ્યો, અને તેઓ પાછા મારે ઘરેથી જ પકડાઇ આપત્તિમાં આવી પડે તેમ ન થવા દેજે.'

હારિસની સ્ત્રી તો રોઇરોઇ આવીરીતે યાચના કરવામાં પડી હતી. એટલામાં બન્ને બાળકોમાંથી મ્હોટા કે જેમનું નામ મોહમ્મદ હતું તે જાગી ઉઠ્યા; અને પોતાના ન્હાના ભાઇ ઇબ્રાહીમને જગાડી કહેવા લાગ્યા કે; 'અય ભાઇ ઉઠો-ઉઠો કે આપણું મોત નજીક આવ્યું.' ન્હાના ભાઇએ જાગી પૂછ્યું. 'તમને કેમ ખબર પડી ?'

મ્હોટા ભાઇ—'હમણાં મને સ્વપ્નું આવ્યું કે જનાબે રસૂલે ખુદા સ૦, દાદા અલી અ૦, કાકા હસન અ૦ અને પિતાજી આપણા પાસે આવ્યા છે. જનાબે રસૂલે ખુદા સ૦મે પિતાજીને પૂછ્યું કે; 'અય મુસ્લિમ, તમે તમારા ફરઝન્દોને દુસ્મનોમાં એકલા મૂકી આવ્યા ?' બાપાએ જવાબ આપ્યો કે; 'તેએ પણ આજે રાતના આપણા સાથે જ હશે.'

'અય ભાઇ, આ ઉપરથી એમ સમજાય છે કે આપણું મોત હવે નજીક આવ્યું.'

ન્હાના ભાઇએ—'ખુદાની કસમ મેં પણ એવીજ રીતે સ્વપ્નું જોયું છે કે જેવી રીતે તમે હમણાં વાત કરી.'

આવી રીતે બન્નેએ એકજ વખતે અને એકજ રીતનું નિદ્રામણું સ્વપ્નું જોવાથી બન્ને ધ્રુજવા લાગ્યા, અને એકબીજાનાં ગળામાં હાથ નાખી મોટા સાદે રોવા માંડયા.

તેઓના રોવાના આવાજથી હારિસ નિર્દય જાગી ઉઠયો, અને તેની સ્ત્રીને કહેવા લાગ્યો કે; 'આ આપણા બાજુના ખાલી ઓરડામાં રોવાના આવાજ શાનો ?!' તેની સ્ત્રીએ સાંભળવા છતાં કાંઇપણ જવાબ ન આપ્યો.

આથી તે ઊભો થયો અને હાથમાં બત્તી લઇ ઓરડો ઉઘાડી તેની અંદર ગયો. બે બાળકોને એકબીજાનાં ગળામાં હાથ નાખી રોતા જોઇ પૂછ્યું. 'તમે કોણ ?' તેઓએ જવાબ આપ્યો. 'અમે મુસ્લિમ મઝલૂમના અનાથ બાળકો.'

આ સાંભળતાંજ તેણે બન્નેને એકેક તમાચો લગાવી દીધો અને કહ્યું. 'તમારે માટે હું આજે આખો દિવસ હેરાન થયો, અને તમે તો મારાં ઘરની અંદર સંતાઇ બેઠા છો !' આટલું કહેતાં તેણે બન્નેના વાળો પકડયા. અને ખેંચતો ખેંચતો ઓરડા બાહેર લાવ્યો. બન્નેને એક થાંભલી સાથે બાંધી પોતે આરામથી સૂતો. તેની સ્ત્રીએ તેઓને દુઃખ ન દેવા ઘણું સમજાવ્યું, પણ તે વ્યર્થ થયું.

જ્યારે સવાર થઇ ત્યારે તે ઉઠયો, અને બન્ને બાળકોને લઇ ચાલ્યો. તેની સ્ત્રીએ પૂછ્યું. 'અય પાપી, તેઓને ક્યાં લઇ જાએ છે ?' તેણે કહ્યું, 'કતલ કરવા.'

તેણી—'તેઓને કતલ કરવાથી શું લાભ થવાનો ?'

તે—'તેઓનાં માથાં ઓબયદુલ્લાહ ઝિયાદને ભેટ કરી ઇનામ મેળવીશ!'

તેણી—'જ્યારે ઈનામ મેળવવા તેઓ બિચારા નિર્દોષને નાહક કતલ કરે છે! ત્યારે તે કરતાં તો મને ગુલામડી બનાવી બન્દરમાં લઇ જઇ વેચ કે તેથી પણ તમે ઘણા પૈસા આવશે.'

તે—'તે કરતાં મને આ વ્હેપારમાં વધારે લાભ મળશે!'

તેણી—'હું જીવતી છું ત્યાં સુધી મારા મ્હેમાનને તને કતલ કરવા નહિ લઇ જવા દઉં.' એમ કહી તેણીએ બન્ને બાળકોને પકડી લીધા. તે પાપીએ તેણીને એક તલ્વાર લગાવી કે જેથી તે ઝખ્મી થઇ જમીન ઉપર પડી, અને તે બન્ને બાળકોને ખેંચતો આગળ લઇ ચાલ્યો.

ફુરાત નદીના કાંઠાપર આવી તે બાળકોને ઊભા રાખ્યા અને તેણે પોતાના ગુલામ ખલીજને કહ્યું કે; 'લે આ તલ્વાર અને આએ બન્નેને કતલ કર.'

ખલીજ—'તે મારાથી નહિ બને.'

હારિસ—'કારણ! શું તું મારો ગુલામ છતાં મારો હુકમ નહિ માન?'

ખલીજ—'તારા જેવા પાપીના હુકમને માની ખુદાના હુકમનું અપમાન કરવા હું નથી માગતો.'

હારિસ—'તો હું પ્રથમ તનેજ મારીશ.'

ખલીજ—'મારામાં પણ કાંઇ બહાદુરી છે તે તને હું બતાવી આપીશ.'

આ સાંભળી હારિસ ગુસ્સે થયો અને ખલીજને પકડી પછાડયો. ખલીજ ચાહતો હતો કે ઊભો થઇ હારિસને તેને ઠેકાણે પહોંચાડે: પણ હારિસે તેને ઊભો થવાની ફુરસત ન આપતાં એક તલ્વાર લગાવી કે જેથી તેનું માથું કપાઇ ભોંયપર પડયું.

એટલામાં હારિસનો જવાન છોકરો આવ્યો. તેણે તેના છોકરાને કહ્યું કે: 'આ બન્ને બાળકોને કતલ કર.' તેણે પૂછ્યું કે; 'તેઓ કોણ છે?' હારિસે કહ્યું. 'તેઓ આપણા અમીરના દુશ્મનના છોકરા છે.'

તે હાથમાં તલ્વાર લઇ બન્ને બાળકો કને ગયો. બાળકોએ કહ્યું. 'અય જવાન, તું અમારાપર તો નહિ; પણ તારી આ જવાનીપર તો દયા કર.'

આ પ્રેમી શબ્દો તેનાં જીગરમાં ખૂચ્યાં. તેણે પૂછ્યું કે: 'તમે કોના ફરઝન્દો?'

તેઓએ જવાબ આપ્યો. 'મુસ્લિમ બિન અકીલના.'

આ સાંભળી તે તેના બાપ પાસે ગયો અને કહેવા લાગ્યો. 'ખબરદાર, આ બાળકોને હું કતલ કરવાનો તો નથી; પણ કતલ કરવા દેનાર પણ નથી.'

હારિસે—'તું મને અટકાવનાર કોણ? જેઓને કતલ કરી ઇનામ મેળવવાની લાલચે; તારી માને ઝખમી કરી, ખ-

લીજ ગુલામને માર્યો, હવે વળી તું તેઓને બચાવવા આવ્યો છે ! તને તેઓ ઉપર દયા આવતી હોય તો અહીંથી ચાલ્યો જા.'

'હરગિઝ નહિ: હું તેઓને બચાવીને જ જવાનો. અને કાં તેઓ માટે તમારે હાથે મરવાનો.' હારિસના છોકરાએ કહ્યું.

'લે ત્યારે: બચાવ તેઓને.' એમ કહેતાં જ હારિસે એક તલ્વાર તેના છોકરાને મારી કે તેથી તે જમીનપર પડયો અને મરણ પામ્યો.

પછી તે બન્ને બાળકો તરફ એકદમ ધસ્યો, અને તેઓને મારવા માટે તલ્વાર ઉપાડી. તેઓ બન્નેએ કહ્યું. 'જરા સબર કર અને અમારી માગણીને સાંભળી લે.'

હારિસે—'કોઇ પણ રીતે તમારો બચાવ થઇ શકવાનો જ નથી; તે સિવાય તમારી શું માગણી છે ?'

બાળકો—'તે તારી મરજી. પણ અમારી પહેલી તો માગણી એ છે કે અમે તારા મહેમાન છીએ; વળી બાળવયના દુઃખી અનાથ મુસાફર છીએ. માટે અમારી મહેમાનીની ખાતર અમારી ન્હાની વયપર દયા લાવી અમને મૂકી આપ તો અમે ગમે ત્યાં ચાલ્યા જઇએ.'

હારિસ—'એવો હું મૂર્ખો નથી કે જે ઇનામ માટે મારી સ્ત્રીને ઝખ્મી કરી; મારા ગુલામને માર્યો; મારા જવાન છોકરાને પણ કતલ કર્યો; અને હવે વળી પાછો હું તમને

મુક્ત કરી, મારાં તે ઈનામને જવા દઉં ! વળી મારાં દિલમાં દયા તો છે જ નહિ કે તમારાપર દયા કરૂં.'

બાળકો—'ત્યારે તું અમને ગુલામોની બજારમાં વેચી નાખ અથવા અમને જીવતાજ ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે લઈ ચાલ. પણ અમને મારી અમારાં ખૂને નાહકનો ભાર તું તારી ગરદનપર શામાટે લીએ છે ?'

હારિસ—'તેપણ બનશે નહિ; કારણ કે તેમ કરવાથી રસ્તામાં કોઇને તમારા પર દયા આવે, અને તમને મારા પાસેથી છોડાવી લીયે.'

બન્ને બાળકોએ જોયું કે અમારી ગમે તેવીઆજીજી અને લાચારી છતાં હારિસનાં શુષ્ક હૃદયમાં દયાનો ઝરો વહે તેમ નથી જ. તેથી તેઓએ હારિસ પાસે છેલ્લી માગણી કરી કે; 'અય હારિસ, તું અમને એટલી ફુરસત આપ કે અમે છેલ્લે વખતે બે રકાત નમાઝ પઢી લઇએ.'

હારિસે—'ભલે; હું જોઉં તો ખરો કે તમારી નમાઝ તમને શું ફાયદો પહોંચાડે છે ?'

તેઓ બન્ને ફુરાત નદીને કિનારે ગયા અને વઝુ કરી —કુર્આનમાં લખેલ રીત મુજબ હાથ મોઢું ધોઇ—નમાઝ પડવા માંડયા.

નમાઝ પડી રહ્યા પછી તેઓ બન્નેએ પોતાના નાજુક હાથો આસમાન તરફ ઊંચા કર્યા; અને નિર્મળ હૃદયથી કહેવા લાગ્યા. 'યા અદલો યા હકીમો ઉલકુમ બયનના વ

બયનહુ બિલ્હક.' એટલે અય ઇન્સાફી હાકિમ, તું અમારી અને આએ પાપીની વચ્ચે ઇન્સાફથી હુકમ ફરમાવ.

એટલામાં હારિસની તલ્વાર ઊંચી થઇ. મ્હોટા ભાઇ કહે પ્રથમ મને માર અને ન્હાના ભાઇ કહે પહેલા મને માર.

હારિસ મ્હોટા ભાઇને મારવા જતો હતો તો ન્હાના ભાઇ આડા હાથ આપતા હતા; અને જો ન્હાના ભાઇને મારવા જતો હતો તો મ્હોટા ભાઇ હાથ લાંબા કરી બચાવી લેતા હતા.

એટલામાં એકાએક મ્હોટા ભાઇ મોહમ્મદનાં ગળાપર તલ્વાર પડી, અને તેનું માથું જુદું થઇ જમીનપર પડ્યું. ન્હાના ભાઈએ તુર્તજ તે માથું લઇ લીધું અને પોતાની છાતી સાથે ચાંપી કહ્યું. 'ભાઇ, ઉતાવળ ન કરો; હું પણ તમારી પછવાડે જ આવું છું.' એટલામાં હારિસે ન્હાના ભાઇ ઇબ્રાહીમ પાસેથી મ્હોટા ભાઇનું માથું છીનવી લીધું અને તેને પણ એક તલ્વાર લગાવી કે જેથી તેનું પણ માથું જુદું થઇ જમીનપર જઈ પડ્યું.

તેણે બન્નેની લાશોને પાણીમાં ફેંકી આપી, અને સરોને તોબ્રામાં છૂપાવી ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે લઇ જવા રવાના થયો.

* * *

આજ પણ તેઓ બન્ને જે જગ્યાએ કતલ થયા હતા તે જગ્યાએ બે નાજુક રોઝા—કૂબા ઊભા છે. અને તે કૂબા-

ઓ ઉપર એવી ગરીબી અને મઝલૂમી—નિર્દોષતા છાઇ રહી છે કે જેઓ તે કૂબાઓનાં દર્શનાર્થે જાય છે તેઓની નજર તે કૂબાઓ ઉપર પડતાંજ તેઓની ચક્ષુઓમાંથી આંસુઓની ધારા વ્હેવા લાગે છે. તે દુઃખદાયક કર્પિણ બનાવ હીજરી સન ૬૦ અથવા ૬૧ના જીલહજ માસની ૨૨મી તારીખના બન્યો હતો.



# બાળહત્યાનો બદલો.

—•⇝ ✻ ⇝•—

હારિસ બિન ઉર્વાહ બન્ને બાળકોના સરોને લઇને ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે ગયો, અને તે સરોને તેના સામે રાખી આપ્યાં.

ઓબયદુલ્લાહ ઝિયાદ તે કોમળ મોઢાંનાં નાજુક સરોને જોઇને એકએક ઊભો થઇ બેસી ગયો અને પૂછ્યું. 'અય હારિસ, આ કોણના સરોને તું લાવ્યો છે?'

હારિસે જવાબ આપ્યો કે; 'અય અમીર, આપ ઓળખો છો છતાં મને શામાટે પૂછો છો?'

ઓબયદુલ્લાહે કહ્યું. હું નથી ઓળખતો; મને જલદી જવાબ આપ કે આ કોણનાં દિલનાં મેવા અને આંખોનાં નૂરને ઝુંટી આવ્યો છે?'

હારિસ—'તેઓ હજુરના દુશ્મન મુસ્લિમ બિન અકીલના ફરઝન્દોનાં સર છે.'

ઓબયદુલ્લાહ—'લાઅનત થાય તારા ઉપર; મેં ક્યારે એવો હુકમ કાઢયો હતો કે તેઓને કતલ કરી તેઓનાં સરોને મારા પાસે લાવવાં? મેં તો તેઓને પકડી લાવવાનો હુકમ બાહેર પડયો હતો.

'અય હારિસ, તને આવાં કોમળ મોઢાંના ખુબસૂરત બાળકોને કત્લ કરતાં જરાપણ દયા ન આવી?' આટલું કહેતાં ઓબયદુલ્લાહ જેવા પાષાણ હૃદયના પાપી પુરૂષની આંખોમાંથી પણ દડદડ આંસુ ખરી પડયાં.

હારિસ—'એ તમામ મેં આપની ખુશીને માટે કબૂલ કર્યું.'

ઓબયદુલ્લાહ—'પણ મેં કયારે તને એવો હુકમ કર્યો હતો કે તેઓને કતલ કરી તેઓનાં સરોને મારા પાસે લઇ આવ. તેઓને મારા પાસે તું જીવતા શામાટે ન પકડી લાવ્યો? તેઓને કેદ કરવાના સમાચાર યઝીદને હું મોકલી ચૂકયો છું. તેના જવાબમાં તેનો હુકમ કદાચ તેઓને જીવતાજ મોકલી દેવાનો આવે તો પછી મારે શું જવાબ આપવો?'

હારિસ—'શહેરના માણસો મારા પાસેથી તે બાળકોને છીનવી લીયે, અને તેથી મારૂં ઇનામ ચાલ્યું જાય; માટે જ તેઓને હું આપના પાસે જીવતા પકડી ન લાવ્યો.'

ઓબયદુલ્લાહ—'મને કહેવરાવ્યું હતે તો હું માણસો મોકલી બન્ને બાળકોને મંગાવી લેતે.'

આનો જવાબ હારિસ કાંઇ ન આપી શક્યો. તેથી પાછો ઓબયદુલ્લાહ જિયાદેજ સવાલ કર્યો.

'અય હારિસ, તેં કોમળ બાળકોને કતલ કરતી વખતે તેઓએ તારા પાસે જરૂર આજીજી કરી હશે. તો એ તો કહે કે તેઓ તને આજીજીમાં શું કહેતા હતા?'

હારિસ—'તેઓએ પ્રથમ તો પોતાની ન્હાની વયપર દયા લાવી મુક્ત કરવા મને કહ્યું. આપના પાસેથી ઇનામ લેવાના લોભે મેં ના કહી. પછી તેઓએ પોતાને ગુલામ બનાવી વેચવા અથવા આપના પાસે જીવતા લઇ આવવા માગણી કરી. પણ રસ્તામાંથી કોઇ છુટવી લીએ એવી બીકથી તેઓની તે બન્ને માગણીમાંથી એક માગણીને મેં કબૂલ ન કરી. તેથી તેઓએ લાચાર થઇ બે રકાત નમાઝ પડવાની ફુરસત આપવા અરજ કરી. તે મેં કબૂલ કરી. પણ તેઓએ નમાઝ પડી પોતાના નાજુક હાથોને આસ્માન સામે એવી રીતે ઊંચા કર્યા, અને એવી ઢબે દોઆ માગી કે જો તેઓએ મારા માટે બદ્દોઆ કરી હતે તો હું તો ત્યાંને ત્યાંજ બળી ભસ્મ થઇ જતે તેમાં તો નવાઇ જ નહિ; પણ તેઓના બીજા જે જે દુશ્મનો જે જે ઠેકાણે હતે તેઓ પણ તમામ બળીને ખાક થઇ જતે.'

ઓબયદુલ્લાહ—'આટલું છતાં પણ તને રહેમ ન છૂટી?'

હારિસ—'આપનાં ઇનામી ઢંઢેરાએ મારાં હૃદયને એવું શુષ્ક બનાવી આપ્યું કે તેથી મને મારી સ્ત્રી પ્રત્યે, મારા વફાદાર ગુલામ પ્રત્યે અને મારા જવાન છોકરા પ્રત્યે પણ

જ્યારે દયા ન છૂટી; ત્યારે એવા અન્યના બાળકો પ્રત્યે દયા ન આવે તેમાં નવાઇ શું ?'

ઓબયદુલ્લાહ—'તેઓનું વળી શું થયું ?'

હારિસ—'મારી સ્ત્રી મારાં આ ઘાતકી કામ વચ્ચે આડી આવતી હતી તેથી તેને ઝખ્મી કરી: અને મારો ગુલામ અને છોકરો મને આ કામથી અટકાવતા હતા તેથી તે બન્નેને તો મેં ઠાર કર્યા! હવે મારાં આ કામનાં બદલામાં મને જે ઇનામ આપવું હોય તે આપી દ્યો. મેં તો આ કામને માટે મારૂં ઘર ઉજડ કર્યું.'

ઓબયદુલ્લાહ જેવા વજ્ર જીગરના માણસને પણ હારિસની તે વાતો સાંભળી કમ્પારી છૂટી, અને વિચાર કરવા લાગ્યો કે: 'કોઇ કોઇ માણસમાં કેટલે દરજ્જે રાક્ષસી હૃદય રહેલું છે કે મારા જેવા સંપતિ અને સત્તાની લાલચે અન્યનો સંહાર કરે કે કરાવે એ તો ઠીક: પણ એજ લાલચે પોતાના સ્ત્રી અને છોકરાનો સ્વહસ્તે સંહાર કરે છે!' એમ વિચારી વળી હારિસને પ્રશ્ન કર્યો.

'એ તો ઠીક: પણ તે કોમળ બાળકોએ પોતાના નાજુક હાથોને આસ્માન સામે ઉંચા કરી, તારે માટે જ્યારે બદદોઆ નહોતી માગી, ત્યારે તેઓએ શું યાચના કરી હતી?'

'યા અદલો યા હકીમો ઉહકુમ બયનના વ બયનહુ બિલ્હક્ક. જ્યાં આટલું કહ્યું ત્યાં તો મારી તલ્વાર ઉપડી. અને પછી તો તેઓ એક બીજાને બચાવવામાં પડયા. પણ શું તેઓનો પ્રેમ! હું તેઓને મારવા માટે તલ્વાર ઉંચી

કરતો હતો અને તેઓ એક બીજાને બચાવવા એક બીજાની ઉપર પડી મોતથી નિર્ભય થઇ મ્હોટો કહેતો પ્રથમ મને માર અને ન્હાનો કહેતો પહેલા મને માર. એટલામાં મારી તીવ્ર તલ્વાર મ્હોટાની ગરદન પર પડી અને પછી ન્હાનાની ગરદન પર પડી. બન્નેનાં માથાં તોબરામાં નાખ્યાં. અને ધડને નદીમાં ફેંક્યાં. પણ અહા! શું તેઓનો આપસમાં અપૂર્વ પ્રેમ! બન્ને ધડો આપસમાં ગળે મળી પાણીમાં ડૂબી ગયાં!'

હારિસથી ઉક્ત હકીકત સાંભળી તે બાળકો પ્રત્યે લાગણીથી ઓબયદુલ્લાહનું હૃદય ઉભરાઇ આવ્યું અને તેથી ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

'સાચેજ સત્યના સેવકોનાં સંતાનો એવાંજ હોય છે. અય હારિસ, તે નિર્મળ દિલના નિર્બળ બાળકોની યાચના અલ્લાહના દરબારમાં સ્વીકારાઇ ગઇ.' એમ કહી મકાતિલ નામના શખ્સને કે જે પેગમ્બર સાહેબનાં કુટુમ્બીઓ સાથે પ્રેમ ધરાવતો હતો અને તે ઓબયદુલ્લાહ ઝિયાદ પણ જાણતો હતો. પણ તે સારા સ્વભાવ અને સારી વર્તણુંકનો હોવાથી ઓબયદુલ્લાહને પસંદ હતો. તેને કહ્યું કે, 'અય મકાતિલ, જા; અને જે ઠેકાણે હારિસે તે નિર્દોષ બન્ને કોમળ બાળકોને કતલ કર્યાં છે, તે ઠેકાણે લઇ જઇ આ નિર્દય પાપીને પણ તેની જગ્યાએ પહોંચાડ. અને બન્ને બાળકોનાં સરોને એ ઠેકાણે નાંખ કે જે ઠેકાણે તેઓનાં ધડો નાંખવામાં આવ્યાં છે.'

આ હુકમ સાંભળી મકાતિલ ઘણોજ ખુશી થયો અને શ્રોતાઓને કહેવા લાગ્યો કે: 'મને આ કામ સોંપ્યું તેથી હું એટલો ખુશી થયો કે તેટલો ખુશી ઓબયદુલ્લાહ ઝિયાદ મને પોતાની પદવી આપે તોપણ ન થાઉં.'

પછી તેણે હારિસના હાથ તેનાં ગળામાં બંધાવ્યા, અને તેનાં માથાંપરથી પાઘડી ફેંકી આપી તેના વાળોને ખેંચતો ખેંચતો બજારમાંથી લઇ ચાલ્યો. તેણે એક હાથમાં બન્ને કોમળ બાળકોનાં નાજુક સરોને લીધાં હતાં, અને બીજા હાથથી હારિસના વાળો પકડયા હતા.

આવી રીતે તે કૂફાની બજારમાં ચાલ્યો જતો હતો અને સર્વને તે બાળકોનાં સરો બતાવી હારિસે કરેલ કર્પિણ કામની હકીકત કેહતો જતો હતો. આ સાંભળી લોકો રોતા હતા અને હારિસને ધિક્કારતા હતા. અને કોઇકોઇ તો તેને ઠોંસા, લાત, પત્થર, ઢેકું કે લાકડી મારતા હતા.

આવી રીતે તે તેને માર ખવરાવતો ખવરાવતો નદી કિનારે લઇ ગયો. ત્યાં તેણે જોયું કે એક જવાન અને એક ગુલામ કતલ થયેલા પડયા છે; અને થોડે છેટે એક ઓરત ઝખ્મી થયેલ પડી છે. તે વિષે હારિસને પૂછતાં હારિસે બનેલ બનાવ કહી સંભળાવ્યો; આથી લોકોને તેના પ્રત્યે વધારે તિરસ્કાર ઉત્પન્ન થયો.

પછી મકાતિલે જ્યારે તે નિર્દોષ બાળકોનાં ખૂને નાહકથી જમીન લાલ થયેલી જોઇ, તો રોવા લાગ્યો. ઘડીઘડી તે કોમળ બાળકોનાં સરો તરફ તાકીતાકીને જોતો હતો, અને

ઘડીઘડી તે બચ્ચાંઓનાં ખૂનથી રંગાએલ જમીન તરફ નજર કરતો હતો; અને રોતો હતો.

પછી તેણે તે બાળકોનાં સરોને નદીમાં જે ઠેકાણે તેઓનાં ધડો ફેંકવામાં આવ્યાં હતાં, તે ઠેકાણે રાખી દીધાં. તર્તજ તેણે શું ચમત્કાર જોયો કે: 'તે બન્ને ધડો પાણી ઉપર આવ્યાં અને દરેકે પોતપોતાનાં સરને પોતાનાં ધડ સાથે મેળવી એકબીજાનાં ગળાંમાં હાથ નાંખી પાછાં ડુબી ગયાં.'

પછી મકાતિલે પોતાના ગુલામને હારિસને પછાડી તેના હાથપગ કાપવા હુકમ આપ્યો. તે વખતે હારિસ આજેજી કરી કહેવા લાગ્યો. 'અય મકાતિલ, તું મને છોડી દે કે હું કયાંઇ ચાલ્યો જાઉં અને તેના બદલામાં હું તને દસ હજાર દીનાર આપું.'

આ સાંભળી મકાતિલ વિસ્મય પામી કહેવા લાગ્યો. 'અય હારિસ, પવિત્ર હૃદયથી થયેલી પ્રાર્થનાનો અસર જો: અને ખુદાના ન્યાય તરફ નજર કર. આ જ જગ્યાએ ઘડીક અગાઉ એ વખત હતો કે તારા પાસે તે બન્ને બાળકો આજેજી કરતા હતા અને અત્યારે તું મારા પાસે આજેજી કરે છે! પણ અય હારિસ, અગર તારા પાસે આખી દુનિયાનું રાજ્ય હોય, અને તને છોડી આપવાના બદલામાં તે તારૂં આખું રાજ્ય મને આપી દે; તોપણ હું તને મુકત ન કરૂં કારણ કે જેવી ખુશી તને મારી તે નિર્દોષ બાળકોનાં ખૂનનો બદલો લેવામાં મને થવાની છે તેવી ખુશી બીજાં કોઇપણ કાર્યમાં મને થશે નહિ.' એટલું કહી તેણે પોતાના ગુલામને કહ્યું. 'મારા હુકમનું જલદી પાલન કર.'

તેના ગુલામે તર્ત જ તેના હાથપગ કાપી નાંખ્યા. પછી તેને તેના દરેક અવયવેઅવયવ કાપવા કહ્યું. આથી તેણે તેના દાંતો ખેંચી કાઢયા; આંખો ઉખેડી નાંખી; નાકને કાપી નાંખ્યું અને પેટને ચીરી તેમાં પત્થરા ભરી તેને નદીમાં ફેંકી આપ્યો. પણ તે પાપીને પાણીએ ન સંઘર્યો અને બાહેર કાઢી નાંખ્યો. આથી તેને જમીનમાં ખાડો ખોદી દાટયો. પણ તેણે પણ તેને આશ્રો ન આપ્યો, અને બાહેર ઓકી કાઢયો. છેવટ તેને અગ્નીમાં બાળી તેની રાખને હવામાં ઉડાડી આપી.

પછી તેના જવાન દીકરાને અને ગુલામને ભૂમિ ક્રિયા કરી; અને તેની સ્ત્રીને મલમપટી કરી તેણીને ઘરે લઇ ગયા. પછી મકાતિલ તેના ગુલામ સાથે 'બાળહત્યાનો બદલો' લીધાથી ખુશી થતો થતો ઘરે ગયો.

# દોસ્તીમાં દેહાંત દંડ.

કૂફામાં રશીદ હિજરી કરીને એક માનવંત શખસ રહેતા હતા. તેઓ હઝરત અલી અ૦ની દોસ્તીથી છલોછલ ભરેલા હતા. તેઓનું મુખ્ય કાર્ય એજ હતું કે હઝરત અલી અ૦નાં વખાણ કરવાં અને તેમના તરફ લોકોનાં દિલોને ખેંચવાં.

આ તેમનું કાર્ય તેમણે ઓબયદુલ્લાહ ઝિયાદની કુફામાં હાજરી થવા છતાં ચાલુ જ રાખ્યું. ક્રમેક્રમે તે ખબર ઓબયદુલ્લાહ ઝિયાદને કાને પણ પડવા પામી. આથી તેણે તેમને બોલાવ્યા અને પૂછ્યું.

'અય રશીદ, તારા જુદા ઇમામે—હઝરત અલી અ૦મે તેને તારા વિષે શું ભવિષ્યવાણી કહી છે?'

રશીદે કહ્યું. 'તારાં મોઢામાં ખાક પડે. ન હું જુઠો છું; ન મારા ઇમામ જુદા છે. મને મારા ઈમામે ખબર આપેલ છે કે તું મને મારા ઇમામ પ્રત્યે ખરાબ બોલવા હુકમ કરીશ: હું ન બોલીશ, તેથી તું મારા હાથ, પગ અને જીભ કપાવીશ અને હું મરણ પામીશ.'

ઓબયદુલ્લાહે કહ્યું. 'તેમ નહિ કરૂં. પણ જો તું તારા ઇમામને બૂરૂં નહિ બોલ તો તારા હાથપગ કપાવીશ; પણ તારી જીભ નહિ કપાવું.'

રશીદ—'તારી શું સત્તા કે તું મારા ઇમામની ભવિષ્યવાણી વિરૂધ્ધ વર્તિ શકે? હું હરગિઝ મારા ઇમામને બદ બોલવાનો નથી જ.'

ઓબયદુલ્લાહે હુકમ આપ્યો કે; 'તેના હાથ પગ કાપી તેને તેનાં ઘરે રાખી આવો.'

તેના હુકમ મુજબ તેમને તેમનાં ઘરે રાખી આવ્યા. પણ તેમને જોવા માટે દરરોજ લોકોનાં ટોળેટોળાં આવતાં હતાં. તેથી તેઓ જોવા આવનાં લોકોનાં ટોળાંને આખો દિવસ

હઝરત અલી અ૦નાં વખાણુ સંભળાવતા હતા અને તેમના દુશ્મનો પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન કરતા હતા.

જાસૂસોએ જઇ તે ખબર ઓબયદુલ્લાહ ઝિયાદને પહોંચાડી, અને એ પણ કહી આપ્યું કે: 'અગર જો આવીરીતે થોડા દિવસ ચાલ્યું તો આપના સામે બળવો જાગશે.'

ઓબયદુલ્લાહે હુકમ આપ્યો કે: 'તેના ઇમામે ખરી ખબર આપી છે: જાઓ તેની જીભ પણ કાપી નાંખો.'

આ હુકમથી રશીદ હિજરીની જીભ પણ કાપી નાંખવામાં આવી, અને તેઓ તેજ દિવસે એટલે હીજરી સન ૬૦ના ઝીલ્હજ મહીનાની ૨૭મી તારીખે હઝરત અલી અ૦ની દોસ્તીમાં દેહાંત દંડની શિક્ષાના ભોગી થયા.

# સત્યવાદીને સૂળીની સજા.



મયસમે તમ્માર કરીને સત્યવાદીઓમાંથી એક સત્યવાદી કૂફામાં રહેતા હતા. તેઓ પણ હઝરત અલી અ૦ના ખાસ દોસ્ત અને શાગિર્દ—શિષ્ય પણ હતા. તેઓએ હઝરત અલી અ૦ પાસેથી અરબી ભાષાનું ઇલ્મ સારી રીતે મેળવ્યું હતું. તેથી તેઓ પોતાની આખર જીંદગીમાં અબ્દુલ્લાહ બિન અબ્બાસને પણ કેટલુંક અરબી ભાષાનું ઇલ્મ બતાવી શકતા હતા.

તેઓ અસલમાં બનીઅસદના ગુલામ હતા; અને તેઓનું અસલી નામ સાલિમ હતું. પણ હઝરત અલી અ૦મે તેમને વેચાતા લઇ ગુલામીમાંથી મુક્ત કરી તેમનુ નામ મયસમ રાખ્યું હતું.

તેમને અરબી જ્ઞાન સારૂં હોવાથી અને કુઆનના કેટલાક ગુહ્ય વિષયોને જાણવાથી તેઓ કુઆનની આયતો—શ્લોકોપરથી જનાબે ફાતેમાહ સ૦અ૦, હઝરત અલી અ૦. ઇમામ હસન અ૦ અને ઇમામ હુસેન અ૦નાં વખાણોને જાહેર કરતા હતા; અને જીંદગી પર્યન્ત તેઓએ એજ કામ કર્યું હતું.

ઓબયદુલ્લાહ ઝિયાદ કૂફે ગયા પહેલા તેઓ કૂફાથી નીકળી મદીના ઇમામ હુસેન અ૦ના દર્શનાર્થે ગયા હતા; પણ ઇમામ હુસેન અ૦મે મદીનાથી મક્કા હિજરત કરી હોવાથી તેમને તેઓ મળી શકયા નહિ. પણ ઇમામ હુસેન અ૦નાં નાનીમા જનાબે ઉમ્મે સલમાએ તેમનો સારો સત્કાર કર્યો. તેઓએ પોતાની દાસી પાસે મયસમની દાઢીના વાળો અત્તરથી મોઅત્તર—સુગંધી કરાવ્યા* આથી મયસમે કહ્યું કે; 'આજે તો આપે મારી દાઢીના વાળોને સુગંધી કરાવ્યા છે, પણ એ પણ નજીક સમય આવે છે કે પવિત્ર પુરૂષોના પ્રેમમાં મારી દાઢીના વાળો મારાં રકતથી રંગીન થશે.'

---

* અરબોમાં જે અતિથિનો સારામાંસારો સત્કાર કરવો હોય, તેની દાઢીના વાળો સુગંધી કરવાનો પ્રાચિન રિવાજ છે.

'સાહિબ'

પછી તેઓ ત્યાંથી મક્કા ગયા. મક્કામાં ઇમામ હુસેન અ૦ની ઝિયારત અને હજ કરી પાછા કૂફા તરફ રવાના થયા.

કૂફામાં ઓબયદુલ્લાહ બિન ઝિયાદને ખબર મળ્યા કે: 'મયસમ પણ ઇમામ હુસેન અ૦ના દોસ્તોમાંથી છે.' આથી તેણે તેમને પકડવા માટે માણસો મોકલ્યા. માણસોએ આવી જવાબ આપ્યો કે: 'તે તો હજ માટે મક્કા ગયા છે.' હુકમ આપ્યો કે: 'તેને જલદી પકડી લાવો. અગર નહિ પકડી લાવો તો તમને કતલ કરીશ.'

માણસો ગયા અને મયસમને પકડી લાવી ઓબયદુલ્લાહ ઝિયાદ સામે ઊભા કર્યા. હાજર લોકોએ કહ્યું. 'આ હઝરત અલી અ૦ના ખાસ દોસ્તોમાંથી છે.' ઓબયદુલ્લાહે કહ્યું. 'શું અલી આવા એક અજમી ઉપર પણ એટલો પ્રેમ ધરાવતા હતા?' લોકોએ જવાબ આપ્યો, 'હા.'

પછી ઓબયદુલ્લાહે કહ્યું. 'અય મયસમ; બોલ કે તારો પરવરદિગાર શું કામમાં છે?'

મયસમ—'મારો પરવરદિગાર ઝાલિમોને શિક્ષા કરવાનાં કામમાં છે; અને તે ઝાલિમોમાંથી તું પણ એક ઝાલિમ છે.'

ઓબયદુલ્લાહ—'તું એવો મ્હોટો હિંમતવાન થઇ ગયો કે મારી જેવા હાકિમને પણ ઝાલિમ કહે?! હવે જો તારે બચવું હોય તો તું અલી ઉપર લાઅનત કર.'

મયસમ—'અગર હું લાઅનત નહિ કરૂં તો તું શું કરવાનો હતો?'

ઓબયદુલ્લાહ—'ખુદાની કસમ તને હું કત્લ કરાવીશ.'

મયસમ—'તેમાં નવાઈ શું? તે તો મારા મવલા—હઝરત અલી—એ મને ખબર આપ્યા છે કે તું મને કતલ કરાવીશ.'

ઓબયદુલ્લાહ—'તારા ઈમામે તને કેવી રીતે ખબર આપ્યા છે?'

મયસમ—'મને અને બીજા નવ જણને ઉમર બિન હરીસના દરવાજે સુળી ઉપર ચડાવીશ.'

ઓબયદુલ્લાહ—'ખોટું: હું તેમ કરવાનો નથી હું તો તને કયદખાનામાં કેદ કરવાનો છું.'

મયસમ—'તેમાં કાંઈ ફેર થવાનો નથી. મારા ઈમામે મને એટલે સુધી ખબર આપેલ છે કે તું મને ચોકડું ચડાવી સુળી પાસે લઈ જવા હુકમ આપીશ; અને પછી સુળી ઉપર ખેંચાવીશ. ઈસ્લામની અંદર સત્ય બોલવા ખાતર જેઓને ચોકડાં દેવાશે. તેઓમાં પહેલો હું છું.'

પછી ઓબયદુલ્લાહ ઝિયાદે હુકમ આપ્યો કે: 'મયસમને મુખ્તારની સાથે કયદખાનાની અંદર કેદ કરો.' હુકમ થતાંજ મયસમને કેદ કરવામા આવ્યા.

કયદખાનામાં મયસમને મુખ્તારની મુલાકાત થઈ. તે વખતે મયસમે મુખ્તારને કહ્યું. 'તમે છુટશો અને ઈમામ હુસેન અ૦નાં ખૂનનો બદલો લેશો અને આ ઝાલિમ ઓબયદુલ્લાહ ઝિયાદને પણ તમેજ કતલ કરાવશો. અને હું તો થોડા દિવસમાં સુળી ઉપર ચડવાનો.'

થયું પણ એમજ. ઓબયદુલ્લાહ ઝિયાદને ખબર મળ્યા કે: 'મયસમ કેદખાનાની અંદર પણ ચુપ રહેતા નથી અને જે આવે જાય તેની પાસે બનીઉમૈયાનો જુલમ અને બનીહાશમની મઝલુમીયત—નિર્દોષતા જાહેર કરે છે.'

આથી ઓબયદુલ્લાહ ઝિયાદે હુકમ આપ્યો કે; 'મયસમનાં મોંઢામાં ચોકડું પહેરાવી ખેંચતા ખેંચતા ઉમર બિન હુરીસના દરવાજા પાસે લઈ જાઓ અને ત્યાં તેને શૂળી ઉપર ચડાવો.'

હુકમ થતાં જ તેમને ચોકડું પહેરાવી ઉમર બિન હુરીસનાં દરવાજા પાસે લાવી શૂળીપર ખેંચવામાં આવ્યા. ત્રણ દિવસ સુધી જીવતા રહ્યા. મોંઢામાં ચોકડું નાંખી મજબુત બાંધી દીધેલ હોવાથી તેઓ બિલકુલ બોલી શકતા ન હતા.

ત્રીજે દિવસે એક પાપીએ આવી કહ્યું, 'અય મયસમ હું જાણું છું કે તમે સાચું બોલવાવાળાઓમાંથી છો; અને દિવસના રોઝા અને રાતના બંદગી કરવાવાળા છો; છતાં હું તમને મારૂં છું.' એમ કહી પડખામાં એક એવો શસ્ત્રનો ઘા માર્યો કે જેથી શરીરમાંથી લોહી વહેવા લાગ્યું અને દાઢીના વાળો પણ લોહીમાં તરબોળ થયાં અને એજ જખમના કારણથી એજ દિવસે બેહિસ્તનશીન થયા.

લખેલ છે કે આ બનાવ ઇમામ હુસૈન અ૦ના કરબલામાં આવ્યા પહેલાં દસમાં દિવસે એટલે હીજરી સન ૬૦ના જીલહજ તારીખ ૨૨-૨૩ના બન્યો હતો.

તે બનાવ બનવાની પછી મયસમે ખબર આપ્યા પ્રમાણે તેજ જગ્યાએ અને તેજ સુળી ઉપર સત્ય બોલવાના કસુરપર બીજા નવ જણને સુળીએ ચડાવ્યા.

# પાપીઓ પવિત્ર પોષાકમાં.

ઇમામ હુસેન અ૦ને બોલાવવા માટે કુફાથી હઝરત મુસ્લિમ બિન અકીલનો પત્ર આવી ગયો હતો. અને તેની સાથે કુફાવાળાઓના પણ પત્ર હતા કે: 'યા ઇમામ, આપ જલદી પધારશો: કારણ કે તેમાં વધારે વિલંબ થશે તો કુફાવાળા કે જેઓ હજુ આપના તાબેદ અનુયાયીઓ છે તેઓનાં સત્ય તરફથી દિલો હટી જશે અને તેના જવાબદાર આપને ગણવામાં આવશે.'

આ કાગળોનો જવાબ ઇમામ હુસેન અ૦એ પોતાનાં એહલેબેયત સાથે જલદી રવાના થવાના ખબરનો આપી દીધો હતો અને તે કુફાવાળા વાંચી ચૂકયા હતા. તેથીજ ઓબયદુલ્લાહ ઝિયાદને ઇમામ હુસેન અ૦ના પોષાકમાં કુફાની અંદર દાખલ થવાનો રસ્તો સરળ થઇ શકયો હતો. જે વાતો આપણે આ અગાઉના વિષયોમાં વાંચી ચૂકયા છીએ.

ઇમામ હુસેન અ૦ને પોતાનાં વચનને જલદી પાલન કરવાની ઉતાવળ હતી. પણ હજનો સમય આવી જવાથી

આપે હજ પડવા માટે એહરામ બાંધ્યો—હાજીઓને પોષાક પહેર્યો.

એટલામાં આપને ખબર મળ્યા કે: 'યઝીદે બનીઉમૈયાના ત્રીસ શખ્સોને હાજીઓના પવિત્ર પોષાકમાં હજ કરવાને બહાને અહિં મોકલ્યા છે; અને તેઓને સાફ હુકમ આપેલ છે કે હુસેન ગમે તે સ્થિતિમાં હોય; જોઈએ તો તવાફ—ખાનએ કાઅબાની પ્રદક્ષિણામાં હોય, જોઈએ તો સઇમાં* હોય અને જોઈએ તો ખાનએ કાઅબામાં નમાઝ પડતા હોય, તોપણ કાંઈપણ પરવા રાખ્યા વગર કતલ કરવા !'

ઇમામ હુસેન અલ્ને યઝીદના એ ચોકખા હુકમની ખબર મળતાંજ આપે કૂફા જવા સફર કરવાનો વિચાર કર્યો. અને ખાનએ કાઅબાનો તવાફ બજાવી સફા અને મરવાહના પહાડ વચ્ચે સઇ કરી; અને હજના એહરામને ઉમરાથી બદલી ઉમરાના અઅમાલ—કામો—ફરજો બજાવી લાવ્યા. અને બીલીસ અને ઇરાક—કૂફા તરફ સફર કરવા તૈયાર થયા.



* હાજીઓને સફા અને મરવાહ નામના બન્ને પહાડોની વચ્ચે દોડવું પડે છે તેને સઇ કહેવામાં આવે છે.

'માહિબ'

# સફર માટે ચેતવણી.



ઈમામ હુસેન અને જે દિવસે સફર કરવાની હતી તેને આગલે દિવસે એટલે ઝીલહજ તારીખ ૭ના ખાનએ કાબાની અંદર આપે નીચે મુજબ ભાષણ આપ્યું.

'અય લોકો, ખુદાનો શુકર છે કે તે જે ચાહે તેજ થાય છે અને તમામ કુવ્વત અને શકિત તેના તરફથી જ છે. અને તેના રસુલ સંપર સલામ થાય કે જેમણે ઇસ્લામનો પ્રચાર કર્યો.

'અય લોકો, મોત તમામને માટે મુકરર છે. અને હું મોતને એવી રીતે ચાહું છું કે જેવી રીતે હઝરત યાઅકુબ (પેગમ્બર) હઝરત યુસુફ (પેગમ્બર)ને ચાહતા હતા. પણ એક જગ્યા મારે માટે કતલ થવાની મુકરર થઇ ચૂકી છે ત્યાં જઇ હું શહીદ થવાનો. જાણે કે હું જોઇ રહ્યો છું કે મારાં શરીરનાં કટકેકટકા થઈ રહ્યા છે; પણ અમો ખુદાના રાજીપે રાજી રહી સબર કરીએ છીએ. ખુદા તેના બદલામાં અમારો સબર કરવાવાળાઓની સંખ્યામાં શુમાર કરે; અને તેનાં કામને પુરૂં કરે (એટલે ઇસ્લામને અમર બનાવે)

'અય લોકો, હું મારી સફરની ચેતવણી આપું છું કે અમે કાલે સવારમાં ઇન્શાઅલ્લાહ અહિંથી કૂચ કરીશું: અને ઇરાક તરફ રવાના થઇશું. માટે જેઓને મારી મદદમાં પો-

તાની જાનને કુર્બાન કરી શહાદતની ડીગ્રી મેળવવી હોય તે અમારા સાથે આવવા તૈયાર થાય.'

હજની મોસમ હતી તેથી ચારે તરફથી મુસલમાનો હજ માટે મક્કા આવ્યા હતા. મદીનાથી અબ્દુલ્લાહ બિન જઅફર, અબ્દુલ્લાહ બિન અબ્બાસ, અબ્દુલ્લાહ બિન ઉમર, મોહમ્મદ બિન હનફીયા વિગેરે પણ મક્કામાં આવી પહોંચ્યા હતા: અને બીજા લોકોની સાથે તેઓની પણ ઉક્ત સભામાં હાજરી હતી.

ઇમામ હુસેન અ૦નું ભાષણ સાંભળી પ્રથમ અબ્દુલ્લાહ બિન ઉમર ઊભા થયા અને અરજ કરી. 'યા યબ્ન રસૂલલ્લાહ—અય રસૂલે ખુદા સ૦ના ફરઝંદ, આપને તો ખબર છે કે કૂફાવાળા આપનાં ઘરથી કેવી દુશ્મની રાખે છે માટે તેઓથી દૂર રહેવું જોઇએ. આપ તેઓના બોલ અને કોલ—વચનોપર વિશ્વાસ ન કરો. તેઓએ યઝીદની બયઅત સ્વીકારી લીધી છે અને મક્કાવાળા પણ માલ અને દવલતની લાલચથી તેની તરફ નમી પડયા છે તેઓ કાંતો આપનો સાથ છોડી દેશે અથવા આપને કતલ કરશે. અને આપના કતલ થવાથી આપનાં એહલેહરમ દુઃખી થશે, માટે આપ આએ અમાન—આશ્રાની જગ્યાને ન છોડો.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'અય અબદુલ્લાહ, અફસોસ તો એ વાતનો થાય છે કે બનીઉમૈયાના લોકો મને આએ ઘરમાં પણ સુખચયનથી બેસવા નહિ આપે. અગર જો હું કોઇ છૂપી જગ્યાએ ચાલ્યો જાઉં, તોપણ તેઓ મને

ગોતી લેશે અને યઝીદની બયઅત કરવા લાચાર કરશે જે કે મારાથી કોઇપણ રીતે બનશે નહિ.

'અય અબ્દુલ્લાહ, ઝાલિમ લોકોની હું તમને શું વાત કરૂં ? તમને ખબર તો હશે કે આગળ બનીઇસ્રાઇલના વખતમાં એક વ્યભિચારી સ્ત્રીને માટે હઝરત યહ્યા પેગમ્બરનું માથું કાપી તેણીને ભેટ ધરવામાં આવ્યું હતું. અને એ પણ જાણતા હશો કે બનીઇસ્રાઇલના લોકોએ સવારથી તે સૂર્યોદય સુધીમાં સિત્તેર પેગમ્બરોને શહીદ કર્યા હતા. પણ ખુદાની પાસે દુનિયાની ઇઝઝત એટલી છે કે આટલું છતાં પણ તેઓને લાંબા કાળ સુધી કાંઇ ન થયું. જો કે છેવટ તો તેનું પરિણામ તેઓએ ચાખ્યું; પણ લાંબા સમયે.

'તો અય અબ્દુલ્લાહ, બનીઉમૈયાના લોકોનાં દિલોમાં આએ ખાનએ કાઅબા માટે કાંઇપણ માન નથી. તેઓ આએ ઘરમાં પણ મારૂં ખુન કરતા અચકાવાના નથી. તો જે ઘરમાં મચ્છર અને માંકડ મારવાની પણ ઇસ્લામમાં મનાઇ કરવામાં આવી છે; તેજ ઘરમાં રસૂલે ખુદા સ૦ના નવાસાનું ખુન થઇ જાય તો પછી તે ઘરની ઇઝઝત શું ? પછી તો તે ઘરમાં ખુનો કરવાં સહેલાં થઇ પડે. માટે હું અહિં રહી મારૂં ખુન ખાનએ કાઆબામાં કરાવી, તેના અમાનપણામાં ખલલ પહોંચાડી, તેનાં માનને ઘટાડી અને તેને કલંકિત કરવા જેવા મ્હાન ગુનાહના જબુન બોજને ઉઠાવવા નથી ચાહતો. ઝુલ્મનો બદલો ખુદા પુરેપુરો લેવાવાળો છે.'

પછી ઉમર બિન અબ્દુર્રહમાન આપની પાસે આવ્યા અને અરજ કરી. 'આપ એવા શહેરની તરફ જવાને તૈયાર થયા છો કે જ્યાં યઝીદ તરફના હાકિમની હુકુમત અને સત્તા છે. અને ખજાનાની ચાવીઓ પણ તેઓનાજ કબજામાં છે. અને એ તો જાહેર છે કે લોકો ધનના ગુલામ હોય છે. તેથી મને ધાસ્તી રહે છે કે જેઓ આપથી મદદ કરવાના વચનથી બંધાએલ છે તેઓ હાકિમના ખવફથી અથવા માલની લાલચથી ફરી જાય અને આપની જ સામે લડવા તૈયાર થાય જેવી રીતે કે આપના વાલિદ—પિતાશ્રીના અને આપના ભાઈના વખતમાં થયું હતું.'

ઇમામ હુસેન અ૦મે જવાબમાં ફરમાવ્યું કે; 'ભાઇ ઉમર. મને સારી સલાહ દેવાના બદલા ખુદા તમને નેક—સારો બદલો આપે. ખરેખર તમે મને અકકલમંદીની વાત કહી. તે પ્રમાણે વર્તું વા ન વર્તું તે મારી ખુશીની વાત છે. પણ તમે ઉત્તમ સલાહકારોમાંથી છો એમ હું માનું છું.'

પછી અબ્દુલ્લાહ બિન ઝોબેર ઇમામ હુસેન અ૦ની સામે આવ્યો અને સલાહ આપી. 'યા હઝરત, આપે કૂફા તરફ જવાનો જે વિચાર રાખ્યો છે તે ઘણો સારો છે કેમકે કૂફાવાળા આપ તરફ સારી લાગણી ધરાવે છે! વળી કૂફાની પ્રજા પણ બહાદુર અને સ્વતંત્ર વિચારની છે! જેથી ત્યાં જવા પછી આપને યઝીદ તરફની કનડગત પણ થવા સંભવ નથી.'

આટલું કહેતા તો કહેવાઇ ગયું. પણ પાછો વિચાર થયો કે કદાચ ઇમામ હુસેન અ૦ મારો મતલબ સમજી જાય.

કારણ કે તેનો મતલબ એ હતો કે: 'ઇમામ હુસેન અ૦ને કૂફા કાઢી મક્કાવાળા પાસે પોતાની બયઅત કરાવવી અને પછી લશ્કર તૈયાર કરી યઝીદ સામે બંડ ઉઠાવવો અને છે-વટ યઝીદને હરાવી ઇસ્લામી સલ્તનત હાથ કરવી અને આખા મુસલમાન પ્રજાના ખલીફા બની બેસવું.'

અને એ તો તે જાણતો જ હતો કે: 'કૂફાવાળા કે જેઓ હઝરત અલી અ૦ અને ઇમામ હસન અ૦થી વફા-દારીથી ન વર્ત્યા તેઓ ઇમામ હુસેન અ૦થી તે વફાદારીથી ક્યાં વર્તે તેમ હતા? આખર એ થવાનું કે જે હઝરત અલી અને ઇમામ હસનનું થયું. જેથી યઝીદને હરાવી તેના કતલ થયા પછી ખિલાફતની પાઘડી હું મારાં સરપર બાંધી લે-વાનો.'

આવા હેતુથી તેણે ઇમામ હુસેન અ૦ને ઊંધી સલાહ આપી હતી. પણ ઇમામ હુસેન અ૦ તેનો સ્વાર્થ સમજી ન જાય, જેથી તેણે પોતાની વાતને પાછી ફેરવી અને કહ્યું.

'હિજાઝમાં અથવા તો આપ મક્કામાં જ આપનું રે-હણાક કરો તોપણ આપના બાપદાદાનું વતન છે. આપની સામે કોઇ ઉફ નહિ કરે. અને હું પોતે પણ આપની મદદ અને બયઅત માટે હાજર છું.'

તેના જવાબમાં ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે: 'હું એ થવા નથી ચાહતો કે જેનાં કારણથી ખાનએ કાઅબાની ઇઝ્ઝતમાં ખલલ આવે.'

પછી અબ્દુલ્લાહ બિન જઅફરે આવી આપને ઈરાક તરફ જવા મના કરી. આપે ફરમાવ્યું કે: 'હું એક કામ અદા કરવા જાઉં છું.' અબ્દુલ્લાહે પૂછ્યું. 'તે કયું કામ?' ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તેની પછી ખબર પડી રહેશે.'

એટલામાં મોહમ્મદ બિન હનફીયાને ખબર મળ્યા કે ઇમામ હુસેન અ૦ ઇરાક તરફ જવા વિચાર ધરાવે છે. તેથી તેઓ પણ ઇમામ હુસેન અ૦ પાસે આવી કહેવા લાગ્યા. 'અય ભાઇ, આપ કુફાવાળાના ફરેબ અને પ્રપંચથી સારી રીતે જાણીતા છો. માટે આપ જો મારૂં કહેવું માનો તો આપ મક્કામાં જ રહો.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે; 'હું મક્કામાં કોઇ રીતે નથી રહી શકતો: કારણ કે મને ધાસ્તી છે કે બની ઉ-મૈયાના લોકો મને મક્કામાંજ કતલ કરી નાખે.'

મોહમ્મદ બિન હનફીયાએ અરજ કરી. 'આપ યમન તરફ જાઓ કે તેઓ આપના દોસ્ત છે. તેઓ આપના દુ-શ્મનોથી આપને બચાવી લેશે.'

ઇમામ હુસેન અ૦મે જવાબ આપ્યો. 'અય ભાઇ મોહમ્મદ, અગર હું પત્થર નીચે છુપાઇ જાઉં તોપણ તે લોકો મને મૂકવાના નથી; જ્યાં સુધી કે હું યઝીદની બય-અત ન કરૂં.'

મોહમ્મદ બિન હનફીયાએ અરજ કરી. 'આપ કોઇ જંગલ અથવા પહાડ તરફ તશરીફ લઇ જાઓ, પણ કુફા ન

જાઓ; કારણ કે કૂફાના બેવફા લોકોથી હું ડરૂં છું કે કદાચ પિતાજી અને ભાઈ હસન સાથે જેવીરીતે બેવફાઈથી વર્ત્યા, તેવીરીતે આપથી પણ વર્તે અને આપની જાન જોખમમાં આવી પડે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'જેમ ખુદાનો હુકમ હશે તેમ જ થશે. તોપણ હું તે વિષે રાત્રે વિચારી સવારે જવાબ આપીશ.'

## સંકટમય છેલ્લી સફર.

સવાર થઇ. ઇમામ હુસેન અ૦મે સંકટમય છેલ્લી સફર માટે તૈયારી કરી.

એટલામાં મોહમ્મદ બિન હનફીયાને ખબર મળવાથી તેઓ ત્યાં આવી પહોંચ્યા અને અરજ કરી. 'ભાઇ, આપે કાલે ફરમાવ્યું હતું કે હું રાત્રે વિચાર કરી સવારે જવાબ આપીશ. તો આમ એકાએક તૈયાર થવાનું શું કારણ?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે; 'રાત્રે મેં સ્વપ્નામાં જોયું કે નાના રસૂલે ખુદા સ૦ તશરીફ લાવ્યા છે અને તેઓ મને પોતાની છાતી સાથે લગાવી, મારાં કપાળ ઉપર બોસો આપી ફરમાવે છે કે; અય હુસેન, મારી આંખોની ઠંડક઼ ઇ-

રાક તરફ રવાના થાઓ. કેમકે ખુદાએતઆલાની મરજી છે કે તમે કતલ થઇ તમારાં લોહીમાં રંગાઓ.'

આટલું સાંભળતાંજ મોહમ્મદ હનફીયા રોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે; 'અય ભાઇ, જ્યારે આપ આએ હકીકતથી સારી રીતે જાણીતા છો ત્યારે આપ આપની સાથે સ્ત્રીઓ અને બચ્ચાંઓને શામાટે લઇ જાઓ છો?'

ઇમામ હુસેન અ૦એ જવાબ આપ્યો કે; 'મને નાનાએ એમ પણ ફરમાવ્યું છે કે તમારી સ્ત્રીઓ અને બાળકો લુટાઇ જાય અને કેદ પકડાય.'

આ સાંભળી મોહમ્મદ બિન હનફીયા વધારે રોવા લાગ્યા અને અરજ કરી. 'અય ભાઇ હું તમને રજા આપું છું અને ખુદાને સોંપું છું.'

તે વખતે અબ્દુલ્લાહ બિન અબ્બાસ પણ હાજર હતા. તેઓએ અબ્દુલ્લાહ બિન ઝોબેર તરફ જોઇ કહ્યું. 'અય ઇબ્ને ઝોબેર—અય ઝોબેરના ફરઝંદ, હવે તમારી આંખો ઠંડી થઇ કે જુઓ; ઇમામ હુસેન અ૦ ઇરાક તરફ જાય છે. હવે અહિં તમે અને તમે જ છો.'

પછી ઇમામ હુસેન અ૦ સર્વથી મળી—સર્વને રોતાં છોડી પોતાનાં બીબાળકો, બ્હેનો અને સાથે આવવાવાળા ભાઇઓ. ભત્રીજાઓ અને દોસ્તો સહિત મક્કાથી કુફા તરફ રવાના થયા. તે જીલહજ્જ મહીનાની આઠમી તારીખ હતી. અને તે વખતે આપની સાથે હજારો માણસોની સંખ્યા હતી.



# મુસાફરીની મના.

હાજીઓના પવિત્ર પોશાકમાં ઇમામ હુસેન અ૦ને કતલ કરવા જે પાપીઓ આવ્યા હતા; તેઓનાં કામને સરળતાથી પાર ઉતારવા મક્કાનાં હાકિમ ઉમર બિન સઇદ બિન આસને યઝીદનો ભલામણપત્ર હતો. તેથી તેણે જ્યારે ઇમામ હુસેન અ૦ને મક્કાથી રવાના થયાના સમાચાર સાંભળ્યા, ત્યારે તેણે કેટલાક બનીઉમૈયાના માણસો સાથે પોતાના ભાઇ યહયા ઇબ્ને સઇદને ઇમામ હુસેન અ૦ને ઇરાકની સફરથી અટકાવવા મોકલ્યો.

ઇમામ હુસેન અ૦ મક્કાથી થોડે દૂર ગયા હતા તેટલામાં યહયા પોતાની સાથેના માણસો સહિત ઇમામ હુસેન અ૦ પાસે પહોંચી ગયો અને આપની આડો ફરી આપને ઇરાકની સફરથી અટકાવવા લાગ્યો. ઇમામ હુસેન અ૦ તેને સમજાવતા હતા પણ તે ન માનતો હતો. તેથી ઇમામ હુસેન અ૦ના સાથીઓ ઉશ્કેરાઇ ગયા અને આપસમાં ચાબુક ચાલ્યા. ઇમામ હુસેન અ૦મે બન્ને પક્ષને સમજાવી ઠંડા પાડયા અને પછી યહયાને ફરમાવ્યું. 'તમે મને કોઈ પણ રીતે આ સફરથી અટકાવી શકવાના નથી કારણ કે કુદરતને એજ મંજુર છે માટે સમજી ચાલ્યા જાઓ તો સારૂં.'

આ સાંભળી યહયા પોતાના માણસો સાથે મક્કા તરફ પાછો ફર્યો અને ઇમામ હુસેન અ૦મે પોતાની સફર આગળ વધારી.

હજુ વધારે દૂર ગયા ન હતા એટલામાં આપના ભાણેજો—જનાબે ઝયનબના ફરઝન્દો—અવન અને મોહમદ આપને આવી મળ્યા અને તેઓએ સલામ કરી પોતાના પિતાજીનો કાગળ ઇમામ હુસેન અ૦ને આપ્યો.

ઇમામ હુસેન અ૦મે તે કાગળ વાંચ્યો. તેની અંદર મકકાથી આપના બનેવી—જનાબે ઝયનબના શોહર—પતિ—એ લખ્યું હતું કે: 'સલામ બાદ હું આપથી આશા રાખું છું કે આપ ખુદાના વાસ્તે આપને આએ કાગળ જ્યાં મળે ત્યાંથી પાછા ફરશો. મને ડર રહે છે કે આપ અને આપના સાથવાળા સ્ત્રીબાળકો સહિત આએ સફરમાં મ્હોટા દુઃખમા આવી પડશો, અને હલાકતની નજીક પહોંચશો. અગર આપ હલાક થશો તો જમીનપરથી ઇસ્લામનો સૂર્યાસ્ત થવાનો: કારણ કે અત્યારે આપજ ઇસ્લામના સૂર્યને પ્રકાશ પૂરી રહ્યા છો. અને મુસલમાનોના આધાર તથા ઇમામ પણ આપ જ છો. આએ કાગળ લઇને મેં આપના બન્ને ભાણેજોને મોકલ્યા છે અને હું પણ તેઓની પછવાડે તુરત આવી પહોંચું છું.'

આએ કાગળ વાંચી ઇમામ હુસેન અ૦મે પોતાની સફરને ન રોકતા આગળ ચાલુજ રાખી: તે એટલે સુધી કે પહેલી મનઝિલ તનઇમપર આવી પહોંચ્યા અને ત્યાં આપે પડાવ નાંખવાનો હુકમ આપ્યો.

એટલામાં અબ્દુલ્લાહ બિન જઅફરે તય્યાર મકકાના હાકિમ ઉમર બિન સઇદ પાસેથી ઇમામ હુસેન અ૦ માટે અમાનનામું લખાવી તેના ભાઇ યહયા બિન સઇદને સાથે

લઇ પહેલી મનઝિલ તનઇમપર ઇમામ હુસેન અ૦ને આવી મળ્યા; અને જે પ્રમાણે કાગળમાં લખ્યું હતું તે પ્રમાણે આવી અરજ કરી.

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે: 'હું હરગિઝ પાછો નહિ ફરૂં; અને મને મારા નાનાએ સ્વપ્નાની અંદર જે હુકમ ફરમાવ્યો છે તેને અમલમાં લાવીશ.'

અબ્દુલ્લાહ બિન જઅફરે અને યહયાએ અરજ કરી: 'શું હુકમ ફરમાવ્યો છે?'

ઇમામ હુસેન અ૦મે જવાબ આપ્યો. 'તે હમણાં હું નહિ કહું. તે બહુ જલદી જાહેર થશે.'

આ જવાબથી અબ્દુલ્લાહ લાચાર થયા અને પોતાના બન્ને ફરઝન્દો અવન અને મોહમ્મદને બોલાવી ભલામણ કરી કે: 'ગમે તે દુઃખ આવી પહોંચે પણ તમારા મામાથી જુદા ન થશો; તે એટલે સુધી કે જાન દેવાનો વખત આવી પહોંચે તોપણ તમે તમારી જાનને તમારા મામાની જાન કરતા વ્હાલી ના કરશો. બલ્કે તેઓના પરસેવાપર તમારાં રક્તને વહેવરાવસો.' એટલું કહી ઇમામ હુસેન અ૦થી રજા લઇ અબ્દુલ્લાહ અને યહયા મકકા તરફ પાછા ફર્યા.

પહેલી મનઝિલપર ઇમામ હુસેન અ૦ને યમનના કેટલાંક ઊંટોનો એક કાફલો મળ્યો. ઇમામ હુસેન અ૦ને કેટલાંક ઊંટો ભાડે કરવાની જરૂર હતી તેથી ઊંટોવાળાઓને ફરમાવ્યું 'જેઓ અમારા સાથે ઊંટો લઇ ઇરાક આવશે, તેઓને ત્યા

સુધીનું પુરૂં ભાડું આપવામાં આવશે; અને જેઓને અમારાથી રસ્તામાંજ જુદું પડવું હશે, તેઓને ત્યાં સુધીનું ભાડું ચૂકવવામાં આવશે. આથી કેટલાક ઊંટોવાળાઓએ ઈમામ હુસેન અ૦ સાથે આવવું કબુલ કર્યું અને કેટલાકે પોતાનો રસ્તો લીધો.

પછી ઈમામ હુસેન અ૦એ પણ ત્યાંથી પડાવ ઉપાડયો અને આગળ કૂચ કરી.

---

# દગાબાઝોનાં દિલોનું દિંગદર્શન

ઈમામ હુસેન અ૦ પહેલી મનઝિલપરથી રવાના થઈ બીજી મનઝિલ ઝાતુલઅર્કપર આવ્યા અને ત્યાં ઉતર્યા.

આ મનઝિલ પહેલી મનઝિલથી આશરે બાર માઈલ દૂર છે, અને તેની પાસે અર્ક નામનો પહાડ હોવાથી તેનું નામ ઝાતુલઅર્ક પડયું છે.

ફરેઝુક શાએર કે જેનું અસલી નામ હમામ ઇબ્ને ગાલિબ હતું તે પોતાની મા સાથે હજ માટે મકકા જતો હતો. જ્યારે તે ઝાતુલઅર્કની મનઝિલપર પહોંચ્યો તો તેણે જોયું કે ઘણે દૂર સુધી તંબુઓની લેનનીલેન લાગી પડી છે. તેથી તેણે પૂછા કરી તો માલુમ પડયું કે ઇમામ હુસેન અ૦ લશ્કર સાથે ઇરાક તરફ પધારે છે.

આ સાંભળી ને ઇમામ હુસેન અ૦ના તંબુમાં ગયો અને સલામ કરી ઊભો રહ્યો. ઇમામ હુસેન અ૦ તે વખતે કુર્આન પઢતા હતા. આપે ફરઝુકની સલામનો જવાબ આપ્યો અને મહેરબાનીથી પોતાની પાસે બેસાર્યો.

ફરઝુકે અરજ કરી. 'યા યબ્ન રસૂલલ્લાહ, મારાં મા-બાપ આપ ઉપરથી કુર્બાન થાવ: અને ખુદાવન્દે તબારક વત આલા આપની પ્રાર્થનાઓને કબુલ કરે, અને આપની આ-શાઓને સફળ બનાવે: હજના દિવસોમાં હજ પડયા વગર સફર કરવાની આપે ઉતાવળ કેમ કરી?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'અગર હું ઉતાવળ ન કરતે તો પકડાઇ જતે અથવા કતલ થતે.

'અય ફરઝુક, ઇરાકના શું ખબર છે?' ફરઝુકે અરજ કરી. 'આપ એ લોકોની સ્થિતિના ખબર મારાથી પૂછો છો કે જેઓનાં દિલ તો આપને દોસ્ત રાખે છે અને આપના દર્શન માટે રાતદિવસ આતુર રહે છે; પણ વખત આવ્યે તેઓ આપની સામે તલ્વાર ઉપાડશે અને આપને કતલ કરશે. પછી તો ખુદાને જે મંજુર હશે તેજ થશે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તમે જે કહ્યું તે બરા-બર છે. જે થયું અને થશે તે તમામ તેના હાથમાં છે અગર અમારી ઇચ્છાનુસાર તેનો હુકમ થયો, તો અમે તેનો શુકર કરશું; અને અગર જો અમારી ઇચ્છા વિરૂદ્ધ બનાવ બન્યો અને કાંઇ બલા આવી તો અમે સબર કરીશું; કેમકે જેની

નિય્યત સાફ હોય, અને જેની જીંદગી નીતિમય જ હોય; તે દુનિયાનાં કોઇપણ દુઃખોથી ડરતો નથી.'

ઇમામ હુસેન અ૦નાં ટુંકાં પણ જ્ઞાનથી ભરપૂર વાક્ય સાંભળી ફરઝુક સ્તબ્ધ થઇ ગયો. તેનો જવાબ તે કાંઇપણ આપી ન શકયો. ફકત કહ્યું તો એટલું કહ્યું કે; 'ખુદા આપની ઇચ્છા પુરી કરે. અને જે આપ નથી ચાહતા તેનાથી આપને દૂર રાખે.' પછી હજ વિષે કેટલાક સવાલો પૂછવાના હતા તે પૂછી ફરઝુક મકકા તરફ રવાના થયો.

વખત થયેથી ઇમામ હુસેન અ૦મે પણ ત્યાંથી ઉપડી આગળ કૂચ કરી.

ચાલતાં ચાલતાં ત્રીજી મનઝિલ સોઅલબીયાહપર આવ્યા. અહિં પ્રથમ એક ગામડું હતું પણ તે ઉજડ થઇ ગયું એમ કહેવાય છે.

આ મનઝિલ ઉપર આપને અબુ હુરરાથી મુલાકાત થઇ જે કે કૂફાથી આવતો હતો.

તેણે ઇમામ હુસેન અ૦ની ખિદમતમાં જઇ અરજ કરી. 'યા હઝરત, જનાબે રસૂલે ખુદા સ૦ના રોઝા મુબારકને અને ખાનએ કાઅબાને છોડી આપે સફર શામાટે કરી?'

ઇમામ હુસેન અ૦મે જવાબ ફરમાવ્યો કે; 'અય અબુ હુરરા, બનીઉમૈયાના લોકોએ અમારો હક છીનવી લીધો, અમે સબર કરી. અમારા ઉપર જાહેર રીતે લાઅનતો કરી અમે સબર ન છોડી. હવે તેઓ મને ખાનએ કાઅબામાં કતલ કરવા

તૈયાર થયા, તેથી મેં સફર અખ્તીયાર કરી. ખુદાની કસમ તે પાપી લોકો જરૂર મને કતલ કરશે: અને ખુદા તેઓનાપર પોતાનો કોપ જાહેર કરી તેઓના ઉપર એક એવા શખ્સને મુકરર કરશે કે જે તેઓને ધિક્કારશે અને તેઓનાં માથાં તલ્વારો નીચે રાખી દેશે—કતલ કરશે.'

આ મનઝિલ ઉપર તરમ્માહ બિન હકમની મુલાકાત થઇ. તરમ્માહનો કાયદો હતો કે તે પોતાનાં ઘર માટે એક સાલનું અનાજ ભેગું લઇ રાખતા હતા. આ વખતે તે પોતાના નિયમ મુજબ અનાજ લઇ ઘરે જતા હતા.

સોઅલબીયાહપર આવતા આવતા તેને ખબર મળ્યા કે: 'ઇમામ હુસેન અ૦ આ મનઝિલ ઉપર ઉતર્યા છે., તેથી તે આપની પાસે ગયા અને અરજ કરી. 'આપને એટલા માટે ખબર આપું છું કે કૂફાવાળાઓના આપ ઉપર ફરેબ ન ચાલે. ખુદાની કસમ આપ અગર કૂફામાં દાખલ થયા તો તે લોકો આપને જીવતા નહિ મુકે. અને મને તો એ પણ ડર રહે છે કે આપ કૂફા સુધી પણ સહીસલામત પહોંચી નહિ શકો. માટે અગર જે આપે યુદ્ધ કરવા વિચાર ધરાવ્યો હોય તો આપ હબલઅજાઅના પહાડ પાસે પડાવ નાખજો કે તે જગ્યા રક્ષણ માટે સારી છે. ખુદાની કસમ તે જગ્યા ઉપર અમે અને અમારી કોમે કોઇ દિવસ હાર નથી ખાધી. વળી જ્યાં સુધી આપ ત્યાં રહેશો, ત્યાં સુધી અમે અને અમારી કોમ આપની મદદમાં તૈયાર રહેશું.'

ઇમામ હુસેન અ૦ મે જવાબમાં ફરમાવ્યું કે; 'જે વચ-

નથી હું કૂફીઓ સાથે બંધાયો છું. તેની વિરૂધ્ધ હું કાંઈ પણ નહિ કરૂં; ભલે ગમે તે થાય. **આપેલ વચનને તોડવા કરતાં સરને છોડવું હું સ્હેલું સમજુું છું.** તેઓ જો પોતાનાં વચનપર ઊભા રહે તો ઠીક છે; અને નહિ તો હું શહીદ થઇ શહાદતની ડીગ્રી હાંસિલ કરીશ—મેળવીશ.'

આવી રીતે ઈમામ હુસેન અગ્ને જે જે માણસો સામે મળતા હતા તેઓ તમામ કૂફાવાળા દગાબાજોનાં દિલોનું દિગ્દર્શન કરાવતા હતા. જેઓ આપને સફર કરવાનાં કારણ વિષે સવાલ કરતા હતા, અને જેઓ આપને કૂફા જવાની મના કરતા હતા; તેઓ તમામને તેઓના સવાલના અને તેઓની સમજના પ્રમાણમાં જવાબ અને ખુલાસા ફરમાવતા હતા.

---

# હુસેન માટે સખ્ત હુકમ.

કૂફાના હાકિમ ઓબયદુલ્લાહ બિન ઝિયાદે યઝીદને હઝરત મુસ્લિમ અને હાનીનાં સરોની સાથે જે કાગળ મોકલ્યો હતો, તે યઝીદને મળવાથી વાંચી ઘણો ખુશી થયો; અને તેના જવાબમાં ઓબયદુલ્લાહને સાબાશી અને ચેતવણી ભર્યો નીચે મુજબ કાગળ લખ્યો.

'સલામ બાઅદ અય ઓબયદુલ્લાહ બિન ઝિયાદ, તમારો કાગળ પહોંચ્યો, અને ભેટો મળી; માન સહ સ્વીકારી.

જે કામને હું ચાહતો હતો તે કામમાં તમે ગફલત ન કરતાં પુરૂં કરી મારી ખુશીને મેળવી. તમે મર્દની જેમ અડગ રહી દિલને મજબુત બનાવી કામમાં ફત્તેહ મેળવી અને મ્હોટી ચિંતામાંથી મુક્ત કર્યો.

'મેં કાસિદોને મારી રૂબરૂ બોલાવ્યા, અને તેઓને તમામ વાતો પૂછી વાકેફ થયો. ખરેખર તમારા લખવા મુજબ જ તેઓએ અક્કલમંદી અને હોંશીઆરીથી સાફ સાફ જવાબો આપ્યા. તમે તેઓની સાથે ભલાઇ કરજો.

'મેં સાંભળ્યું છે કે હુસેન બિન અલી ઇરાક તરફ રવાના થયા છે. માટે ચારે તરફથી તેઓનો રસ્તો બંધ કરવો, અને તેઓના દોસ્તોને કતલ કરી તેઓ ઉપર પણ ફત્તેહ મેળવવા કોશીશ કરવી. તમારી હોંશીઆરી અને ચાલાકીની ખરી પરીક્ષા હવે થવાની. જોઉં છું કે તમે એક સ્વતંત્ર મર્દની જેમ કામ કરો છો કે ગુલામની જેમ. હુસેનની કતલ માટે ખજાનાના દરવાજા ખોલી દો અને ત્યાંના દરરોજના સમાચાર મને લખતા જાઓ.'

* * *

ઇમામ હુસેન અ૦ મક્કાથી કૂફા તરફ રવાના થયાના સમાચાર ઓબયદુલ્લાહ ઝિયાદને મળી ચુક્યા હતા. તેટલામાં યઝીદનો પણ ઇમામ હુસેન અ૦ માટે સખ્ત હુકમનો કાગળ મળ્યો.

આથી તેણે હસીન બિન નમીરને એક મ્હોટાં લશ્કરનો સરદાર બનાવ્યો અને કૂફા, શામ, બસરા વિગેરેના રસ્તા રોકવા માટે રવાના કર્યો.

હસીન બિન નમીરે કાદસીયાહમાં આવી પોતાનો પડાવ નાંખ્યો. અને ત્યાંથી ટુકડીઓના સરદારોને તેઓના હાથ નીચે લશ્કરની ટુકડીઓ આપી ન્હાના અને મ્હોટા તમામ રસ્તા રોકી બેસવા હુકમ આપ્યો. અને તે સાથે તેઓને સખ્ત તાકીદ કરી કે કોઇપણ માણસની પુરેપુરી જડતી લીધા સિવાય કોઇપણ માર્ગેથી કોઇપણ માણસને આવવા જવા દેવો નહિ.

તેમાં ખાસ કરી વાકેસીયા શામ અને બસરાનો રસ્તો તો બરાબર બંધ કરાવ્યો અને તે માટે ઓબયદુલ્લાહ ઝિયાદની પણ ખાસ ભલામણ હતી. કારણ કે મકકાથી કૂફા જવા માટે વાકેસીયા સિવાય બીજો રસ્તો જ નથી તેથી તે રસ્તો બરાબર બંધ કરવા ખાસ હુકમ આપ્યો. અને ઇમામ હુસેન અ૦ કદાચ હઝરત મુસ્લિમની શહાદતના સમાચાર સાંભળી કૂફાનો રસ્તો મૂકી બસરાનો માર્ગ પકડે તેથી તે રસ્તો પણ બરાબર બંધ કરાવ્યો. અને ઇમામ હુસેન અ૦ કદાચ ચારે તરફની સખ્તાઇનાં કારણથી મુંઝાય શામનો રસ્તો લઇ દમસ્શક યઝીદ પાસે જઇ તેની સાથે કોઇપણ શરતે સુલેહ કરી લીએ તો ઓબયદુલ્લાહ ઝિયાદની નામવરી! ન નીકળે; અને ઇમામ હુસેન અ૦નો શહીદ કરવાના બદલામાં યઝીદથી મ્હા ભારે ઇનામ મેળવવાની જે આશા રાખી હોય,

તેમાં નિરાશ થવું પડે; માટે તેણે શામનો રસ્તો પણ બરાબર રોકવા હુકમ આપ્યો.

અને આસપાસનાં ગામડાંઓના ન્હાના ન્હાના રસ્તા રોકવા એટલા માટે હુકમ આપ્યો કે ઇમામ હુસેન અ૦ કોઇ પણ વસ્તીમાં જઈ મદદ મેળવી ન શકે; અને કોઇ વસ્તી પણ ઇમામ હુસેન અ૦ની મદદ માટે બાહેર જઇ ન શકે.

આવીરીતે ઇમામ હુસેન અ૦ માટે ઓબયદુલ્લાહ ઝિયાદે ચારે તરફના રસ્તા બંધ કરવાનો સખ્ત હુકમ આપ્યો હતો. જેથી ઇમામ હુસેન અ૦ કાંતો પોતાને સીધે માર્ગે કૂફા તરફ જઇ શકતા હતા અને કાંતો પાછા મક્કા તરફ આવી શકતા હતા. તે સિવાયના તમામ માર્ગ ઇમામ હુસેન અ૦ માટે બંધ હતા. ઇમામ હુસેન અ૦ કૂફા સિવાય કોઈપણ જગ્યાએ જવા ચાહતા પણ ન હતા.

---

# કાસિદની કતલ.

ત્રીજી મનઝિલ સોઅલબીયાહ સુધી આવ્યા છતાં ઇમામ હુસેન અ૦ને આપના કાકાના દિકરા ભાઇ અને આપના એલચી—નાએબ—પ્રતિનિધિ જનાબે મુસ્લિમ બિન અકીલની વિષે કોઇ સમાચાર મળ્યા નહતા; તેથી આપે એક કાગળ કૂફાવાળાને નીચે મુજબનો લખ્યો.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આ કાગળ હુસેન બિન અલી તરફથી કૂફાના અમારા તમામ દોસ્તોપર છે.

"સલામ અને ખુદાના શુકર બાઅદ લખવાનું કે મુસ્લિમ બિન અકીલના કાગળથી હું જાણી શકયો છું કે તમો તમામ રાજી ખુશીથી સારી વર્તણુંકપર સંમત થઈ મકકમ થયા છો કે તમારે અમારી મદદમાં કમર કસી અમારો છીનવાઇ ગયેલો હકક પાછો અપાવવો. હું ખુદાનો આભાર માનું છું કે તેણે તમોને અમારા સાથે ભલાઇથી વર્તવાનો વિચાર કરવાની સદ્બુધ્ધિ બક્ષી, અને તમારાં આમંત્રણને મેં કબુલ રાખ્યું તેના બદલામાં ખુદા મને સારો બદલો બક્ષે.

'હું મારાં એહલેહરમ સાથે જીલહજની તારીખ ૮મી મંગળવારે તરવીયાહને દિવસે મકકાથી નીકળી તમારા તરફે રવાના થયો છું. તમો તમારાં કામમા તૈયાર રહેશો. હું જલદીથી તમારા પાસે આવી પહોંચું છું ઇન્શાઅલ્લાહોતઆલા.'

ઇમામ હુસેન અ૦મે તે કાગળ પોતાના દુધ ભાઇ અબ્દુલ્લાહ બિન યકતરને આપી કૂફા રવાના કર્યા.

* * *

અબ્દુલ્લાહ બિન યકતર જ્યારે કાદસીયાહમાં પહોંચ્યા તો હસીન બિન નમીરનાં લશ્કરે તેમને પકડી લીધા, અને તેમને પોતાના સરદાર પાસે લઇ ગયા. હસીન બિન નમીરે હુકમ આપ્યો કે તેની જડતી લ્યો કે તેના પાસે કોઇ કાગળ તો નથી ?

આ સાંભળતાં જ અબ્દુલ્લાહ યકતરે પોતાના પાસે જે ઇમામ હુસેન અ૦નો કાગળ હતો તે એવીરીતે ફાડી નાંખ્યો કે તે કાગળનું લખાણ કોઈ જરા પણ વાંચી ન શકે. આ જોઇ-હસીન બિન નમીરે તેમના હાથોને ગરદનમાં બંધાવી, તેમને ઓબયદુલ્લાહ બિન ઝિયાદ પાસે મોકલી આપ્યા.

જ્યારે તેઓ ઓબયદુલ્લાહ બિન ઝિયાદ પાસે પહોંચ્યા તો ઓબયદુલ્લાહ બિન ઝિયાદે પૂછ્યું. 'તમે કોણ છો? અને અહિં શા માટે આવ્યા છો?'

અબ્દુલ્લાહ બિન યકતરે ઘણીજ મર્દાનગીથી જવાબ આપ્યો કે: 'હું હઝરત અલી અ૦ના દોસ્તોમાંથી છું અને ઇમામ હુસેન અ૦નો મદદગાર છું.'

ઓબયદુલ્લાહ—'તે કાગળને તેં શામાટે ફાડી નાંખ્યો.'

અબ્દુલ્લાહ—'તું વાંચી ન શકે માટે.'

ઓબયદુલ્લાહ—'તે કાગળ કોણનો હતો?'

અબ્દુલ્લાહ—'તે કાગળ ઇમામ હુસેન અ૦નો હતો અને કૂફામાંના તેઓના દોસ્તોપર હતો.'

ઓબયદુલ્લાહ—'તેઓના દોસ્તોનાં નામો શું?'

અબ્દુલ્લાહ—'તે હું નથી જાણતો.'

ઓબયદુલ્લાહ—'તેઓનાં નામો તારે બતાવવા પડશે, અને નહિ તો તારે અલી અને હસન હુસેનને મિમ્બરપર જઇ લાઅનત—ધિક્કાર કરવો પડશે. નહિ તો તારી ગરદન ઉડાવી દેવામાં આવશે.'

અબ્દુલ્લાહ—'નામો તો હું નહિ બતાવી શકું. પણ હઝરત અલી અ૦, ઇમામ હસન અ૦ અને ઇમામ હુસેન અ૦ વિષે કાંઇ બોલી શકું છું.'

એટલું કહી તે મિમ્બરપર ગયા અને પ્રથમ ખુદા અને ખુદાના રસુલ સ૦નાં વખાણ કરી; હઝરત અલી અ૦ અને એહલેબેયતે તાહેરીનના ગુણ ગાવા લાગ્યા. અને પછી બનીઉમય્યાના ઝાલિમ લોકોના એક પછી એક નામો લઇ તેઓનાપર લાઅનત-ફટકાર કરવા લાગ્યા. તે એટલે સુધી કે યઝીદ બિન મોઆવીયાહ અને ઓબયદુલ્લાહ બિન ઝિયાદ ઉપર પણ ફટકાર કર્યો.

અને પછી કહ્યું 'અય કૂફાવાળાઓ, તમારા કાગળપર કાગળ આવવાથી ઇમામ હુસેન અ૦ પોતાનાં એહલેહરમ સાથે કૂફા આવવા મક્કાથી આડમી તારીખે રવાના થયા છે. અને હું ત્રીજી મનઝિલ સોઅલબીયાહપરથી તમારા કૂફાવાળાઓપર ઇમામ હુસેન અ૦નો કાગળ લઈ રવાના થયો હતો; પણ રસ્તામાં પકડાઇ જવાથી તે કાગળ ઓબયદુલ્લાહ ઝિયાદ ઝાલિમના હાથમાં ન જાય માટે મારે ફાડી ચૂરેચૂરા કરવો પડયો છે.'

'અય કૂફાવાળાઓ, જેઓને ઇમામ હુસેન અ૦ને મદદ કરી, પોતના વાયદાને વફા કરવો હોય; તેઓ જઈ ઇમામ હુસેન અ૦ની મદદ કરે. કારણ કે હસીન બિન નમીર મ્હોટું લશ્કર લઇ, ઇમામ હુસેન અ૦નો ચારે તરફનો રસ્તો રોકી પડયો છે. માટે જ્યાં સુધી તમો જઈ ઇમામ હુસેન

અ૦ની મદદ નહિ કરો, ત્યાં સુધી તેઓ તમારા પાસે પધા-
રી શકશે નહિ.'

આ સાંભળતાં જ ઓબયદુલ્લાહ બિન ઝિયાદે હુકમ આ-
પ્યો કે: 'તેને મિમ્બરપરથી નીચે પાડો અને અગાશી ઉપર લઇ જઇ તેને નીચે ફેંકી આપો.'

હાકિમનો હુકમ થતાં જ તેમને અગાશી ઉપર લઈ જઇ નીચે ફેંકવામાં આવ્યા કે જેથી તેમનાં હાડકાંના ચુરેચુરા થઇ ગયા. અને પછી અબ્દુલમલિક બિન નમીરે જઈ તેમનાં માથાંને ધડથી જૂદું કર્યું

# સદ્‌ગુણી દંપતિનો સાથ.

ઇમામ હુસેન અ૦ ત્રીજી મનઝિલ સાઅલબીયાહપર તડકો પડવાથી ઘડીકવાર સુઇ ગયા.

થોડીવાર પછી જાગી ઉઠ્યા અને 'ઇન્ના લિલ્લાહે વઇન્ના એલયહે રાજેઉન' ફરમાવ્યું કે જેનો અર્થ એ થાય છે કે: 'નિઃશક આપણે ખુદાનાજ છીએ અને પાછા તેનીજ હજૂરમાં જવાના છીએ.'

જનાબે અલીઅકબર પાસે બેઠા હતા. પોતાના પીતા-
જીના એ ચિંતામય શબ્દો સાંભળી પૂછ્યું. 'પિતાજી સાહેબ,

અત્યારે એ ચિંતામય શબ્દોનો ઉચ્ચાર કરવાનો શું સબબ છે ?'

ઇમામ હુસેન અ૦ મે ફરમાવ્યું. 'સ્વપ્નામાં મેં સાંભળ્યું કે કોઇ પોકારી પોકારીને કહે છે કે: અય મુસાફરો, તમો સફર કરવામાં ઉતાવળ કરો છો અને મવત તમને સ્વર્ગમાં લઇ જવા જલદી કરે છે.'

જનાબે અલીઅકબરે સવાલ કર્યો. 'શું આપણે સત્યપર નથી ?'

ઇમામ હુસેન અ૦ મે ફરમાવ્યું: 'નિશ્ચય આપણે સત્યપર છીએ.'

જનાબે અલીઅકબરે અરજ કરી. 'આપણે સત્યપર છીએ એવું જ્યારે આપણને યકીન–ખાત્રી છે ત્યારે આપણને મવતનો શું ડર ?'

ઇમામ હુસેન અ૦ આ સાંભળી ખુશી થયા અને ફરમાવ્યું. 'અય ફરઝંદ, ખુદા તમારી હિમ્મતમાં વધારો કરે.'

ત્રીજી મનઝિલ સોઅલબીયાહપર તડકો ગાળી પછી આપે ત્યાંથી પડાવ ઉપાડયો અને આગળ રવાના થયા.

ઝહીર બિન કયન બજલી કે જેઓ ફરાઝાની કોમમાં અને નખીલાના કબીલામાં, મ્હોટાં માનવંત હતા અને કૂફાની પ્રજામાં પણ આગેવાન ગણાતા હતા. તેઓ પોતાના સાથવાળા સાથે મક્કાથી ઇમામ હુસેન અ૦ સાથેજ રવાના થયા

હતા. પણ બની ઉમૈયાના લોકોના ઝુલ્મથી ડરી દરેક મન-
ઝિલપર ઇમામ હુસેન અ૦થી દૂર ઉતરતા હતા.

ત્રીજી મનઝિલ સોઅલબીયાહ સુધી તો તેઓ આવી રીતે આવ્યા. પણ જ્યારે ચોથી મનઝિલ વાકેસાયાહપર આવી ઇમામ હુસેન અ૦મે પોતાનો પડાવ નાંખ્યો; ત્યાં જ-ગ્યાની સગવડ ન હોવાથી ઝહીર બિન કયન બજલીએ ઈમામ હુસેન અ૦ના તંબુઓથી જરા દૂર પોતાના તંબુઓ ઊભા કરા-વ્યા; ત્યારે ઇમામ હુસેન અ૦મે ઝહીર બિન કયન બજલીને બો-લાવવા એક માણસને મોકલ્યો.

તે માણસ ગયો તે વખતે ઝહીર બિન કયન પોતાના સાથવાળાઓ સાથે નાસ્તો કરતા હતા. ઇમામ હુસેન અ૦નો સંદેશો સાંભળી તેઓ તમામ સ્તબ્ધ થઇ ગયા. તેઓ તમામને દિઙ્મૂઢ સ્થિતિમાં જોઇ ઝહીર બિન કયનની સ્ત્રી કે જેણીનું નામ દયલમ બિન્તે ઉમર હતું તેણીએ પોતાના પતિને કહ્યું. 'વાહ! જનાબે રસૂલે ખુદા સ૦ના નવાસા—દોહિત્રા તમારૂં આમંત્રણ કરવા ખાસ માણસ મોકલે અને તમે તે સાંભળી ચિંતામય થાઓ એ શું અકકલમંદની વાત છે?'

આ સાંભળી ઝહીરને હિમ્મત આવી, અને એકદમ ઊભા થઇ ઇમામ હુસેન અ૦ની ખિદમતમાં હાજર થયા. ઘણીવાર વાતો કરી. પાછા આવ્યા તો ખુશી થતા થતા આવ્યા. અને આવતાં જ હુકમ આપ્યો કે; 'આપણા તંબુઓ ઇમામ હુ-સેન અ૦ના તંબુઓ પાસેજ ઊભા કરો, અને સઘળો સામાન પણ ત્યાંજ લઇ જાઓ.'

એટલું કહી તે પોતાની સ્ત્રી પાસે આવ્યા અને કહ્યું. 'હું ઇમામ હુસેન અ૦ સાથે રહી શહીદ થવા ચાહું છું અને મારા પછી તું કોઇ પણ રીતે દુઃખી થા એ હું ચાહતો નથી. જેથી તને તલાક આપું છું—મારી પતિપણાથી મુકત કરૂં છું, અને મારો તમામ માલ તને સોંપું છું; માટે તું આપણાં સાથવાળા સાથે તારે પીયર જા.'

આ સાંભળી ઝહીરની સ્ત્રી રોવા લાગી અને કહેવા લાગી કે: 'અય નેકબખ્ત—ભાગ્યશાળી, તમો તો ઇમામ હુસેન અ૦ના કદમ મુબારક—પવિત્ર ચરણપર પોતાની જાનને કુર્બાન કરવા તૈયાર થયા છો અને મને તમામ માલ સોંપી મારે પીયર મોકલો છો કે ત્યાં હું મોજમઝાહ માણું! તે બને જ કેમ? **પતિની હસ્તીમાં પતિની સાથેજ રહી ગમે તે સંકટોને સહન કરવાં, અને પતિના વિયોગ વખતે પતિનાં સ્મરણમાં પોતાનાં સર્વ સુખનો ભોગ આપવો એજ સ્ત્રીનો મુખ્ય ધર્મ** છે. તમો ભલે ઇમામ હુસેન અ૦ ઉપર પોતાની જાનને કુર્બાન કરો. જેવી રીતે ઇમામ હુસેન અ૦નાં સ્ત્રીબાળકો તેમની સાથે છે તેવીજ રીતે હું પણ આપની સાથેજ રહીશ. ઇમામ હુસેન અ૦ની હયાતી પછી પાપીઓના હાથથી જે જે સંકટો તેમનાં સ્ત્રીબાળકો બ્હેનો વિગેરે સહન કરશે, તે તે આપની પછી હું પણ સહન કરીશ: અને ઇમામ હુસેન અ૦નાં સ્ત્રીબાળકો અને બ્હેનોની સેવા કરી, તેઓનાં સદ્ગુણો ગ્રહણ કરી, મારા આત્માની શાંતિનાં સાધનો મેળવીશ.'

ઝહીર પોતાની સ્ત્રીનાં મુખથી પતિવ્રત્તાને શોભે તેવાં વચનો સાંભળી ઘણાંજ ખુશી થયા. પછી તે પોતાના સાથીઓ પાસે આવ્યા અને કહ્યું, 'ભાઇઓ, હું ઇમામ હુસેન અ૦ સાથે રહી તેમના ઉપર મારી જાનને ફિદા કરવાના ચોકસ વિચાર ઉપર આવ્યો છું અને મારી સ્ત્રી પણ મારા સાથે રહી મારી હયાતીમાં મારાં દુઃખમાં ભાગ લેવા અને મારી પછી ઇમામ હુસેન અ૦નાં અહલેહરમની સેવામાં રહી તેઓનાં ઉપર પડનારાં તમામ સંકટો સહન કરવાં તૈયાર થયેલ છે. હવે હું તમારામાંના દરેકને મારી ખુશીથી કહું છું કે જેઓને મારા સાથે રહેવું હોય તેઓ મારા સાથે રહી ઇમામ હુસેન અ૦ ઉપર પોતાની જાન કુર્બાન કરે; અને જેઓને મારા સાથે રહેવા મરજી ન હોય તેઓને હું મારી રાજી ખુશીથી કહું છું કે તેઓ ભલે ચાલ્યા જાય. આ માટે કોઇ પોતાનાં દિલ ઉપર મારા તરફથી એક જરા પણ દબાણ ન સમજે; તેમ શરમ પણ ન રાખે.'

આ સાંભળી ઝહીર બિન કયનના સાથવાળાઓ ઊભા થઇ ચાલ્યા ગયા અને તે સદ્‌ગુણી દંપત્તિ—ઝહીર અને તેમની સ્ત્રીએ ઇમામ હુસેન અ૦નો સાથ આપ્યો.

પછી ઇમામ હુસેન અ૦મે પણ ત્યાંથી કૂચ કરી અને સફરને આગળ લંબાવી.



# શોકમય સમાચાર.



ઇમામ હુસેન અ૦ ચોથી મનઝિલ વાકસીયાહથી રવાના થઇ, પાંચમી મનઝિલ ખઝીમીયાહમાં પહોંચ્યા; અને ત્યાંજ રાત રહ્યા.

આએ મનઝિલ મકકાથી કૂફા જતાં રસ્તામાં રમલ નામનાં ગામડાં પછી આવે છે. અને આએ મનઝિલનું નામ ખઝીમીયાહ એટલા ઉપરથી પડયું છે કે તે વસ્તીમાં ખઝીમીયાહ નામનું એક મ્હોટું મકાન મશહૂર હતું. તે ઉપરથી તે વસ્તી—ગામનું નામ પણ ખઝીમીયાહ પડી ગયું. આએ મનઝિલ ઝરરવદનાં નામથી પણ ઓળખાય છે.

સવારમાં વ્હેલાં ઉઠી જનાબે ઝયનબ ઇમામ હુસેન અ૦ પાસે આવ્યાં અને કહ્યું. 'ભાઇ, રાત્રે મારા સાંભળવામાં આવ્યું કે કોઇ કહે છે કે; અય આંખો, અફસોસનાં આંસુનો વરસાદ વરસાવ કે મવત શહીદોને તેની જગ્યાપર લઇ જાય છે.' ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે; 'ખરેખર એમજ છે.' પછી ત્યાંથી આપે કૂચ કરી.

થોડીક દૂર ચાલ્યા હતા એટલામાં આપે કૂફા તરફથી એક ઊંટ સ્વારને આવતો જોયો. ઇમામ હુસેન અ૦ને તેનાથી કૂફાની હકીકત પૂછવાની હતી તેથી આપે પોતાની સ્વારીને ઊભી રાખી.

તે સ્વારે ઇમામ હુસેન અ૦નાં લશ્કરને આવતું જોઇ, પોતાનાં ઊંટને આડે માર્ગે હાંકી સીધો ચાલ્યો ગયો.

આ જોઇ ઇમામ હુસેન અ૦મે પોતાની સ્વારી આગળ વધારી.

અબ્દુલ્લાહ બિન સોલયમાન અસદી અને મુનઝિર બિન ઇસ્માઇલ અશદી તે બન્ને શખ્સો હજથી પરવારી ઇમામ હુસેન અ૦ પછવાડે એવા વિચારથી મક્કાથી નીકળ્યા હતા કે; જલદી જલદી સફર કરી ઇમામ હુસેન અ૦થી મળી જોઇએ તો ખબર કે સત્યવાદીનું છેવટ પરિણામ શું આવે છે?

આ હેતુથી તેઓ ઇમામ હુસેન અ૦ પછવાડે જલદી જલદી રવાના થઇ, આપે પાંચમી મનઝિલ બઝ્રીમીયાહ મૂકી અને તેઓ આપની લગભગ આવી પહોંચ્યા.

આપે કૂફા તરફથી આવતાં ઊંટ સ્વારની મુલાકાત માટે પોતાની સ્વારીને ઊભી રાખેલ, અને તે સ્વાર માર્ગ તરી સીધો ચાલ્યો ગયેલ; આ સર્વે પાછળ આવતા તે બન્ને અસદી બરાબર જોઇ શક્યા હતા તેથી તેઓએ પોતાના ઊંટોને તે ઊંટ સ્વારના રસ્તા તરફ હાંક્યાં, અને તેને મળ્યા. પૂછ્યું કે; 'તમે કોણ છો? અને ક્યાંથી આવો છો?'

તેણે જવાબ આપ્યો કે: 'મારૂં નામ બકર છે અને હું બનીઅસદની કોમમાંથી છું અને કૂફાથી આવું છું.'

તે બન્નેએ કહ્યું. 'અમે પણ બનીઅસદમાંથી જ છીએ હવે ખબર આપો કે કૂફાની શું સ્થિતિ છે?'

તે સ્વારે જવાબ આપ્યો કે: 'કૂફાની સ્થિતિ વિષે સવાલ ન પૂછો. કારણ કે તે માટે તો ઇમામ હુસેન અ૰ની મુલાકાત ન કરતાં, આડા માર્ગે લઈ અહીંઆ આવ્યો છું.'

તે બન્નેએ કહ્યું. 'કૂફાની સ્થિતિથી જાણીતા થવાની ઇમામ હુસેન અ૰ને જરૂર છે તેથી તેઓએ ખાસ તમને ખબર પૂછવા પોતાની સ્વારીને ઊભી રાખેલી; પણ તમે માર્ગ તરી આડે માર્ગે ચાલ્યા આવ્યા, જેથી તેઓ પૂછી ન શક્યા.'

તે સ્વારે કહ્યું. 'ભાઇઓ, તમો કૂફાની શું હકીકત પૂછો છો? ઓબયદુલ્લાહ ઝિયાદના આવ્યા પછી કૂફા શહેર તો અત્યાચારનું એક મ્હોટું સ્થાન થઇ પડ્યું છે. ઇમામ હુસેન અ૰મે બસરા મોકલેલ સોલયમાન કાસિદને સૂળીએ ચડાવી તે કૂફા આવ્યો. અને ત્યાં આવી તેણે કૂફાને હઝરત મુસ્લિમથી બેવફા બનાવ્યું. તે એટલે સુધી કે હઝરત મુસ્લિમને અને તેમના મદદગાર હાની વિગેરેને કતલ કરવી તેઓના પગોમાં રસ્સી બંધાવી લાશોને કૂફાની બજારો અને ગલીઓમાં ફેરાવવામાં આવી.'

આ સાંભળી તે બન્નેના તો હોશ ઊડી ગયા અને દિલગીર દિલે ઇમામ હુસેન અ૰ની પછવાડે એકદમ રવાના થયા.

ઇમામ હુસેન અ૰ની પાસે તો તેઓ રસ્તામાંજ પહોંચી ગયા; પણ રસ્તામાંજ આપને શોકમય સમાચાર સંભળાવવાની

તેઓની હિમ્મત ન ચાલી. તેથી તેઓ બન્ને ઇમામ હુસેન અ૦ સાથે જ આગળ વધ્યા.

ચાલતાં ચાલતાં છઠ્ઠી મનઝિલ ઝુબાલાપર આવી પહોંચ્યા: અને તે ઠેકાણે ઇમામ હુસેન અ૦મે ઉતરવાનો હુકમ આપ્યો.

સર્વે ઉતર્યા. તંબુઓ ઊભા કરી સર્વ સામાન પણ ગોઠવી દેવામાં આવ્યો. ઇમામ હુસેન અ૦ આરામથી બેઠા, તે વખતે તે બન્ને અસદીએ આપની ખિદમત આવી અરજ કરી 'અમો કાંઇ આપને ખાનગી સમાચાર સંભળાવતા ચાહીએ છીએ.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'ભલે, ખુશીથી કહો. મારા સાથીઓથી મારે કાંઇ છુપું રાખવાનું હોય જ નહિ. **જે સત્યપર હોય તે સંકટથી ડરતો નથી. અને જે સંકટથી ડરતો નથી તેને કોઇ વાત છૂપાવવાની હોય જ નહિ.** માટે જે કહેવું હોય તે નિડરપણે સ્પષ્ટ શબ્દોમાં ખુશીથી કહો."

ઇમામ હુસેન અ૦ના આ ચોકખા હુકમથી તેઓએ તે ઊંટ સ્વાર પાસેથી સાંભળેલા શોકમય સમાચાર આપને તદ્દન સ્પષ્ટ શબ્દોમાં સંભળાવ્યા. અને એ પણ કહ્યું કે; 'જે ઊંટ સ્વારને કૂફાના સમાચાર પૂછવા આપે આપની સ્વારી ઊભી રાખી હતી તેજ ઊંટ સ્વાર પાસેથી અમે આ શોકમય સમાચાર મેળવ્યા છે, તે આપને શોકમય સમાચાર સંભળાવી આપનાં હૃદયને આઘાત પહોંચાડવા ઇચ્છતો ન હોવાથી

આપથી તરી ચાલ્યો ગયો હતો. પણ તે અમારા જ કબીલાનો—અસદી—હોવાથી અમારા અતિ આગ્રહથી તેણે એ પ્રમાણે વાત સંભળાવી. અને તેણે એટલું પણ કહ્યું હતું કે; આ મારી નજરે જોયેલો બનાવ છે. જેથી આ વિષયમાં શંકા લાવવા જેવું કશું પણ નથી. માટે હવે આપને અહિંથી એક ડગલું પણ આગળ વધવામાં ભલાઇ નથી. આપ અહિંથી જ પાછા ચાલો.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'જેના પાસે પોતાનાં વચનની કિમ્મત હોય તે તો કોઈ પણ ભોગે પોતાનાં વચનથી વિમુખ થઇ શકે જ નહિં. મેં કુફાવાળાઓને કુફા આવવાનું વચન આપી દીધું છે, તેથી તે તરફ ગયે જ છુટકો. અસત્યવાદી સત્યને છોડે જ પણ તેથી કાંઇ સત્યવાદી સત્યને થોડો જ છોડી શકે? અને જે સત્યાગ્રહની સફર શરૂ કરે તે કાંતો સત્યાગ્રહને માર્ગે શહીદ થાય, અને કાંતો સામાને સત્યપર લાવે; તે સિવાય 'રૂકજાઓ' કે પાછા હઠોનો પોકાર ન જ કરી શકે.'

પછી ઇમામ હુસેન અ૦મે હઝરત મુસ્લિમના ભાઇઓ અને ફરઝન્દો તરફ જોઇ તેઓને આશ્વાસન આપ્યું અને ફરમાવ્યું. 'તમો પાછા જાઓ કે સત્યની સેવામાં મુસ્લિમ શહીદ થયા એ બસ છે.'

તેઓએ એક આવાજેઅરજ કરી. 'પોતાની મુક્તિને માટે સર્વએ સત્યની સેવા કરવી જોઇએ. સત્યની સેવામાં એકના ભોગથી બીજાની મુક્તિ થઇ શકતી

**નથી.** અમે સત્યની સેવા કરી કાંતો અસત્યને હરાવી સત્ય ગ્રહણ કરાવીએ છીએ, અને નહિ તો અમે પણ સત્યની સેવામાં અમારી જાનોની આહૂતી આપીએ છીએ.

ઇમામ હુસેન અ૦મે જવાબ વાળ્યો કે: '**ખરેખર સત્યના સાથીઓને સર્વસ્વનો ભોગ આપવા વખતે પણ પાછી પાની કરવી ન જ છાજે.**'

પછી આપે હઝરત મુસ્લિમનાં વ્હાલાં દિકરી રૂકય્યાને બોલાવ્યાં, અને પોતાના ગોઠણપર બેસારી માથાં ઉપર હાથ ફેરવી પ્યાર કરવા લાગ્યા.

રૂકય્યાએ આજે પોતાના કાકાના પ્યાર કરવાના ઢબને એક જૂદો જ પ્રકારનો જોઇ અરજ કરી. 'કાકાજી સાહેબ, એમ તો આપ મને રોજ પ્યાર કરો છો; પણ આજ આપ મને જૂદાજ પ્રકારનો પ્યાર કરો છો. આજના જેવો પ્યાર તો એને જ થાય કે જેનાં બાપ અથવા મા મરી જવા પછી યતીમ—અનાથ થઇ ગયાં હોય! મારા પિતાજી સાહેબ પરદેશ છે; તેથી આપનો આવો પ્યાર જોઇ મારૂં હૃદય ચીરાય છે. માટે ફરમાવો કે મારા પિતાજીના શું સમાચાર છે?'

રૂકય્યાની આવી પ્રેમ ભરી વાતોથી ઇમામ હુસેન અ૦ની ચક્ષુઓમાંથી અશ્રુઓની ધારા વ્હેવા લાગી. આપને તેણી પ્રત્યે પ્રેમનો ઉમળકો આવવાથી વળી પ્યાર કરી તેણીનાં માથાં ઉપર હાથ ફેરવી ગાલ ઉપર બોસા દઇ ફરમાવ્યું 'બેટી, તમારા પિતાજી આએ ક્ષણભંગૂર સંસારને ત્યાગી આખેરતના અમર પંથે સીધાવી ગયા; પણ તેથી શું થયું? આજથી

તમે મને તમારા પિતાજીની જગ્યાએ સમજો. તમે લેશ માત્ર દિલગીર ન થજો. વ્હેલાં કે મ્હોડાં એકનએક દિવસ સર્વેનાં માબાપ મરી જાય છે. તમે ન્હાનપણમાં બાપ વગરનાં યતીમ થયાં; તેથી તમને વધારે સદમો લાગે. પણ બેટી, સબર કરો. આપણું ઘર દરેક સંકટો ઉપર સબર કરતું આવ્યું છે માટે તમે પણ સબરના પાઠ શીખો.'

રૂકય્યાની ઉંમર ન્હાની હતી. વળી બાપનો કાયમનો વિયોગ થવાથી વિલાપના કરી રોવાં લાગ્યાં. ઇમામ હુસેન અ૦ તેમને આશ્વાસન આપતા હતા.

# કુમક માટે કૂફા કાગળ.

ઇમામ હુસેન અ૦એ કૂફા આવવાનો વાયદો કૂફીઓને મકકાથી પ્રથમથી જ આપી દીધો હતો. અને વળી ત્રીજી મનઝિલ સોઅલબીયાહથી પણ આપે પોતાના રવાના થવાનો કાગળ પોતાના દૂધભાઇ અબ્દુલ્લાહ યકતર સાથે કૂફા મોકલ્યો હતો; જેના હજુ કાંઇ સમાચાર મળ્યા ન હતા.

આવી રીતે ઇમામ હુસેન અ૦ કૂફીઓને પોતાના રવાના થવાના સમાચાર મોકલી આપી તે ફરજમાંથી તો મુકત થયા હતા. આપને કાંઇ તેઓને તૈયાર કરી યુધ્ધ આદરી રાજ્ય લેવાની આશા નહોતી. આપને તો તેઓને કાગળો

લખી ચેતાવી—અજમાવી પોતાની ફરજમાંથી મુક્ત થવાની મતલબ હતી.

આએ જે કુમક માટે રૂક્કા કાગળ લખેલ છે તે એવા શખ્સને લખેલ છે કે જે પોતાના ન્હાનપણના દોસ્ત હતા. વળી તે સત્ય માર્ગે શહીદ થવા અંતઃકરણથી ચાહતા હતા અને ઇમામ હુસેન અ૦ને તેની ખાત્રી હતી. તેથી તેને અમર જીંદગી ભોગવવામાં ભાગ દેવા આપે નીચે મુજબ કાગળ લખ્યો હતો.

'ભાઇ હબીબ બિન મઝાહિર, મારી સત્યતા અને સ્વતંત્રતાને ખાતર હું સંકટમાં ઘેરાઇ ગયો છું. મારી સત્યતા અને સ્વતંત્રતાની સાથે ઇસ્લામ ધર્મની સત્યતા અને સ્વતંત્રતા કેવો ઘાટો સંબંધ ધરાવે છે તે તમે સારી રીતે સમજો છો. માટે આ કાગળ દેખત તમો મને તુરત મળો. આ મારી સફર સત્યાગ્રહની સફર છે—સર્વસ્વનો ભોગ આપી ઇસ્લામને અમર કરનારી સફર છે. માટે જો સત્યને માર્ગે મરી પોતાની જીંદગીને અમર કરવા ઇચ્છતા હો તો આવો. સત્યની સેવા—કુમક કરતાં પોતાની જીંદગીને વ્હાલી ન સમજજો; નહિ તો પસ્તાશો.'

આએ કાગળને બંધ કરી કાસિદ સાથે રૂક્કા હબીબ ઇબ્ને મઝાહિરને રવાના કર્યો.

# લશ્કરને રજાનું લેકચર.



સાતમી મનઝિલ ઝુબાલા ઉપર ઇમામ હુસેન અ૦ને અબ્દુલ્લાહ બિન યકતરની શહાદતની પણ ખબર મળી ગઈ તેથી આપે પોતાનાં તમામ લશ્કરને તથા ભાઈઓ, ભત્રીજાઓ, ભાણેજો વિગેરેને પણ ભેગા થવા હુકમ આપ્યો.

તમામ ભેગા થઇ જવા પછી ઇમામ હુસેન અ૦એ નીચે મુજબ એક ટુંકું ભાષણ આપ્યું.

'અય લોકો, ખબરદાર થાઓ કે મારા ભાઇ મુસ્લિમ બિન અકીલના હાથપર મારી બયઅત કરનાર તમામ કૂફી લોકો મારાથી ફરી ગયા છે. તે એટલે સુધી કે મારા ભાઇને તથા તેમના કેટલાક મદદગારોને ઓબયદુલ્લાહ ઝિયાદે કતલ કરાવી તેઓના પગોમાં રસ્સી બંધાવી તેઓનાં લાશોને કૂફાની બજારોમાં અને ગલીઓમાં ફેરવાવી. અને એ પણ ખબર મળી ગયા છે કે અબ્દુલ્લાહ યકતર કે જે આપણો કાસિદ થઇ કૂફા ગયો હતો તેને હસીન બિન નમીરનાં લશ્કરે પકડી ઓબયદુલ્લાહ ઝિયાદ સામે ઊભો કર્યો. ઓબયદુલ્લાહ ઝિયાદે તેને કાગળની હકીકત કહેવા, અથવા અમારાપર ફટકાર કરવા હુકમ આપેલો; પણ તેમાંથી તેણે એક હુકમનું પાલન ન કરવાથી તેને અગાશી ઉપરથી ફેંકી દેવામાં આવ્યો કે જેથી તે બિચારાનાં હાડકેહાડકાંના ચૂરેચૂરા થઇ ગયા. હવે કૂફામાં

અમારા દોસ્તો માટે આશ્રો નથી રહ્યો. તે બિચારા જ્યાં ત્યાં ભાગતા ફરે છે. જેઓ હિમ્મત કરી રહે છે તેઓની જાનો જાય છે.

"ઓબયદુલ્લાહ ઝિયાદના હુકમથી હસીન બિન નમીર એક મ્હોટું લશ્કર લઇ આપણા ચારે તરફનો રસ્તો રોકી પડયો છે, જેથી હવે જેઓ અમારા સાથે રહે તેઓ પોતાની જાનની સલામતી ન જ ઇચ્છે. માટે જેઓને ચાલ્યા જવું હોય તેઓ ખુશીથી ચાલ્યા જાય. તમામને માટે છૂટ છે.'

ઇમામ હુસેન અ૦મે તો મક્કામાં કરેલ ભાષણમાં જ સંભળાવી દીધું હતું કે; 'જેઓ શહીદ થવા ચાહે, તેઓજ અમારો સાથ આપે.' તોપણ કેટલાક લોકોએ એવા વિચારથી સાથ આપ્યો હતો કે: 'ઇમામ હુસેન અ૦ હારે તે કદાપિ બને જ નહિ. જેમની મદદમાં આખું કૂફા ઉછળી રહ્યું હોય અને કાગળોપર કાગળો અને કાસિદોપર કાસિદો મોકલી તેડાવી રહ્યા હોય; તેઓ શું તેમની મદદ ન કરે? તે સિવાય બસરા, યમન વિગેરે પણ તેમના દોસ્તોથી ભરપૂર ભરેલ છે. તે દરેક ગામ ફકત એકેક કાગળ લખશે તોપણ તેમની મદદમાં હજારોની સખ્યામાં લશ્કર આવી ઊભું રહેશે. વળી તેમનામાં પણ કુદરતી શકિતનો પ્રવાહ વ્હે છે. આટલું છતાં પણ ઇમામ હુસેન અ૦ મહાત પામે તે તો માન્યામાં આવે જ કેમ? શાયદ—કદાચ લોકોના ઇમ્તેહાન—પરીક્ષા માટે તેમ કહેવામાં આવ્યું હોય! પણ ફત્તેહ તો ઇમામ હુસેન અ૦તરફ જ છે. જેથી માલ એટલો આવશે કે માલામાલ થઇ જઇશું.

આવા વિચાર અને ફક્ત લોભનાં કારણે સેંકડો લોકો મક્કાથી જ ઇમામ હુસેન અ૦ સાથે રવાના થયા હતા. અને રસ્તામાં પણ ફક્ત ઇમામ હુસેન અ૦નું લશ્કર હોવાના ખબર પડવાથી લૂટના માલની લાલચે લોકોનાં ટોળેટોળાં આપનાં લશ્કર સાથે ભળતાં હતાં. તેઓને ઇમામ હુસેન અ૦ની ફત્તેહ થવાની એટલી ખાત્રી હતી કે જેટલી સૂર્ય પૂર્વ દિશા તરફ ઉગવાની ખાત્રી દરેકને હોય છે. અને તે ખાત્રીને લીધે જ તેઓ ઇમામ હુસેન અ૦નાં લશ્કર સાથે તણાતા અને ભળતા આવતા હતા. તે એટલે સુધી કે છઠ્ઠી મનઝિલ ઝુબાલા સુધીમાં માલની લાલચને લીધે સાથ દેવાવાળાઓની સંખ્યા હજારો સુધી પહોંચી ગઇ હતી. પણ લશ્કરને રજા આપવાનાં ઇમામ હુસેન અ૦નાં ઉક્ત ભાષણે માલની લાલચે આવનારા ઘણાં ખરા માણસોનાં દિલ ડગમગાવી દીધાં; જેથી આડઆડ, દસદસ માણસોનાં ટોળેટોળાં ઊભા થઇથઇ ચાલવા માંડયા. આટલું છતાં પણ ઇમામ હુસેન અ૦નાં તે ભાષણને કેટલાક અજમાવવાની કસોટી સમાન સમજી પોતાની આશામાં નિરાશ ન થતાં પોતાના મતપર કાયમ રહી લાલચને લીધે બેસી રહ્યા. તેઓ તો ઇમામ હુસેન અ૦ની જીત માટે એટલે સુધી યકીન ધરાવતા હતા કે છેવટ માણસોની મદદથી નહિ તો કુદરતની કુમકથી પણ ઇમામ હુસેન અ૦ની જીત થવાની જ; કારણ કે કેટલીક વખત મ્હાન પેગમ્બર સાહેબની પણ તેવી જ રીતે જીત થયેલી હતી. અને આવી માન્યતાના પણ લાલચને લીધે સેંકડો લોકો બેસી રહ્યા હતા. અને ઇમામ હુસેન અ૦મે

ચાહ્યું હતે તો થતે પણ તેમજ; કારણ કે આપમાં સત્યતાની શક્તિ અપૂર્વ હતી. જમીનને હુકમ કર્યો હતે તો જમીન તેઓને સઘળાને પોતાનાં ઉદરમાં સમાવી દેતે. પણ ઇમામ હુસેન અ૦ને મારીને જીત નહોતી મેળવવી; પણ મરીને જીત મેળવવી હતી. તેઓ ઇમામ હુસેન અ૦માં સત્યનું બળ એટલું જાનતા હતા, તેથી જ તે આશામાં તેઓ બેસી રહ્યા હતા.

# પાપીઓ પ્રત્યે પ્રેમ.

ઇમામ હુસેન અ૦ છટ્ટી મનઝિલ ઝુબાલાપરથી જેઓને ભાગવું હતું તેઓને ભાગવા દઇ આગળ વધ્યા.

રસ્તામાં બનીઅક્રમમાંના એક વૃધ્ધ માણસની મુલાકાત થઇ. તેણે ઇમામ હુસેન અ૦ને અરજ કરી. 'આપને ખુદાની કસમ આપું છું કે આપ પાછા જાઓ.' ઇમામ હુસેન અ૦એ ફરમાવ્યું કે; 'તું જે માટે મને પાછા જવાનું કહે છે તેથી હું અજાણ નથી, પણ સત્ય ધર્મ—ઇસ્લામની સેવા કરવી મારા ઉપર ફરજ છે અને તે ફરજ બજાવતાં જે જે સંકટો આવે તેને સહન કરવા હું તૈયાર છું. તે લોકો ત્યાં સુધી મને નહિ છોડે કે જ્યાં સુધી મને શહીદ ન કરે. મારા શહીદ થવા પછી તે લોકોપર ખુદા એક એવા શખ્સને મુકરર કરશે કે જે તેઓને ઝલીલ—બેઇઝઝત કરશે.' એટલું ફરમાવી આપ આગળ રવાના થયા.

ચાલતાં ચાલતાં સાતમી મનઝિલ કસ્રેમકાતિલ કે જેને અશરાફ પણ કહે છે ત્યાં પહોંચ્યા અને ઉતરવા હુકમ આપ્યો.

સવાર થઇ તો તમામ મશ્કો પાણીથી છલોછલ ભરાવી લીધી અને પછી ત્યાંથી સફરને આગળ ઉપાડી.

* * *

બરાબર બપોરનો વખત હતો. તડકો સખત તપ્યો હતો. એટલામાં ઇમામ હુસેન અ૦નાં લશ્કરમાંથી એક શખ્સે 'અલ્લાહો અકબર'—અલ્લાહ સર્વથી મ્હોટો છે—નો આવાજ આપ્યો. ઇમામ હુસેન અ૦મે તેને ફરમાવ્યું. 'અલ્લાહ સર્વથી મ્હોટો છે તે ખરી વાત; પણ આ વખતે અલ્લાહો અકબર કહેવાનું શું કારણ છે?'

તેણે અરજ કરી. 'યા હઝરત, સામે ખજૂરીઓનાં ઝાડો જેવું કંઇ દેખાય છે! પણ તે ઠેકાણે ખજૂરીઓનાં ઝાડો મેં કોઇ દિવસ જોયાં નથી!!'

આ સાંભળી બીજા કેટલાકોએ કહ્યું. 'ખુદાની કસમ અમે પણ આ જંગલમાં કોઇ વખત ખજૂરીનાં ઝાડો જોયાં નથી! તે ખજૂરીનાં ઝાડો નહિ; પણ અમને તો તે કોઇ લશ્કરનાં ભાલાંઓની અણીઓ અને ઘોડાઓના કાનો જેવું દેખાય છે!'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે: 'મને પણ એવું જ જોવામાં આવે છે. શું આટલામાં આપણે આશ્રો મેળવી શકીએ, એવું કોઇ સ્થળ છે?'

અસ્હાબો—સાથવાળાઓએ અરજ કરી. 'હા, આ આપણી સામે ડાબી બાજુ જે ઝૂહિસ્મ—ઊંચાઇવાળી જગ્યા દેખાય છે ત્યાં તેઓની પહેલાં આપણે જો પહોંચી જઇએ તો તે રક્ષણ કર્તા થઇ પડશે. એટલે કે તે લશ્કર સાથે કદાચ લડવાનો પણ પ્રસંગ આવી પડે તો તે ઊંચાઇવાળી જગ્યા તરફ પીઠ કરી તેના સાથે નિર્ભયપણે લડી પણ શકાશે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે: 'ત્યારે ભલે, તે તરફ આપણી સ્વારીઓને જલદી જલદી ચલાવો.'

આ સાંભળી સર્વેએ પોતાની સ્વારીને ડાબી બાજુ ઝૂહિસ્મ—ઊંચાઇ વાળી જગ્યા તરફ વાળી; અને જલદી જલદી ચલાવવી શરૂ કરી.

ઇમામ હુસેન અ૦નાં લશ્કરને ડાબી બાજુ વળેલું જોઇ, સામેનું લશ્કર પણ ડાબી બાજુ વળ્યું. ઇમામ હુસેન અ૦નું લશ્કર ઉતાવળ કરી તેઓની પહેલાં ઝૂહિસ્મની જગ્યા ઉપર પહોંચી ગયું અને ઇમામ હુસેન અ૦નાં ફરમાન મુજબ ત્યાં ખયમા—તંબુઓ ઊભા કરવામાં આવ્યા.

એટલામાં સામેનું લશ્કર પણ આવી પહોંચ્યું; અને તેઓએ ઇમામ હુસેન અ૦નાં લશ્કર સામે પોતાનો પડાવ નાંખ્યો.

તડકો ઘણો જ તપ્યો હતો. સામેનાં લશ્કરમાં પાણી ખલાસ થઈ ગયું હતું તેથી તેઓની સ્થિતિ ઘણી દયાનક થઈ રહી હતી. અને તેઓના ઘોડાઓની જીભો બાહેર નીકળી પડી હતી.

ઇમામ હુસેન અ૰મે તેઓની એ સ્થિતિ જોઇ, પોતાનાં લશ્કરને હુકમ કર્યો કે; 'તેઓને અને તેઓના ઘોડાઓને પાણી પાઇ તૃપ્ત કરો.'

ઇમામ હુસેન અ૰નો હુકમ સાંભળતાં જ લશ્કરીઓ ઊભા થયા અને મશ્કો પકડી તેઓને અને તેઓના ઘોડાઓને પાણી પાવા લાગ્યા. તેઓમાં આપના ભાઇ જનાબે અબ્બાસ અને આપના શાહજાદા જનાબે અલીઅકબર પણ પાણી પીવરાવવામાં સાથે હતા.

અલી ઇબ્ને તઆન મોહારબી કે જે સામેનાં લશ્કરની સાથે હતો; પણ તેને અને તેના ઘોડાને પાણીની તૃષ્ણા વધારે હોવાથી તે પાછળ રહી ગયો હતો. જ્યારે તે તેનાં લશ્કરમાં પહોંચ્યો ત્યારે તેઓ પાણી વગરની દિલમાં બળતી આગને બુઝાવી ચૂકયા હતા. તેને અને તેના ઘોડાને તર્ષા જોઇ ઇમામ હુસેન અ૰મે ફરમાવ્યું. 'પાણીની ભરેલ મશ્કો લાદેલ ઊંટને બેસારી પાણી પીઇ લે અને તારા ઘોડાને પણ પીવરાવી લે.'

આ સાંભળી ઊંટને બેસારી મશ્કનું મોઢું ખોલી તે પાણી પીવા લાગ્યો. પણ તેનાથી પાણી ઢોળાતું જતું હતું. તેથી ઇમામ હુસેન અ૰ પોતે ઊભા થઇ મશ્કનું મોઢું બરાબર રાખી આપ્યું. જેથી તેણે સ્હેલાઇથી ધરાઇ પાણી પીધું અને તેના ઘોડાને પણ સારીરીતે પીવરાવ્યું.

આવી રીતે કૂફાવાળા જેવા બેવફા પાપી માણસો પ્રત્યે

પ્રેમ દર્શાવી ઇમામ હુસેન અ૦મે તેઓને અને તેઓના ઘોડાઓને પાણી પાઇ તેઓ તમામની તર્ષને છીપાવી.

# આગળ વધવા અટકાવ.

ઇમામ હુસેન અ૦મે સામેનાં લશ્કરને અને તેઓના ઘોડાઓને પાણી પીવરાવી તૃપ્ત કરાવ્યા પછી એક સ્વારને સામેનાં લશ્કરમાં મોકલ્યો કે તે તેના સરદારને પૂછી આવે કે; 'તમારો શું વિચાર છે?'

તે પૂછી જવાબ લાવ્યો કે; 'તે હજાર લશ્કરીઓની ટુકડીનો સરદાર હુર બિન યઝીદ રેયાહી છે; અને તેને ઓબયદુલ્લાહ બિન ઝિયાદે આપણને આગળ વધવામાં અટકાવ કરવા મોકલેલ છે.'

એટલામાં ઝોહર—બપોરની નમાઝનો વખત થવાથી આપે હુજ્જાજ બિન મસરૂકને અઝાન આપવા—બાંગ પોકારવા હુકમ આપ્યો.

હુજ્જાજ બિન મસરૂકે અઝાન આપવી—બાંગ પોકારવી શરૂ કરી અને આપ લુગડાં બદલવા તંબુમાં પધાર્યા.

આપ લુગડાં બદલી બાહેર આવ્યા અને અઝાન પણ પૂરી થઇ. પછી આપે બન્ને લશ્કર વચ્ચે ઊભા રહી, હૂરી લશ્કરને ઉદ્દેશી નીચે મુજબ ભાષણ આપ્યું.

'અય લોકો, ખુદાની ખુશી એમાં છે કે પ્રમાણિક બનો, અને તેને ઓળખો. અમે મ્હાન પેગમ્બર સાહેબના ખાસ સંબંધી છીએ. ખિલાફત અને ઇમામતનો હક અમારો છે. અમે અમારા દાવામાં જુઠા નથી કે તમારા ઉપર જબરાઇ કરવા માગતા નથી. છતાં જો તમે અમને નાપસંદ કરતા હો, અને જાણી કરી અમારા હકથી અજાણ થતા હો, અને તમે કાગળો તથા કાસિદોદ્વારા અમારા સાથે જે જે વચનોથી બંધાયા છો તે તમામથી ફરી જવા ચાહતા હો, તો કાંઇ નહિ; હું મારે માર્ગે પાછો ચાલ્યો જાઉં.'

આ સાંભળી સામેનાં લશ્કરના સરદાર હુરે કહ્યું. 'અમે આપના કાગળો અને કાસિદો વિષે કાંઇ પણ નથી જાણતા.'

ઇમામ હુસેન અ૦મે અકબા બિન સમઆનને હુકમ કે: 'કાગળોનો થેલો લાવો.' અકબા બિન સમઆને થેલો લાવી હુરની સામે ઠલવી દીધો. હુરે કહ્યું. 'આ કાગળો લખવામાં હું સાથે નહતો.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે; 'તમારાં લશ્કરમાં કેટલાક એવા માણસો છે કે જેઓએ મને તેડાવવા કાગળો લખ્યા હતા અને કેટલાક એવા છે કે મને તેડાવવાના કાગળોમાં સહીઓ કરી હતી. છતાં પણ મારા વિષે તેઓનો મત ફર્યો હોય, અને હું ફરી આવું તેમાં તેઓ હવે રાજી ન હોય તો ભલે, હું અહિંથી જ પાછો ફરી જાઉં.'

હુરે કહ્યું. 'મને આપને આગળ વધતા અટકાવવાનો, અને પાછા પણ નહિ જવા દેવાનો હુકમ કરેલ છે. જેથી હું

તેથી વિરૂદ્ધ વર્તી આપને પાછા જવાની રજા આપી શકતો નથી. હું ઓબયદુલ્લાહ ઝિયાદને તે વિષે પૂછાવું છું. જે તેનો હુકમ આવશે, તે પ્રમાણે કરીશ.'

એટલું કહી તેણે ઇમામ હુસેન અ૦ની મુલાકાત થવાના સમાચાર લખ્યા અને હવે પછી તેમના સાથે કેવીરીતે વર્તણુંક કરવી તે પણ પૂછાવ્યું. અને તે કાગળ કાસિદ સાથે કૂફા ઓબયદુલ્લાહ ઝિયાદને રવાના કર્યો. અને તે જલદી પહોંચાડી તેનો જવાબ પણ જલદી લઇ આવવા હુકમ કર્યો.

પછી ઇમામ હુસેન અ૦મે હુરને કહ્યું. 'તમે તમારા લશ્કરને ઝોહરની નમાઝ પડાવો, અને હું મારાં લશ્કરને પડાવું છું.'

હુરે અરજ કરી. 'આપની હાજરીમાં હું નમાઝ ન પડાવી શકું. આપ જ બન્ને લશ્કરોને નમાઝ પડાવો.'

ઇમામ હુસેન અ૦મે બન્ને લશ્કરને નમાઝ પડાવી અને અસરની નમાઝ પણ એવી જ રીતે બન્ને લશ્કરને સાથે ઉભા રાખી પડાવવામાં આવી.

પછી આપે પોતાનાં લશ્કરને હુકમ ફરમાવ્યો કે; 'ઉઠો, અને સ્વાર થાઓ.'

તમામ લશ્કર તયાર થઇ સ્વાર થયું. ઇમામ હુસેન અ૦ પણ અશ્વરુઢ થયા.

આ જોઇ હુર ઇમામ હુસેન અ૦ પાસે દોડી આવ્યા, અને ઘોડાની લગામ પકડી અરજ કરી. 'આપ એટલીવાર

સબર કરો કે મારા કાગળનો જવાબ આવી જાય.'

ઇમામ હુસેન અ૦—'એટલીવાર હું મારી સફરને અટકાવી શકતો નથી.'

હુર—'જ્યાં સુધી પત્રનો જવાબ પાછો ન ફરે, ત્યાં સુધી હું આપને જવા દઇશ નહિ.'

ઇમામ હુસેન અ૦—'તમે મને અટકાવનાર કોણ! હરગિઝ હું તમારી મનાઇનો હુકમ પાળી શકનાર નથી.'

હુર—'તો પછી આપ એવા રસ્તાપર ચાલો કે જે મદીના કે મક્કા તરફ જતો ન હોય, અને કૂફા તરફનો પણ ન હોય.'

આ સાંભળી આપે પોતાના અશ્વને ડાબી બાજુ ચલાવ્યો. હુર પણ લશ્કર સહિત આપની પાછળ ચાલ્યા.

---

# દોસ્તોની અડગ દ્રઢતા.

ઇમામ હુસેન અ૦ પોતાનાં લશ્કર સાથે આગળ વધ્યે જતા હતા. હુરનું લશ્કર પણ પાછળ ચાલ્યું જતું હતું. હુર પોતાના ઘોડાને ઇમામ હુસેન અ૦ના ઘોડા સાથે ચલાવતો હતો અને આપને સમજાવતો જતો હતો કે; 'આપને ખુદાની કસમ આપું છું કે આપ આએ કૂફી કોમ સાથે લડાઇ ન કરજો; નહિ તો તેઓ આપને કતલ કર્યા વગર નહિ છોડે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'અય હુર, શું તમે મને મોતથી ડરાવો છો ? મને કતલ કરવા સિવાય તમારાથી બીજું શું થઇ શકવાનું હતું ? મારી માન્યતા ઇબ્ને અવસના જેવી છે કે જે વખતે તેણે પેગમ્બર સાહેબની મદદમાં જંગ કરવાનો વિચાર કર્યો તે વખતે તેના કાકાના દિકરા ભાઇએ કહેલ કે; 'અરે કયાં જાય છે ?! જઇશ તો નક્કી માર્યો જઇશ.' ઇબ્ને અવસે જવાબ આપેલ કે; 'હું મરવા જાઉં છું. અને **સત્યને માર્ગે મરવામાં મર્દને કાંઇ શરમ ન હોય.** અગર હું જીવતો રહીશ તો પસ્તાઇશ નહિ, અને માર્યો જઈશ તો કોઇ મને ખરાબ નહિ કહે. **સત્યથી છેટા ભાગનાર માટે એજ બસ છે કે તેઓ જીવતા રહે, અને તેઓનું નાક જમીન સાથે ઘસડે.'**

ઇમામ હુસેન અ૦નો એ જવાબ સાંભળી હુર આપથી જૂદો થઇ પોતાનાં લશ્કર સાથે ચાલવા લાગ્યો.

ચાલતાં ચાલતાં આઠમી મનઝિલ હજ્જાનુલ્નોઅમાનપર આપ આવી પહોંચ્યા. ત્યાં આપને તિરમ્માહ બિન અદી અને મજમઅ ઇબ્ને અબ્દુલ્લાહ મળ્યા કે જેઓ કૂફાથી આવતા હતા. આપે તેઓથી કૂફાની સ્થિતિ પુછી.

મજમએ અરજ કરી. 'કૂફાના મ્હોટા મ્હોટા સરદારો ને ઓબયદુલ્લાહ ઝિયાદે મ્હોટી મ્હોટી લાંચની રકમો આપી પોતાની તરફ ખેંચી લીધા છે; અને સર્વએ આપની સામે થવા સંપ કરી લીધો. જુઓ કે કૂફીઓનાં દિલ તો આપ તરફ

જ છે પણ તેથી શું ફાયદો ? કાલે તેઓની જ તલ્વારો આપ સામે ખુલ્લી થશે.

'કૂફાની બાહેર મયદાનમાં મેં એટલું લશ્કર જોયું કે જેટલું લશ્કર આજ સુધી મેં ક્યાંય નહોતું જોયું. તપાસ કરતાં માલુમ પડયું કે તે તમામ આપના ઉપર ચડાઇ કરવા એકઠું થયું છે.'

આના જવાબમાં ઇમામ હુસેન અ૦ કાંઇ પણ ન ફરમાવતા આગળ વધ્યા. તે એટલે સુધી કે સાંજના વખતે કસ્રે બની મકાતિલ નામની જગ્યામાં ઉતર્યા. ત્યાં આપે એક તંબુ જોયો. પૂછા કરી તો જવાબ મળ્યો કે: તે તંબુ અબ્દુલ્લાહ ઈબ્ન હુરે જાઅફીનો છે.'

તેને બોલાવવા માટે આપે એક માણસને મોકલ્યો. તેણે જવાબ આપ્યો કે; 'એટલા માટે તો હું કૂફાથી ભાગી નીકળ્યો છું કે ન મારે ઇમામ હુસેનની મદદ કરવી પડે, તેમ ન મારે તેમની સામેનાં લશ્કરમાં ઊભું રહેવું પડે.'

આપના હુકમથી પાછલી રાત્રે તમામ મશ્કો પાણીથી ભરી લેવામાં આવી, અને પછી ત્યાંથી તેજ વખતે આપ રવાના થયા.

સવારની નમાઝનો વખત થયો: જેથી સર્વએ સ્વારી નીચે ઉતરી નમાઝ પડી લીધી, અને પછી તુરત ત્યાંથી કૂચ કરી.

ચાલતાં ચાલતાં નવમી મનઝિલ ઝીહમપર આવી પહોં-ચ્યા અને ત્યાં આપ ઉતર્યા.

પછી આપે આપના સાથવાળાઓને ભેગા કરી ફરમાવ્યું. 'સમયે પોતાની જે સૂરત બનાવી છે તે તમો જુઓ છો. કુકૃત્ય ચાલ્યાં ગયાં, અને અધર્મનાં કામોનો આરંભ થઇ ચૂકયો. સત્યના સેવકોની સંખ્યા તદ્દન ઘટી ગઇ, અને અસત્યવાદીઓ વધી પડયા. હવે એ વખત આવી પહોંચ્યો છે કે અસત્યવાદી—પાપીઓથી સત્યાગ્રહ કરી, પોતાના પરવરદિગારથી મુલાકાત કરવાની ઇચ્છા રાખીએ. **ઝાલિમોથી સહકાર કરી જીવવાં કરતાં, મરવું સારૂં છે; અને તે મરણને હું શહાદત સમજું છું.'**

આ સાંભળી ઝહીર બિન કયન ઊભા થયા અને અરજ કરી. 'આપનું ફરમાન અમે સાંભળ્યું. ખુદાની કસમ આપનો સાથ છોડવાથી આએ ક્ષણભંગૂર જીંદગી અમર જીંદગી થાય તેમ હોય, છતાં પણ અમે તો તે અમર જીંદગી કરતાં આપની સાથે રહી શહીદ થવાને જ શ્રેષ્ટ સમજીએ છીએ.'

પછી હિલાલ બિન નાફેઅ ઊભા અને તેમણે અરજ કરી. 'કસમ ખુદાની અમે પરવરદિગારની મુલાકાતથી અણગમો નથી ધરાવતા; અને અમે મોતથી પણ નથી ડરતા. અમે અમારી સત્યતાપર અડગ છીએ. અમે આપના દોસ્તને દોસ્ત, અને આપના દુશ્મનને દુશ્મન સમજીએ છીએ.'

પછી બુરૈર બિન ખઝીરે ઊભા થઇ અરજ કરી. 'આપનાં કારણથી ખુદાએ અમારાપર એ ઉપકાર કર્યો છે કે

અમને સત્ય માર્ગે શહીદ થવાની તક આપી. આપની સાથે રહી અમારાં શરીરના ટુકડે ટુકડા થઇ જાય તેમાં જ અમે ખુશી છીએ કે જેથી આપના નાનાના પવિત્ર આત્મા અમારાથી ખુશી થાય.'

પછી આપે ત્યાંથી પડાવ ઉપાડી આગળ કૂચ કરી; અને જાહેર રસ્તાને છોડી, નાને માર્ગે રવાના થયા.

---

# કૂફ઼ા છેલ્લો કાગળ.

ઇમામ હુસેન અ૦નું ન્હાનું એવું લશ્કર ઇમામ હુસેન અ૦ સાથે ચાલ્યું જતું હતું અને હુરનું લશ્કર તેને ઘેરી સાથે સાથે ચાલતું હતું.

આપ આપનાં લશ્કર સમેત નયનવાની જમીનની નજીક પહોંચ્યા; એટલામાં કૂફ઼ા તરફથી એક કાસિદ આવતો દેખાયો કે જે ઘણીજ ઝડપથી પોતાની સ્વારીને દોડાવતો દોડાવતો ચાલ્યો આવતો હતો. બન્ને લશ્કરોની નજર તે તરફ હતી.

એકાએક તે સ્વાર નજીક આવી પહોંચ્યો, અને પોતાની કમાનને ખભા ઉપરથી નીચે ઉતારી. તેણે જાણી જોઈને ઇમામ હુસેન અ૦ને સલામ તો ન કરી, પણ આપના સામે નજર વ્રટિક ન કરી.

તેણે હુરને સલામ કરી. પોતાની કમરમાંથી કાગળ કાઢી તેને આપ્યો. તે કાગળ ઓબયદુલ્લાહ ઝિયાદનો હતો. હુરે તે કાગળ બન્ને લશ્કર સાંભળી શકે એવી રીતે જોરથી નીચે મુજબ વાંચ્યો.

'જે વખતે આએ કાગળ પહોંચે તેજ વખતે હુસેનને એવાં જંગલની અંદર ઘેરો કે જે વસ્તીથી દૂર હોય. અને પાણીની સગવડ પણ ન હોય. અને આએ કાસિદને મેં હુકમ આપ્યો છે કે જ્યાં સુધી મારા હુકમનો અમલ ન થાય ત્યાં સુધી તમારાથી જૂદો ન થાય. અને મારા હુકમપર અમલ થવાની સાથે જ તે મારા પાસે આવી મને ખબર આપે.'

પછી હુર ઇમામ હુસેન અ૦ પાસે આવ્યા અને અરજ કરી. 'આપે સાંભળ્યું કે ઓબયદુલ્લાહ ઝિયાદે આપના ઉપર કેટલી સખ્તી કરવાનો કાગળ મારા ઉપર લખ્યો છે? અને આવેલ કાસિદને મારા ઉપર જાસૂસ જેમ મુકરર કર્યો છે. જેથી મારા ઉપર જરૂર છે કે હું તેના હુકમનું પાલન કરૂં. હવે આપ અહિંથી એક પગલું આગળ વધો તે આપના માટે લાયક નથી.'

હુરનું આટલું કહેવું અને નયનવાની જમીનનું આવવું તુર્તજ ઇમામ હુસેન અ૦ સ્વારીથી નીચે ઉતર્યા અને સર્વને ઉતરવા ફરમાન કર્યું.

ઇમામ હુસેન અ૦નું લશ્કર ઉતર્યું અને તેના સામે હુરનાં લશ્કરે પણ પોતાનો પડાવ નાંખ્યો.

પછી ઇમામ હુસેન અ૦મે કૂફીઓને એક છેલ્લો કાગળ નીચે મુજબ લખ્યો,

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આએ કાગળ હુસેન બિન અલી તરફથી સોલયમાન બિન સાદ ખઝાઈ, મોસય્યબ બિન નજબા, વકારેઆ બિન શદાદ, અબ્દુલ્લાહ બિન વઆલ વિગેરે વિગેરે કૂફાના મુસલ્માનોપર છે.

'સલામ બદ તમે જાણો છો કે મહાન પેગમ્બર સાહેબે ફરમાવેલ છે કે: '**જે કોઇ એવી સલ્તનતને જુએ કે જેણે ધર્મને ત્યાગી અધર્મનાં કામો આદર્યાં હોય, આપેલ વચનોથી ફરી અવિશ્વાસ મેળવ્યો હોય અને નીતિ વિરૂદ્ધનાં કામો કરી પ્રજાપર અત્યાચાર થતા હોય; છતાં તે ઝુલ્મી સલ્તનતના હુકમનો કર્મ અને વાણીથી જે કોઇ અનાદર ન કરે તો ખુદા ઉપર ફરજ છે કે તે ઝુલ્મી સલ્તનતના કર્તા સાથે તેને પણ જહન્નમમાં નાંખે.**'

'તમે જાણો છો કે બનીઉમૈયા સયતાનના સેવકો બન્યા છે. તેઓએ સત્ય છોડી અસત્ય આચરણ આદરેલ છે. મુસલ્માનોમાં ફિસાદ બર્પા કર્યો છે. ખુદાના હકોને ભૂલાવી દીધા છે. મુસલ્માનોના માલને પોતે વાપરવા લાગ્યા છે. હરામને હલાલ અને હલાલને હરામ સમજે છે. તેઓ કરતાં ખિલાફતને લાયક હું વધારે છું. વળી તમોએ મને કાગળો અને કાસિદો મોકલી તેડાવ્યો છે. અગર તમો તમારા તે વાયદાપર મક્કમ હો, તો તમારા માટે સારૂં છે. અને અગર ફરી ગયા

હો તો તે તમારા માટે નવાઇ નથી; કારણ કે તમે મારા પિતાજી હઝરત અલી અ૦, મારા મ્હોટા ભાઇ ઇમામ હસન અ૦ અને મારા કાકાના દિકરા ભાઇ મુસ્લિમ બિન અકીલની સાથે પણ એવી જ રીતે વર્ત્યા છો. ગડાઇ કરશે તે શખ્સ કે જે તમારા ઉપર ફત્તેહ મેળવશે. તમે હાથે કરીને તમારો સ્વતંત્રતાનો હક ખોયો. **પ્રતિજ્ઞાનું પાલન ન કરવાવાળા પોતાની જાતનું જ નુકસાન કરે છે.** નજીકમાં ખુદા મને તમારાથી બેપરવા કરશે.'

પછી કાગળને બંધ કરી, કયસ ઇબ્ને મસહર સયદાવીને આપી કુફા રવાના કર્યો; અને આપે પણ ત્યાંથી કુચ કરી.

# સફરનો છેડો.

ઇમામ હુસેન અ૦ નયનવાથી આગળ વધતા હતા, અને હુર આપને અટકાવતા હતા. ઇમામ હુસેન અ૦ તેમને સમજાવતા હતા કે; 'જ્યાં સુધી હું મનઝિલે મકસૂદપર નહિ પહોંચું, ત્યાં સુધી સફર કરવાથી અટકીશ નહિ.' હુર અરજ કરતા હતા કે, 'ઓબયદુલ્લાહ ઝિયાદનો કાગળ લાવેલ કાસિદ મારા ઉપર જાસૂસ તરીકે રહેલ છે માટે આપ આપની સફરને રોકી મારા ઉપર આવતી આપત્તિને અટકાવો.'

ઇમામ હુસેન અ૦ અને હુર વચ્ચે આવી રીતે વાતચિત ચાલતી હતી. હુર આપના માર્ગની આડા ઊભા રહેતા હતા: ઇમામ હુસેન અ૦ તેમને સમજાવી ખસેડતા હતા અને સફરને આગળ લંબાવતા હતા.

ઇમામ હુસેન અ૦ સાથે હુરની આ પ્રમાણે વર્તણુંક જોઇ ઝોહૈર બિન કયને આવેશમાં આવી જઇ ઇમામ હુસેન અ૦ને અરજ કરી. 'આપ રજા આપો કે આ આપનું વારંવાર અપમાન કરનાર પાપી લશ્કરને તેની સજાએ પહોંચાડીએ.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. '**સત્યવાદીઓ પોતાના અપમાનની ખાતર યુદ્ધ ન જ આદરે.** સત્ય માટે યુદ્ધ કરવું પડે તોપણ: **યુદ્ધનો આરંભ સત્યવાદીથી ન જ થાય.**'

ઇમામ હુસેન અ૦ના આએ સંયમનાં શિતળ વચને ઝોહૈર બિન કયનને શાંત કર્યા.

ઇમામ હુસેન અ૦ની સફર ચાલુજ હતી. હુર આપની આડા ફરતા હતા. આપ તેમને સમજાવી ખસેડી આગળ વધ્યે જતા હતા.

એટલામાં આપને એ પણ સમાચાર મળ્યા કે: 'કુફાનો મોકલેલ કાગળ લઇ જનાર કાસિદ કયસ ઇબ્ને મસહર સયદાની પણ પકડાઇ જવાથી શહીદ થયા.'

આ સમાચાર સાંભળી ઇમામ હુસેન અ૦મે પોતાના હાથ આસમાન તરફ ઊંચા કર્યા, અને પ્રાર્થના કરી. 'ખુ-

દાવન્દા, મારા અને મારા દોસ્તોના આત્માને શાંતિ આપ. તેઓને મારા સાથે તારી રેહમત—દયાનાં રેહઠાણમાં જગ્યા આપ. તું દરેક કામમાં સંપૂર્ણ શક્તિ ધરાવે છે.'

આ સાંભળી હિલાલ બિન નાફેએ બજલી બોલી ઉઠયા. 'આપના નાના સાહેબથી એ ન બની શકયું કે દરેકના દિલમાં સત્યની સેવા ઉત્પન્ન કરે. જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી મુનાફેકો—સત્યનાં ટોળાંમાં રહેનાર પણ અસત્ય આચરનારાઓથી દુઃખ ઉઠાવતા રહ્યા. આપના પિતાજી સાહેબે પણ એવીજ રીતે જીંદગી પૂરી કરી. અને આપના બિરાદરો બુઝુર્ગ—મ્હોટા ભાઇનો પણ એજ હાલ થયો. અને અત્યારે આપની પણ એજ સ્થિતિ છે. આપ અમારે માટે જરા પણ દિલગીર ન થજો. અમારે માટે અમારો ખુદા છે તે બસ છે. આપ ભલાઇ અને સત્યપર છો. આપ અમને ગમે ત્યાં લઇ જાઓ. જોઇએ તો પૂર્વમાં લઇ જાઓ અને જોઇએ તો પશ્ચિમમાં લઇ જાઓ; અમે આવવા તૈયાર છીએ. ખુદાની કસમ અમે કોઇ પણ સંકટથી ડરતા નથી. અમે મોતને હોંશથી ભેટી પરવરદિગારની મુલાકાત ઇચ્છીએ છીએ. અમારી નિય્યત સાફ છે અને આપ જેવા સત્યની સેવાને અમે પસંદ કરી છે. અમે આપના દોસ્તોના દોસ્ત અને દુશ્મનોના દુશ્મન છીએ. આપ અમને જે હુકમ કરો તે દિલોજાનથી બજાવી લાવવા તૈયાર છીએ.'

પછી બુરેર ઇબ્ને ખઝીર હમદાનીએ અરજ કરી. 'ખુદાના લાખલાખ શુક્ર—એહસાન કે અમને એ પ્રસંગ

પ્રાપ્ત થયો કે અમે સત્યની સેવા કરીએ, અને તે માટે સં-કટો ભોગવીએ. અમારી આ સેવામાં અમારા શરીરના કટકે કટકા થઇ જાય તો પણ અમને કાંઇ પરવા નથી. ધિક્કાર છે એ જીંદગીને કે જેમાં સત્યની સેવા ન થઇ શકે. તેઓના આત્માને શાંતિ નથી; અને પરલોકમાં તેઓને પશ્ચાતાપ સિવાય કાંઇ પ્રાપ્ત થવાનું નથી.'

ઇમામ હુસેન અ૦મે પછી પોતાના દોસ્તો, ભાઇઓ, ભત્રીજાઓ અને ભાણેજો તરફ નિરાશાની નજરથી જોયું, અને એક ઉંડો શ્વાસ ખેંચી આગળ વધ્યા.

આપની સ્વારી ચાલી જતી હતી એટલામાં એકાએક આપનો ઘોડો થંભ્યો. આપે ઘોડો બદલ્યો; તે પણ ન ચાલ્યો. ત્રીજો લીધો; તે પણ ન વધ્યો. એવી રીતે કેટલાક ઘોડા ફેરવ્યા, પણ એકએ પોતાના પગ ન સેરવ્યા!

આપે સાથવાળાઓને પૂછ્યું કે; 'આ કઇ જમીન છે?' જવાબ મળ્યો કે; 'આ જમીનનું નામ કરબલા છે.'

આ સાંભળી આપે હુકમ આપ્યો કે; 'બસ, ઉતરી જાઓ. આ અમારા ઉતરવાની જગ્યા છે. આ અમારૂં કાયમનું રહેઠાણ કરવાની જગ્યા છે. અમારી મનઝિલ મકસૂદ આવી પહોંચી. અમારી સફરનો છેડો પૂરો થયો.

'હવે આપણે એવે ઠેકાણે તંબુઓ નાખીએ કે જ્યાં વસ્તી હોય, અને પાણીચારાની સગવડ થાય.'

સાથવાળાઓએ ગાઝરીયા, સકીયા, મારીયા વિગેરે આ-

જુઆજુનાં ગામડાઓનાં નામો લીધાં. તેમાં વધારે વસ્તી ગાઝરીયાની હતી.

હુરે આરી તે કરબલાનાં રેતીનાં રણ સિવાય ક્યાંઇ પણ ઉતરવા આપવાની મનાઇ કરી; અને તે ઇમામ હુસેન અને લશ્કરને ઘેરી આડા ઉભા રહ્યા. ઇમામ હુસેન અ૦એ તેને ઘણી રીતે સમજાવી કહ્યું કે: 'અમારી સાથે સ્ત્રીઓ અને ન્હાનાં ન્હાનાં બચ્ચાં છે; જેથી અમને વસ્તીની અને પાણીની સગવડની જરૂર છે. માટે અમને આજુબાજુનાં ચાર પાંચ ગામડામાંથી કોઇ પણ એક ગામડાની બાજુમાં ઉતરવાની રજા આપો.'

હુરે જવાબ આપ્યો કે: 'આપ જાણો છો કે ઓબય-દુલ્લાહ ઝિયાદનો કેવો સખત હુકમનો કાગળ આવ્યો છે; છતાં અત્યાર સુધી મેં તેના ઉપર અમલ કર્યો નથી. જ્યાં સુધી હું તે હુકમ ઉપર અમલ નહિ કરૂં, ત્યાં સુધી આ કાસિદ મારાથી છૂટો થાય તેમ નથી. માટે હવે મારે મારા હાકિમનો હુકમ માનવોજ પડશે, અને આપને અહિં ઉતરવું પડશે.'

આ સાંભળી વળી ઝહીર બિન કયનને જોશ આવી ગયો અને અરજ કરી. 'અમારા કબજામાં તલ્વાર છે અને અમારાં શરીરમાં જાન બાકી છે, તે છતાં આપનું આવીરીતે અપમાન થાય તે અમારાથી નથી જોવાતું. તેઓ મર્દ છે અને અમે શું નામર્દ છીએ? અમારી હાજરીમાં આઓ પાપી લોકો સામે આપ આટલે દરજ્જે લાચારી કરો, તે અમને

મરવા કરતાં વિશેષ છે. માટે અમને રજા આપો કે અમે તેઓની બેમોરૂવ્વતાઇ—નફટાઇનો બદલો આપીએ.' આટલું કહેતાની સાથે જ ઝહીરે તલ્વારપર હાથ નાંખ્યો, અને તે જોઇ બીજા તમામે તલવારની મુઠ પકડી. હુરનાં લશ્કરમાં પણ તલ્વાર ખેંચાણી.

ઇમામ હુસેન અલ્મે હાથના ઇશારાથી તમામને મના કરી, અને ફરમાવ્યું. 'ભાઇઓ, **સત્યના સેવકો હોય તે પોતાની સગવડતાની ખાતર સંયમને ન છોડે. ગમે તેવી અગવડતામાં પણ સત્ય અને સંયમને સાંચવે એજ સાચો સત્યવાદી હોઇ શકે. અસત્યવાદી ઉશ્કેરાઇ સંયમને છોડે, પણ સત્યવાદી તો સંયમને ન જ છોડે.** તો આએ મારી લાચારી નથી, પણ સંયમ છે. **પાપીઓનાં હૃદયમાં સંયમને સ્થાન ન જ હોય;** તેથીજ તેઓ આએ મારા સયંમને નથી સમજી શકતા. પણ જે અનંતબળ સંયમમાં સમાયલું છે તે બીજા શામાંય નથી. તેથી હું તો શરીરબળથી નહિ, પણ સંયમબળથી લડી તેઓનો પરાજય કરીશ. માટે તમો શરીરબળથી નહિ પણ સંયમબળથી લડવા તૈયાર રહો; અને તેઓના કહેવાનુસાર અહિં જ આપણા તંબુઓ ઊભા કરો.'

આ સાંભળી તમામે તલ્વાર મ્યાન કરી, અને તેજ ઠેકાણે—દસમી મનઝિલ કરબલા નામનાં રેતાળ રણમાં તંબુઓ ઊભા કરવા લાગ્યા.

# મરણની જગ્યાનું મૂલ.



ઇમામ હુસેન અ૦ હીજરી સન ૬૧ના મોહર્રમ માસની બીજી તારીખ અને ગુરૂવારે કરબલાનાં મયદાનમાં આવ્યા અને ત્યાંજ આપના હુકમ મુજબ એકબીજાની લગોલગ તંબુઓ ઊભા કરવામાં આવ્યા. હુર પણ આપના તંબુઓની સામે ત્રણ માઈલ દૂર ફુરાત નદીને કિનારે તંબુઓ નાંખી પડયા.

હુરે પોતાનાં રહેઠાણની વ્યવસ્થા કરી રહેવા પછી એક કાગળ કૂફા નીચે મુજબ લખી મોકલ્યો.

'હુસેન બિન અલીને તેમનાં લશ્કર અને સ્ત્રી બચ્ચા સહિત કરબલાનાં ઉજડ રણમાં ઉતાર્યાં છે. હવે તેઓ અહિંથી ક્યાંઇ પણ જઇ શકે તેમ નથી માટે આપની ઇચ્છાનુસાર હુકમ કરશો કે તે ઉપર અમલ કરવામાં આવે.'

* * *

ઇમામ હુસેન અ૦મે તંબુઓ તથા સરસામાન વિગેરેની વ્યવસ્થા કરાવી રહેવા પછી એક કાગળ નીચે મુજબ મદીના આપના ભાઈ મોહમ્મદ હનફીયાને લખી મોકલ્યો.

'બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ. આ એ કાગળ, હુસેન બિન અલી તરફથી મોહમ્મદ બિન અલી ઉપર છે.

'સલામ સદ હવે મેં જીંદગીથી હાથ ઉપાડી લીધો છે અને શહાદતપર કમર કસી છે. આ એ દુનિયાની જીંદગીને

એવી સમજુ છું કે જ્યાણે છેજ નહિ; અને આખેરતની જીંદગીને અનંત સમજુ છું. હું તો આલોકની ક્ષણભંગૂર જીંદગીને વેચી તેના બદલામાં પરલોકની અમર જીંદગી ખરીદવા તત્પર થયો છું. ખુદા સદાય સત્ય સાથે જ છે.'

પછી ઇમામ હુસેન અ૦મે નયનવાનાં ગામડાંનાં માણસોને બોલાવ્યા અને ફરમાવ્યું:

'તમારી આએ જમીન ઉપર હું રહેવા માગું છું અને હું મારું અહિં કાયમનું રહેવું પસંદ કરું છું. માટે તમો મને કાંઇ પણ ભાવે આએ જમીનને વેચાતી આપો એમાં મારી ખુશી છે.'

તે લોકોએ અરજ કરી. 'હઝરત, અમો અમારા બાપદાદાથી સાંભળતા આવ્યા છીએ કે આએ જમીન ઉપર ઉતરવાવાળા કોઇ પણ પેગમ્બર અથવા ઇમામ સુખથી રહી શક્યા નથી—કાંઇ પણ આપત્તિની અંદર આવી પડેલાજ છે. માટે આપ આએ જમીન ઉપર વસવાટ કરવાનો વિચાર ન કરો.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું કે: 'આએ જમીન જયારથી ઉત્પન્ન થઇ છે ત્યારથી મારે માટે જ વસવાટ કરવા નિર્માણ થઇ ચૂકી છે.'

તે લોકોએ અરજ કરી: 'ભલે; જેવી આપની ઇચ્છા.'

પછી ઓરસ ચોરસ ચાર માઇલ જમીન સાઠ હજાર દિરહમ—આશરે દસ હજાર રૂપીઆ આપી તે લોકો પાસેથી નીચેની શરતે વેચાતી લીધી.

૧. આએ જમીન ઉપર અમારી કબરો થવાની છે માટે ખેતી ન કરવી.

૨. જે અમારી કબરોની પૂછા કરતા આવે તેને અમારી કબરોનાં નામોનિશાન બતાવી દેવાં.

૩. જે અમારી કબરોનાં દર્શનાર્થે આવે તેઓની ત્રણ દિવસ સુધી પરોણાગત કરવી.

આએ શરતોને તે લોકોએ કબુલ કરી, અને સાઠ હજાર દિરહમ લઇ ચાલ્યા ગયા.

આવી રીતે તેઓ પહોંચ્યા તેજ દિવસ એટલે મોહર્રમ તારીખ બીજી ને ગુરુવારે જ મુલ આપી મરવાની જગા વેચાતી લીધી.

# વૃદ્ધ દોસ્તો વચ્ચે વાતચિત.

'કેમ ભાઇ મુસ્લિમ, આજકાલ કૂફાની શું સ્થિતિ છે?' હબીબ બિન મઝાહિર નામના બુઢા શખ્સે ગાંધીની દુકાનેથી ડાઢી રંગવા કલપ વેચાતો લેતા મુસ્લિમ બિન અવસજા નામના પોતાના એક વૃધ દોસ્તને બજારમાંથી ચાલ્યા આવતા જોઇ સવાલ કર્યો.

'ભાઇ હબીબ, આજકાલ કૂફાની અજબ સ્થિતિ જોવામાં આવે છે! ચારે તરફથી ફોજપર ફોજ ચાલી આવે છે! સ-

રાણીવાઓને અને લુહારોને જરાવારની ફુરસત નથી. લડા-ઇનાં શસ્ત્રો સજાવાં અને નવાં કરાવવાં લોકો આમતેમ દોડ-ધામ કરી રહ્યા છે!' મુસ્લિમ બિન અવસજાએ હબીબના સવાલના જવાબમાં કુફાની સ્થિતિનો ટુંક પરિચય કરાવ્યો.

'આ તમામ કોની ઉપર ચડાઈ કરવાનો સામાન તૈયાર થાય છે?!' હબીબે અજબ થઇ વળી પ્રશ્ન કર્યો.

'બનીઉમૈયા બનીહાશમના દુશ્મન છે. અને અત્યારે બનીઉમૈયા સામે માથું ઉપાડનાર ઇમામ હુસેન અ૦ સિવાય બીજા કોણ છે? તેથી આ તમામ ચડાઇની તૈયારીઓ તેઓ કર જ થઇ રહી છે.' મુસ્લિમે હબીબના પ્રશ્નનો ચોકખો ઉત્તર આપ્યો.

'બસ, હું તો હવે મારી દાઢીને મારાં રક્તનો જ કલપ લગાડીશ.' હબીબે પોતાના હાથમાંથી કલપને ફેંકી દેતા કહ્યું.

'મારી પણ એજ ઇચ્છા છે. તમે જાઓ ત્યારે મને ખબર આપજો.' મુસ્લિમે હબીબને ભલામણ કરી.

'ભલે.' એ ટુંકા શબ્દ સાથે વૃદ્ધ દોસ્તો વચ્ચે વાત-ચીતનો અંત આવ્યો અને બન્ને પોતપોતાનાં ઘર તરફ વિદાય થયા.

# સંકટમાં વૃદ્ધ દોસ્તોની સ્હાય.



'આજે મારાં ગળામાં વારમ્વાર ફાળીઓ આટંક છે. તે ઉપરથી સમજાય છે કે આજે કાંઇ દુઃખદાયક સમાચાર મળવા જોઇએ.

'તમારી સ્થિતિ પણ હું કેટલાક દિવસથી ચિંતામય જોઉં છું. રાતના આરામથી સુતા નથી. દિવસના પેટ ભરી જમતા નથી. દાઢીને કલપ લગાડવો પણ છોડી આપ્યો છે. જરૂર તમે કાંઇ સંકટમય સમાચાર સાંભળ્યા હોવા જોઇએ. હબીબની સ્ત્રીએ જમતા જમતા ઉપર મુજબ હબીબને વાત કરી.

'એમજ છે. ઇમામ હુસેન અ૦ ઉપર ચડાઇ થવાના સમાચાર સાંભળ્યા છે તેથી શોકમય છું.' હબીબે પોતાની સ્ત્રીને કહ્યું.

'દરવાજો ખોલો.' હબીબ અને તેમની સ્ત્રી વચ્ચે ઉપર મુજબ વાતચિત થતી હતી તેટલામાં કોઇએ દરવાજો ખટખટાવી ખોલવા આવાજ આપ્યો.

હબીબે જઇ દરવાજો ખોલ્યો તો એક કાસિદને ઊભેલો જોયો. તે કાસિદે હબીબને સલામ કરી એક કાગળ આપ્યો.

હબીબે કાગળ ખોલી વાંચ્યો તો તે કાગળ ઇમામ હુસેન અ૦નો હતો જે કે આપે હબીબને રસ્તામાંથી લખ્યો હતો.

હબીબની સ્ત્રીએ પૂછ્યું કે: 'કાગળ કોનો છે?' હબીબે જવાબ આપ્યો કે: 'ઇમામ હુસેન અ૦નો છે.' હબીબની સ્ત્રીએ પૂછ્યું: 'શું લખે છે?' હબીબે કહ્યું. 'મને મદદ માટે બોલાવે છે.'

હબીબની સ્ત્રી— 'શું વિચાર છે?'

હબીબ— 'યુદ્ધના વિચારો પણ યુદ્ધ જ હોય.'

હબીબની સ્ત્રી— 'તે કેમ બને કે ઇમામ હુસેન અ૦ તમને મદદ માટે બોલાવે અને તમે આનાકાની કરો.'

હબીબ— 'મને તારી ફીકર છે.'

હબીબની સ્ત્રી— 'મારી ફીકર ન કરો અને જલ્દી જલ્દી સીધાવો.'

હબીબ— 'સાબાશ! હું આવાજ જવાબો સાંભળવાની આશા ધરાવતો હતો. હું તૈયાર છું.'

પછી હબીબે પોતાના ગુલામને કહ્યું. 'ઘોડાને તૈયાર કરી ગામ બાહેર લઇ જા; હું આવું છું.'

હબીબે મુસ્લિમ બિન અવસજાને ઇમામ હુસેન અ૦ના કાગળની અને પોતે તૈયાર થઇ કરબલા જવાની ખબર આપી

મુસ્લિમ બિન અવસજા પણ તૈયાર થયા અને બન્ને ગામ બાહેર આવ્યા. જોયું તો હબીબનો ગુલામ ઘોડો લઇ ઉભો છે અને વધારે વાર લાગવાથી ઘોડાને કહે છે કે; 'તું ફીકર ન કર. આપણા માલિક હબીબ નહિ આવે તો હું જ તારા ઉપર સ્વાર થઇ ઇમામ હુસેન અ૦ની મદદે જવાનો.'

ઇમામ હુસેન અ૦ પ્રત્યે પોતાના ગુલામનો આટલે દરજ્જે પ્રેમ જોઇ હબીબ ઘણા ખુશી થયા.

પછી હબીબે પોતાના ગુલામને કહ્યું કે; 'જા, તને મેં મારી ગુલામીમાંથી મુક્ત કર્યો.'

ગુલામે જવાબ આપ્યો. 'વાહ! આપના ઉપર સત્યની સેવા કરવી ફરજ અને મારા ઉપર નહિ?! હું પણ આપની સાથે જ ઇમામ હુસેન અ૦ની સેવાર્થે આવું છું.'

પછી હબીબ, મુસ્લિમ બિન અવસજા અને હબીબના ગુલામ એ ત્રણે જણા કરબલા તરફ રવાના થયા.

* * *

ઇમામ હુસેન અ૦ને કૂફાના રસ્તા તરફ ધૂળ ઉડતી નજર આવી. તે જોઇ આપ ઊભા થયા અને તે તરફ આગળ ચાલ્યા.

આપને જતા જોઇ દોસ્તોએ પૂછ્યું. 'કયાં પધારો છો?' આપે ફરમાવ્યું. 'મારો ન્હાનપણનો દોસ્ત હબીબ તેના દોસ્ત મુસ્લિમ બિન અવસજા અને તેના ગુલામ સહિત આવે છે તેઓની સ્વાગત માટે,'

આ સાંભળી કેટલાક માણસો આપની સાથે સ્વાગત માટે રવાના થયા.

ઇમામ હુસેન અ૦ને તેઓના દોસ્ત સાથે સ્વાગત માટે આવેતા જોઇ, હબીબ અને મુસ્લિમ ઘોડા ઉપરથી નીચે ઉતરી ગયા.

સામસામા મળતા તમામ આપસમાં ભેટયા અને ઇમામ હુસેન અ૦મે તથા હબીબ બિન મઝાહિરે હર્ષનાં અશ્રુ વહેવરાવ્યાં.

પછી માન સહિત તેઓને તંબુમાં લઇ આવ્યા, અને સર્વેએ તેઓનો સારો સત્કાર કર્યો. ઇમામ હુસેન અ૦નાં બ્હેન જનાબે ઝયનબે તેઓને પડદામાંથી આશીશના ઉદ્દગાર કહેવરાવ્યા.

# ૨૪ પ્રાંતની રૂસ્વત.

કરબલાથી હુરનો કાગળ કૂફાના હાકિમ ઓબયદુલ્લાહ બિન ઝિયાદને મળવાની સાથેજ તેણે ઇમામ હુસેન અ૦ને કાગળ લખ્યો કે: 'મેં સાંભળ્યું છે કે તમે કરબલામાં આવી ઉતર્યા છો. યઝીદે મને લખ્યું છે કે જ્યાં સુધી હુસેનને મારા તાબેદાર ન બનાવું અથવા કતલ ન કરાવું; ત્યાં સુધી પેટ ભરીને ખાવું ન ખાઉં અને નરમ બિછાનાપર આરામ ન કરૂં.'

* * *

ઇમામ હુસેન અ૦ને તે કાગળ મળ્યો, આપે વાંચી ફાડી ફેંકી દીધો.

કાસિદે જવાબ માગ્યો. આપે ફરમાવ્યું. 'તેનો જવાબ હું આપવા નથી ચાહતો.'

* * *

કાસિદે ફુક્ષ જઈ કાગળ ફાડી ફેંકી દેવાના અને કાંઈ પણ જવાબ ન આપવાના સમાચાર ઓબયદુલ્લાહ ઝિયાદને પહોંચાડયા.

ઓબયદુલ્લાહ ઝિયાદે હસીન બિન નમીર કે જે કાદસીયામાં ચાર હજારનું લશ્કર લઇ પડયો હતો તેને કરબલા ઝડપથી પહોંચવા હુકમ લખી મોકલ્યો.

પછી ઓબયદુલ્લાહ ઝિયાદે પોતાનાં તમામ લશ્કરમાં ઢંઢેરો પીટાવ્યો કે; 'જે કોઇ હુસેન બિન અલી સામે લડવા જઇ તેમનાં સરને કાપી લાવે તેને સાત વરસ સુધી રય પ્રાંતની હુકુમતની સનદ લખી આપવામાં આવશે.'

આ બીડું ઉમર બિન સાઅદે ઝડપ્યું અને ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે જઇ પોતે તે કામ માટે તૈયાર હોવાનું કબુલ કર્યું.

ઓબયદુલ્લાહ ઝિયાદે કહ્યું. 'ભલે; તૈયાર થાઓ.'

ઉમર બિન સાઅદે કહ્યું. 'મને એક મહીનાની મુદત આપો.'

ઓબયદુલ્લાહ—'એક દિવસની પણ નહિ.'

ઉમર બિન સાઅદ—'દસ દિવસની આપો.'

ઓબયદુલ્લાહ—'બિલકુલ નહિ.'

ઉમર બિન સાઅદ—'ત્યારે ત્રણ દિવસની તો આપો.'

ઓબયદુલ્લાહ—'બિલકુલ નહિ; અત્યારે ને અત્યારે રવાના થાઓ.'

ઉમર બિન સાઅદ—'ઠીક; ત્યારે હવે આજના દિવસની ફુરસત આપો. કાલે રવાના થઇશ.'

ઓબયદુલ્લાહ—'હરગિઝ નહિ. જવું હોય તો આજે જ જાઓ: અને ન જવું હોય તો ના પાડો કે બીજાને મોકલું. રય જેવા પ્રાંતની હુકુમત કે જેના તાબામાં સિત્તેર હજારનું લશ્કર રહે! અને વળી તે સાત વરસ સુધી!!'

ઉમર બિન સાઅદ—'ત્યારે ભલે; તૈયાર થઉં છું.'

ઓબયદુલ્લાહ—'જાઓ; જલદી આવો.'

# કામિલની જીભ કાપી.

ઉમર બિન સાઅદ ઘરે ગયો. તેના સગા સંબંધીઓને ખબર પડવાથી તેઓ તેને સમજાવવા આવ્યા. તે ન માન્યો. તેના ન્હાના છોકરાએ તથા તેના ભાણેજ હમઝા બિન મોગીરાએ તેને ઘણો સમજાવ્યો, છતાં ન માન્યો. તેનો મ્હોટો છોકરો હફસ તેના સાથે સંમત થયો; કારણ કે તે આત્માને અમર નહોતો માનતો. તેથી તે આત્માના સુખદુઃખને હસી કાઢતો.

હફસની સંમતિથી તે પોતાનાં કામમાં વધારે બળવાન બન્યો.

એટલામાં ઉમર સાઅદના દોસ્ત કામિલને ખબર પડવાથી તે પણ ઉમર સાઅદ પાસે આવ્યા, અને તે કામમાં કાંઇપણ મદદગાર ન બનવા આગ્રહ કર્યો.

કામિલની પ્રેમપૂર્વક અને જ્ઞાનથી ભરેલી શિખામણથી ઉમર સાઅદ પોતાના વિચારમાં કાંઇક પાછો હટયો

તે ખબર ઓબયદુલ્લાહ ઝિયાદને મળ્યા. તેણે તેને બોલાવી સત્ય કહેવાની સજામાં કામિલની જીભ કપાવી નાંખી. તે દર્દમાં તે ફક્ત એકજ દિવસ જીવી સ્વર્ગવાસ થયા.

---

# કૂફાથી ઉમર સાઅદ કરબલા.



ઉમર બિન સાઅદ રય પ્રાંતની હકુમતની લાલચમાં સપડાયો. તેણે કોઇની શિખામણને ન માની. અને છ હજારનું લશ્કર લઇ કૂફાથી કરબલા આવી પહોંચ્યો.

ઓબયદુલ્લાહ ઝિયાદે ઉમર સાઅદને સરદાર બનાવી લશ્કર મોકલવામાં એટલી ઉતાવળ અને એવી ચાલાકીથી કામ લીધું કે મોહર્રમ તારીખ ત્રીજના ઢંઢેરો પીટાવ્યો અને તેજ દિવસે તેને તૈયાર કરી છ હજારનું લશ્કર આપી તેજ તારીખના કરબલા પહોંચતો કર્યો*

---

* કરબલાથી તે વખતનું કૂફા આશરે દસ માઇલ થતુ હતું તેથી ઉમર સાઅદ તૈયાર થઇ તેજ દિવસે કરબલા આવી પહોંચે તે બનવા જોગ છે. 'મોહિબ.'

ઉમર સાઅદે કરબલામાં આવતાંજ પહેલું એ કામ કર્યું કે ઉરવા બિન કયસ અહમસીને બોલાવી તેને ઇમામ હુસેન અ૦ પાસે એક સંદેશો પહોંચાડવા કહ્યું.

તેણે ઇમામ હુસેન અ૦ને બોલાવવા કાગળો લખ્યા હતા તેથી ચોકખી ના પાડી. ઉમર સાઅદે બીજા માણસને કહ્યું. તેણે પણ ના પાડી. એવીરીતે તે જેને જેને કહેતો હતો તેઓ તમામ ના પાડતા હતા: કારણ કે કૂફાનો ઝાઝો ભાગ ઇમામ હુસેન અ૦ને કાગળો લખવામાં અને તેમાં સહી શાહીઓ કરવામાં શામિલ—સાથે હતા.

છેવટ કસીર બિન અબ્દુલ્લાહ શેઅબી તે કામ માટે તૈયાર થયો અને ઉમર સાઅદને કહેવા લાગ્યો કે: 'હુસેનને સંદેશો તો શું? પણ તેનું માથું કાપી લઇ આવવું હોય તો તેપણ લઇ આવું!'

ઉમર સાઅદે કહ્યું. 'માથાંનું કામ નથી. તું એટલું પૂછી આવ કે આપ અહિં શામાટે આવ્યા છો?'

તે ગયો અને જ્યારે ઇમામ હુસેન અ૦ના તંબુની પાસે પહોંચ્યો. ત્યારે અબુ તમામા સયદાવીએ તેને આવતો જોઇ અરજ કરી. 'ખુદા તેની બુરાઇથી બચાવે જે કે આખા કૂફામાં બદતરમાં બદતર છે તે આ તરફ આવે છે!' એટલું કહી ઉભા થઇ તંબુના દરવાજા પાસે ગયા: અને તેને આવતો અટકાવી કહ્યું. 'તારે ઇમામ હુસેન અ૦ પાસે જવું હોય તો તલવાર મને સોંપી જા.' તેણે ના પાડી.

અબુ તમામા—'એમ નહિ તો તારી તલ્વાર ઉમર મારો હાથ રાખવા દે.' તેમ પણ તેણે ના પાડી.

અબુ તમામા—'તેમે નહિ તો તારે જે સંદેશા કહેવો હોય તે મને કહે; હું ઇમામ હુસેન અ૦ને પહોંચાડી તેનો જવાબ લેતો આવું.' તે પણ તેણે કબુલ ન કર્યું.

અબુ તમામા—'જયારે તેમ પણ કબુલ નથી કરતો, ત્યારે હું તને તલ્વાર સાથે લઇ ઇમામ હુસેન અ૦ પાસે જવા દેવાનો જ નથી; કારણ કે હું તારી બુરાઇઓથી બરાબર જાણીતો છું.'

તેણે કહ્યું. 'મને તલવાર સાથે નહિ જવા આપો તો હું પાછો જઇશ.'

અબુ તમામા—'પાછો ભલે જા.'

આથી તે અબુ તમામાને બુરું બોલતો પાછો ચાલ્યો ગયો. અને બનેલી તમામ વાત ઉમર સાઅદને કહી.

ઉમર સાઅદે કુર્રાહ બિન કયસ હન્તલીને બોલાવી કહ્યું. 'તું ઇમામ હુસેન અ૦ પાસે જા અને પૂછ કે આપ અહિં શામાટે આવ્યા છો? અને હવે શું વિચાર રાખો છો?'

કુર્રાહ જયારે ઇમામ હુસેન અ૦નાં લશ્કર પાસે પહોંચ્યો, તો આપે તેને જોઇ આપનાં લશ્કરને પૂછ્યું. 'તમારામાંથી કોઇ આ આવતા શખ્સને ઓળખે છે?'

હબીબ બિન મઝાહિરે અરજ કરી. 'તે શખ્સ બનીહન્તલાનાં કુટુંબનો છે; અને મારો ભાણેજ થાય છે. તે

ડહ્યો અને અકકલમંદ છે મને એ વ્હેમ પણ ન હતો કે તે આપણી સામા પક્ષમાં આવી ઉભો રહેશે.'

એટલામાં તે શખ્સ નજીક આવી પહોંચ્યો. ઝહીર બિન કયને તેને અટકાવી પૂછ્યું. 'તું અહિં કેમ આવ્યો છે?' તેણે નમ્રતાથી જવાબ આપ્યો. 'હું ઉમર સાઅદનો સંદેશો ઈમામ હુસેન અ૦ને કહેવા આવ્યો છું. અગર મને હજૂરનાં દર્શનનો લાભ લેવા દેશો તો અરજ કરીશ.'

ઝહીરે કહ્યું. 'ભલે; હથીઆર ખોલી અહિં મુકતો જા.' તેણે ખુશીની સાથે હથીઆર કાઢી ત્યાં રાખી આપ્યાં.

પછી તે ઈમામ હુસેન અ૦ની સેવામાં હાજર થયો અને અઝીઝ આજેઝી અને નમ્રતાઈની સાથે સલામ અને ચરણ સ્પર્શ કરી; ઉમર સાઅદે કહેવરાવેલ સંદેશો કહ્યો.

આપે તેને પ્રેમથી પોતાના પાસે બેસારી જવાબ આપ્યો. 'કૂફાના અમીર ઉમરાવોએ મને કાગળો અને કાસિદો મોકલી બોલાવ્યો અને હું આવ્યો. અગર હવે તેઓનો મત ફર્યો હોય, અને મારા આવવાથી તેઓ રાજી ન હોય; તો ભલે: હું જે તરફથી આવ્યો છું તે તરફ પાછો ચાલ્યો જાઉં.'

કુર્રાહે અરજ કરી. 'જે લોકોએ આપને કાગળો લખી, અહિં સુધી લાંબી સફર કરવાની તકલીફ આપી; તેજ લોકો હવે આપને છોડી ઓબયદુલ્લાહ ઝિયાદના તરફદાર બન્યા છે. ધિક્કાર છે તેઓ ઉપર.'

આટલું કહી તે ઉભો થઇ પોતાનાં હથીઆર બાંધી ઉ-

મર સાઅદ તરફ પાછો જવા લાગ્યો. તે વખતે હબીબ બિન મઝાહિરે કહ્યું. 'અય કુરોહ, અફસોસની વાત છે કે સત્યને છોડી અસત્ય તરફ પાછો જાય છે!'

કુરોહે જવાબ આપ્યો. 'એવો તે કોણ મૂર્ખો હશે કે સ્વર્ગમાં આવી પાછો નર્કમાં જાય! પણ વાત એમ છે કે હું તો સંદેશો પહોંચાડવા આવ્યો હતો; તો તેનો જવાબ પહોંચાડવો મારા ઉપર ફરજ છે. પછી હું તે વિષે વિચાર કરીશ.' એટલું કહી તે ઉમર સાઅદનાં લશ્કર તરફ ચાલ્યો ગયો, અને પછી પાછો ન આવ્યો!

કુરોહે જઇ ઇમામ હુસેન અ૦ને આપેલ જવાબ ઉમર સાઅદને સંભળાવ્યો. ઉમર સાઅદે તેજ વખતે ઓબયદુલ્લાહ ઝિયાદને એક કાગળ નીચે મુજબ લખ્યો.

'હું જે વખતે કરબલા પહોંચ્યો, તેજ વખતે હુસેન બિન અલી પાસે કાસિદ મોકલી મેં પૂછાવ્યું કે આપ શામાટે અહિં આવ્યા છો? તેમણે જવાબમાં કહેવરાવ્યું કે કૂફાવાળાઓએ કાગળોપર કાગળો અને કાસિદોપર કાસિદો મોકલી મને આમંત્રણ આપ્યાં; અને તેથી હું આવ્યો. અગર જો તેઓનો મત હવે ફરી ગયો હોય, અને મારૂં આવવું તેઓને હવે પસંદ ન હોય તો મને રજા આપો કે હું પાછો ચાલ્યો જાઉં.'

આવી રીતે કાગળ લખી ઉમર સાઅદ કરબલામાં આવ્યો તેજ તારીખે એટલે મોહર્રમ તારીખ ત્રીજી શુક્રવારે તે કાગળ એક જલદી ચાલનાર ઊંટ સ્વારને આપી કૂફા રવાના કર્યો.

# દમનનીતિનો દોર.



હેસાન બિન કાએદ અબ્સી કહે છે કે; 'જે વખતે ઉમર સાઅદનો કાગળ કરબલાથી ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે આવ્યો, તે વખતે હું ત્યાં હાજર હતો. તેણે ઉમર સાઅદનો કાગળ વાંચી કહ્યું. હુસેન બિન અલી અમારા પંજામાં ફસાઈ હવે નીકળવા ચાહે છે!'

પછી તેના જવાબમાં કાગળ લખ્યો કે: 'તમારો કાગળ મળ્યો, વિગત જાણી. તમે હુસેન બિન અલી સાથે એવી વર્તણુંક ચલાવો કે તે અને તેમના દોસ્તો યઝીદની બયઅત કરવા તૈયાર થાય. બયઅત કરવા પછી તેમના વિષે અમારે જે વિચાર કરવો હશે તે કરીશું.'

આવી રીતનો ઉમર સાઅદને તેના કાગળનો જવાબ લખી, તે કાસિદને આપી રવાના કરી; ઓબયદુલ્લાહ ઝિયાદ મસ્જીદમાં ગયો અને લોકોને ભેગા કરાવી નીચે મુજબ ભાષણ આપ્યું.

'અય લોકો, અબુસુફયાનના ફરઝન્દોની તમે પૂરેપૂરી પરીક્ષા કરી લીધી. તેઓ તમારી પરીક્ષામાં પાસ થયા. અને આપણાં ખલીફા યઝીદને પણ તમે જાણી લીધા કે તે કેવા રૈયત પરવરશ અને સારી વર્તણુંકના છે! તેઓ હંમેશાં પોતાની રૈયત તરફ ઉદાર દિલના રહે છે! અને તેઓના સમયમાં શાંતિ પ્રસરી રહી છે! તે રૈયત તરફ એવી રીતે વર્તે

છે કે જેવી રીતે તેમના બાપ મોઆવીયાહ વર્ત્યા હતા. યઝીદ તેના ફરઝંદ છે કે જેણે સામાન્ય લોકોની સાથે પણ સારી વર્તણુંક ચલાવી હતી, અને તેઓને જુદીજુદી રીતે બક્ષીસો આપી માલદાર બનાવી દીધા. તમોને સેંકડો રૂપીઆનાં વર્ષાસન બાંધી આપ્યાં. અને હજુ મને યઝીદનો હુકમ છે કે હું તમારાં વર્ષાસનમાં વધારો કરૂં અને તમને હુસેન બિન અલી કે જે યઝીદના જાની દુશ્મન છે તેમની સામે જંગ કરવા મોકલું. માટે તમે તેમનો હુકમ માની તૈયાર થાઓ.'

પછી તે દારૂલ ઇમારત—સરકારી મહેલમાં ગયો અને ખઝાનાનો દરવાજો ખોલી આપી સૌસોની લાયકાત પ્રમાણે પગારો બાંધી આપ્યા; અને તમામને હુસેન અને તેનાં લોકોના તાબે બનાવી તૈયાર કર્યા.

અને પછી સરદારો બનાવી લશ્કર મોકલવું શરૂ કર્યું. મોહર્રમની ચાર પાંચ અને છ તારીખ સુધીમાં તો કરબલામાં અઠ્ઠાવીસ હજારનું લશ્કર નીચેના સરદારોની સરદારી નીચે ભેગું કરી આપ્યું.

૩૦૦૦ હજારનું હુર બિન યઝીદ રેયાહી સાથે રસ્તો રોકવા મોકલ્યું હતું તે.

૪૦૦૦ હજારનું હસીન બિન નમીર સાથે કૂફા અને મક્કા સિવાયના તમામ રસ્તા રોકવા કાદસીયાથી ખફાન અને ખફાનથી કતકતાનીયા સુધી બેસાડ્યું હતું તે.

૬૦૦૦ હજારનું ઉમર બિન સાઅદ સાથે ત્રીજી તારીખે મોકલ્યું હતું તે.

૪૦૦૦ હજારનું શીશ બીનને રબઇ સાથે.
૪૦૦૦ હજારનું ઉર્વાહ બિન કયસ સાથે.
૪૦૦૦ હજારનું સિનાન બિન અનસ સાથે.
૩૦૦૦ હજારનું મઝાએર બિન રહનીયુસ માઝની સાથે.
૨૦૦૦ હજારનું યઝીદ બિન રકાબ કલબી સાથે.
૨૦૦૦ હજારનું નઝર બિન ખરશા સાથે.
૧૦૦૦ હજારનું મોહમ્મદ બિન અશઅસ સાથે.
૧૦૦૦ હજારનું અબદુલ્લાહ હસીન સાથે.
૧૦૦૦૦ હજારનું ખોલી અસબહી સાથે.
૩૦૦૦ હજારનું બકર બિન કઅબ બિન તલહા સાથે.
૧૦૦૦ હજારનું હેજાર બિન હુર સાથે.

આવી રીતે ચોદ સરદારોની સરદારી નીચે કરબલામાં ૪૮૦૦૦ અડતાલીસ હજારનું લશ્કર મોહર્રમ તારીખ છઠ્ઠી સુધીમાં મોકલી ચૂકયો; અને તે તમામ લશ્કરનો તથા તેઓના સરદારોનો સરદાર ઉમર બિન સાઅદને બનાવી નીચે મુજબ હુકમ લખી મોકલ્યો.

'ઉમર બિન સાઅદ. તમારા પાસે હું જબરૂં લશ્કર મોકલી ચૂકયો છું કે જેથી તમે હુસેન બિન અલી સાથે ન લડવાનું કાંઇ પણ બહાનું કાઢી ન શકો; અને તે તમામ લશ્કર તથા તેઓના સરદારોના સરદાર મેં તમને બનાવેલ છે. માટે હવે તેઓથી લડવા તૈયાર થાઓ, અને સવાર સાંજના સમાચાર મને મોકલતા રહો.'

આટલું લશ્કર મોકલવા છતાં પણ ઓબયદુલ્લાહ ઝિયા-

હને સંતોષ ન થયો: જેથી દમનનીતિનો દોર દર્શાવનારો એક સખ્તાઇનો નવો હુકમ બાહેર પાડયો કે: ' જે કોઇ કરબલા હુસેન બિન અલી સામે જંગ કરવા નહિ જાય, તેનાં ઘરબારને લુટી લઇશ; અને તેને કતલ કરીશ.'

પછી તો લોકોને પકડી પકડી સોસો બસોબસોની ટુકડીઓ મોકલવી શરૂ કરી તે એટલે સુધી કે છેવટ દસદસ અને વીસવીસની ટુકડીઓ પણ મોકલવા માંડી. તેઓમાં કેટલાક એવા પણ હતા કે જેઓ ઇમામ હુસેન અ૦થી લડવાને પસંદ કરતા ન હતા; તેથી તેઓ આગળ જઇ બીજે રસ્તેથી પાછા આવતા હતા.

તે વાતની ઓબયદુલ્લાહ ઝિયાદને ખબર પડી, તેથી તેણે તેવાઓને ગોતી પકડી લાવવા સાઅદ ઇબ્ને અબ્દુર્રહમાનને હુકમ આપ્યો.

તે એક વખત એક શામી—શામના રહેવાવાળાને પકડી લાવ્યો, ઓબયદુલ્લાહ ઝિયાદે તેને તુરત કતલ કરાવ્યો. પછી કોઇની પાછા ફરવા હિમ્મત ન ચાલી.

---

# છૂપી ચિઠ્ઠી.

---

ઓબયદુલ્લાહ ઝિયાદનો ઉમર સાઅદના જવાબમાં લખેલ અગાઉ કરબલા તારીખ ચોથીના ઉમર સાઅદને મ-

જ્યો. તે વાંચી ઉમર સાઅદે કહ્યું. 'ઓબયદુલ્લાહ ઝિયાદ ઇમામ હુસેન અ૦ની હયાતીને ચાહતો નથી.'

તે કાગળ વિષે ઉમર સાઅદે ઇમામ હુસેન અ૦ને વાતે ન કરી: કારણ કે તે જાણતો હતો કે ઇમામ હુસેન અ૦ કોઇ પણ રીતે યઝીદની બયઅત કરે તેમ નથી.

ઇમામ હુસેન અ૦ અને તેમના દોસ્તો યઝીદની બયઅતને કબુલ ન કરે તો તેમની સાથે લડાઇ કરવાનો તાકીદનો કાગળ ઓબયદુલ્લાહ ઝિયાદનો આવવા છતાં ઉમર સાઅદે એવી આશાથી લડાઇ ચાલુ કરવા ઢીલ કરી કે કદાચ એવો કોઇ રસ્તો નીકળી આવે કે ઇમામ હુસેન અ૦ સાથે લડાઇ કરવી ન પડે.

આવી આશાએ તે રાતના વખતે બન્ને લશ્કરો વચ્ચે ઇમામ હુસેન અ૦ની રોજ મુલાકાત કરતો હતો અને બન્ને વચ્ચે કાંઇ પણ નિર્ણયપર આવવા વાતચિત થતી હતી.

તે સમાચારની છૂપી ચિઠ્ઠી ખોલી ઇબ્ને યઝીદ અસ્બહીએ ઓબયદુલ્લાહ ઝિયાદને લખી મોકલી કે: 'અય અમીર—સરદાર, ઉમર સાઅદ રાતના વખતે લશ્કરમાંથી નીકળી ફુરાત નદીને કિનારે બિછાનું બિછાવી હુસેન બિન અલી સાથે વાતો કરે છે; તે એટલે સુધી કે રાતનો ઘણો ખરો ભાગ એ વાતોમાંજ વીતાડે છે. અને હું હંમેશાં જોઉં છું કે તે હુસેન બિન અલી સાથે નમ્રતા અને સભ્યતાથી વર્તે છે. માટે તેને હુકમ કરો કે તે પોતાનો ચાર્જ મને સોંપે કે હું તેનાં કામની બરાબર અવસ્થા કરૂં.'

છઠ્ઠી તારીખ સુધીમાં કરબલાનાં મયદાનમાં ઉમર સાઅદ તરફ અડતાલીસ હજારનું લશ્કર આવી જવાથી હબીબ બિન મઝાહિરે ઇમામ હુસેન અ૦ની ખિદમતમાં અરજ ગુજારી કે: 'આપનો હુકમ હોય તો હું મારી કોમ કે જે અહિં નજીકમાંજ રહે છે તેઓને આપ ઉપર સંકટનાં વાદળાં ચડી આવ્યાં તેની ખબર આપી આવું કે કદાચ તેઓને પણ સત્યની સેવા કરવાનું દિલ થઈ જાય. અને આપ ઉપર કુરબાન થઇ પોતાનાં નામને અમર કરે.' ઇમામ હુસેન અ૦એ ફરમાવ્યું. 'જેવી તમારી ઇચ્છા.'

આ સાંભળી રાતના વખતે હબીબ બિન મઝાહિર પોતાની કોમમાં ગયા અને સર્વે વાત કરી. જેથી નેવું માણસો તૈયાર થઇ હબીબ સાથે રવાના થયા.

તે વાતની ખબર ઉમર સાઅદને પહોંચી. ઉમર સાઅદે આવતા માણસોને અટકાવવા અરઝક શામીને ચારસો સ્વાર આપી તે તરફ મોકલ્યો.

બન્ને પક્ષની મુલાકાત થઇ. હબીબે અરઝકને ન અટકાવવા ઘણો સમજાવ્યો પણ તે ન સમજ્યો. જેથી આવેલ નેવું માણસો પાછા ચાલ્યા ગયા, અને હબીબે ઇમામ હુસેન અ૦ની હજૂરમાં આવી આપને સર્વે વાત કહી. આપે 'ખુદા ગુમરાહોથી રક્ષણ કરે' એટલું ફરમાવ્યું.

# પાણી ઉપર પહેરો.

---

ઓલીએ લખી મોકલેલી છૂપી ચિઠ્ઠી ઓબયદુલ્લાહ બિન ઝીઆદને મળવાથી તે ઉમર સાઅદ ઉપર ઘણોજ ગુસ્સે થયો. તેણે તુરત નીચે મુજબ એક કાગળ ઉમર સાઅદ ઉપર લખી મોકલ્યો.

'અય પિસરે સાઅદ—સાઅદના ફરઝંદ, મને ખબર મળી છે કે તું રાતનો ઘણો ખરો ભાગ ફુરાત નદીને કિનારે બિઆનું બિછાવી હુસેન બિન અલીને બોલાવી તેના સાથે વિવિધ વાતોમાં વીતાડે છે તે તારે માટે ઠીક નથી. માટે જો તું મારી ભલાઈને ઇચ્છતો હો તો આએ કાગળ પહોંચવા સાથે જ એકદમ હુસેન બિન અલી અને તેના લોકો ઉપર પાણી બંધ કરી આપ. ખબરદાર એક પાણીનું ટીપું હુસેન બિન અલીના તંબુ સુધી ન પહોંચે.'

આએ હુકમ મોહર્રમ તારીખ સાતમીના ઉમર સાઅદને મળ્યો. તેણે તુરત ઉમર બિન હુજ્જાજને પાંચસો સ્વાર આપી ફુરાત નદીને કિનારે પાણી ઉપર પહેરો બેસારી આપ્યો.

પાણી ઉપર પહેરો રાખવાવાળાઓમાંના એક અબ્દુલ્લાહ બિન હસીનુલ અઝદી નામના શખ્સે ઇમામ હુસેન અ૦ના તંબુ પાસે આવી આવાજ આપ્યો કે; 'અય હુસેન, જુઓ: ફુરાત નદીનું પાણી કેવું ચોકખું લહેરો મારી રહ્યું

છે; જેને અમે હોંશેહોંશે પીઇએ છીએ. પણ જો તમે તર્ષાને તર્ષા મરી જાઓ, તોપણ તમને એક પાણીનું ટીપું ન આપીએ !'

આ સાંભળી ઇમામ હુસેન અ૦ એ ખુદા પાસે એ યાચના કરી કે; 'અમે સત્યપર છીએ તે તો તું આ લોકોને બતાવી દે.'

આ યાચના સાથેજ તે પાણી પાણીના પોકાર કરવા લાગ્યો. તેની તરફના માણસો તેને પાણી પાવા લાગ્યા. તે ગળાં સુધી પાણી પીતો હતો અને ઉલ્ટી કરતો હતો; પણ તેની પાણીની તૃષ્ણા તૃપ્ત થતી ન હતી. એવારીતે તે કેટલાક વખત સુધી પાણી પીતો ગયો અને ઉલ્ટી થતી ગઇ; પણ તૃપ્ત ન થયો. છેવટ તે પાણી પાણીના પોકાર કરતો જ મરણ પામ્યો.



# કુદરતી કુવો.

પાણી ઉપર પહેરો બેસવાથી ઇમામ હુસેન અ૦ના લશ્કરમાં પાણીનો દુષ્કાળ પડયો. બાળકો તર્ષતર્ષના પોકાર કરવા લાગ્યા.

આ સાંભળી ઇમામ હુસેન અ૦ તંબુઓની પછવાડે દક્ષિણ દિશા તરફ રવાના થયા; અને ઓગણીસ કદમ ચાલી તે ઠેકાણે જરા ખોધ્યું તો એક મીઠાં પાણીનો કુદરતી કુવો

નીકળ્યો. તેમાંથી ન્હાનાં મ્હોટાં સર્વએ પાણી પીધું. પછી તે કૂવો અદશ્ય થઈ ગયો.

જાસુસે આ ખબર ઓબયદુલ્લાહ ઝિયાદના કાન સુધી પહોંચાડી આપી. તેથી તે ઘણોજ નારાજ થયો, અને તુરત ઉમર સાઅદપર નીચે પ્રમાણે હુકમ લખી મોકલ્યો.

'મને ખબર મળ્યા છે કે હુસેન અને તેમના દોસ્તો કૂવા ખોદી પાણી પીવે છે. માટે આ કાગળ વાંચી એવો બન્દોબસ્ત કરો કે તેઓ કોઇપણ રસ્તેથી પાણી મેળવી પીવા પામી જ ન શકે.'

# છેલ્લી સલાહ.



ઓબયદુલ્લાહ ઝિયાદનો મોકલેલો કાગળ ઉમર બિન સાઅદને મળવા પછી તેણે પાણી ઉપર પહેરો બેસારવામાં વધારે બન્દોબસ્ત કર્યો. પાણીના ઘાટ ઉપર પ્રથમ તેણે પાંચસો સ્વારો બેસાર્યા હતા, તેમાં સાડા છ હજાર ને ત્રણસો સ્વારોનો વધારો કરી કુલ સાત હજાર ને ત્રણસો સ્વારો ફકત પાણીના ઘાટ ઉપર જ બેસાર્યા; જેઓ ખુલ્લી તલ્વારો સાથે સવારથી સાંજ અને સાંજથી સવાર ચોકી કરતા હતા.

મોહર્રમની આઠમી તારીખે જ્યારે ઇમામ હુસેન અ૦નાં લશ્કરમાં પાણીની તર્શ વધી પડી, ત્યારે અનસ બિન કાહિલે

ઇમામ હુસેન અ૦ પાસે આવી માગણી કરી કે: 'આપનો હુકમ હોય તો હું ઉમર બિન સાઅદ પાસે જઇ તેને સમજાવી આપણાં વાસ્તે પાણીનો ઘાટ ખુલ્લો કરવા કહું.' આપે ફરમાવ્યુ. 'ભલે; સમજે તો સમજાવો.'

તે ગયા; અને પ્રથમ ઉમર સાઅદને સલામ ન કરતા કહ્યું. 'પાણી વગરના અમો તમામ હેરાન છીએ. ખાસ કરી ઇમામ હુસેન અ૦નાં ઝનાનખાનામાં બીબીઓ અને બચ્ચાંઓ વધારે દુઃખી છે.'

ઉમર સાઅદ—'તમે આવી પ્રથમ મને સલામ ન કરતાં પાણીની માગણી કરી; તો શું તમે મને મુસલ્માન નથી સમજતા?'

અનસ—'ના. તમને હું કેવીરીતે મુસલ્માન સમજી શકું? મ્હાન પેગમ્બર સાહેબના નવાસા સામે લડવા માટે બિલકુલ તૈયાર છો, અને તેમના તરફના તમામને માટે પાણી બંધ કરવા આજે બે દિવસથી પાણી ઉપર પહેરો બેસારેલ છે. તે એટલે સુધી કે બીબીઓ અને બચ્ચાંઓ કે જેઓ લડવા માટે તદ્દન અશક્ત છે તેઓ વાસ્તે પણ પાણી બંધ કરેલ છે!'

આ સાંભળી ઉમર સાઅદે પોતાનું માથું નીચું કરી લીધું. થોડીવાર વિચાર કરી બોલ્યો. 'હું જાણું છું કે ઇમામ હુસેન અ૦ સામે લડવાવાળાની કોઇ પણ રીતે મુકિત થવાની નથી; પણ ઓબયદુલ્લાહ ઝિયાદના હુકમ સામે લાચાર છું.' આ સાંભળી તે પોતાને સ્થળે પાછા ફર્યા.

તે દિવસ ગયો અને નવમી તારીખની રાત થઇ. ઉમર સાઅદ પોતાના ખાસ અંગ રક્ષકોને સાથે લઇ લશ્કરમાંથી બાહેર નીકળ્યો. અને એકાંતની જગ્યાએ જઈ ઇમામ હુસેન અ૦ને પણ બોલાવ્યા.

ઇમામ હુસેન અ૦ પોતાના કેટલાક દોસ્તોને સાથે લઇ ઉમર સાઅદ પાસે ગયા. ઉમર સાઅદે પૂછયું. 'હવે તો તમો તમારી આંખોથી કૂફાની બેવફાઇ અને તેઓની પ્રતિજ્ઞા પ્રત્યે બેપરવાઇ જોઇ લીધીના ? !'

ઇમામ હુસેન અ૦મે જવાબ આપ્યો. 'જેઓએ ખુદાનાં કામમાં મારા સાથે ફરેબ કર્યો, તો હું તેઓના ફરેબ ઉપરજ ભરોસો કરૂં છું; કારણ કે જાહેરમાં તો તેઓ સત્યના જ ચાહક છે. અને **ફરેબ કરવાવાળાઓ પોતાના દેહ અને આત્મા સિવાય કોઇનું નુકસાન કરી શકતા નથી.'**

ઉમર સાઅદે કહ્યું. 'હવે તો જે થવાનું છે તે આપ જાણી શકો છો. જેથી હવે આપ શું વિચાર ધરાવો છો ?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'મને રજા આપો તો હું પાછો જાઉં; અને મકકા મોઅઝઝમા અથવા મદીના મોનુવ્વરાહમાં જઇને રહું. અને તેમ નહિ તો ઇસ્લામના કોઇ દૂર પ્રદેશમાં જઇ સામાન્ય મુસલ્માનોની જેમ રહી હું મારી જીંદગી પૂરી કરૂં.'

આ સાંભળી ઉમર સાઅદને કાંઇ સંતોષ થયો. પછી થોડીકવાર વાતો કરી બેઠક બરખાસ્ત કરી; અને કૌસૌને સ્થળે

આવી પથારી વશ થયા.

ઉમર સાઅદે સ્વસ્થળે આવતા જ ઓબયદુલ્લાહ ઝિયાદને એક કાગળ નીચે મુજબ લખી નાંખ્યો.

'ખુદાતઆલાએ સળગતી આગને શાંત કરી. મતભેદ હતો તે દૂર કર્યો. ઈસ્લામીઓના કુસંપને સંપની તરફ ફેરવી દીધો.

'હમણાંજ હુસેન બિન અલીએ કબુલ કર્યું કે મને મક્કા અથવા મદીના તરફ પાછા જવા આપો. અથવા બીજા કોઈ ઇસ્લામનાં દૂરનાં સ્થળે જવા આપો કે ત્યાં જઇ હું મારી જીંદગી સામાન્ય મુસલમાનોની જેમ પૂરી કરૂં. અથવા તો મને યઝીદ પાસે જવાની રજા આપો કે હું તેની સમક્ષ જઇ તેના હાથ ઉપર તેની બયઅત કરી લઉં; અને અમારા બન્ને વચ્ચે જે સલાહ થાય તે પ્રમાણે કામ કરૂં. માટે મારી સમજ પ્રમાણે તો આ કામ તમારી ખુશીના માટે અને ઈસ્લામીઓની ભલાઈના માટે સારૂં છે.'

પછી તે કાગળ એક તેજ ચાલનાર ઊંટસ્વારને આપી તેજ વખતે કૂફા રવાના કર્યો.

તે કાગળમાં ઉમર સાઅદે જે યઝીદની બયઅત વિષે લખ્યું તે પોતાના તરફથી જ લખ્યું હતું; કારણ કે ઇમામ હુસેન અ૦ની મદીનાથી હિજરત કરવી, હજ છોડવી અને મક્કાથી કૂફા તરફ સંકટમય છેલ્લી સફર કરવી તે તમામ યઝીદની બયઅત ન કરવા માટે જ ઇમામ હુસેન અ૦ની પ્રવૃત્તિ હતી. પણ ઉમર સાઅદે બયઅતની વાતને બનાવી

એટલા માટે લખાણ કર્યું કે કોઇ પણ રીતે ઇમામ હુસેન અ૦નાં નાહક ખુનને વ્હેવરાવવાના કલંકમાંથી નીકળી જાય. એટલે કે ઓબયદુલ્લાહ ઝિયાદની ખુશી પણ સચવાય, અને ઇમામ હુસેન અ૦નાં નાહક ખુનમાં પોતાના હાથ રંગીન પણ ન થાય.

---

# શિમ્રની સરદારી.



ઉમર સાઅદનો મોકલેલો કાગળ ઓબયદુલ્લાહ ઝિયાદને મળ્યો. તે વાંચી ખુશી થયો અને તેનો મત પસંદ કરી કહ્યું. 'આએ લખાણ એવા શખસનું છે કે જે પોતાના સરદારને શિખામણ દેનાર છે અને પોતાની કોમ ઉપર મહેરબાન છે.'

આ સાંભળી શિમ્ર ઝિલઝવશન કે જે તે વખતે ત્યાં હાજર હતો. તેણે કહ્યું. 'હુસેન બિન અલી અગર રાજ્યનાં રક્ષણ સંબંધીની શરતોને પાલન કરવાનું કબુલ કર્યા વગર; અથવા યઝીદની બયઅતનો સ્વીકાર કર્યા વગર ચાલ્યા જશે તો તે સંબંધી તેઓની નીઃડરતા અને તમારી કાયરતા જાહેર થશે. માટે ઉમર સાઅદનો તે મત કોઇ પણ રીતે પસંદ કરવા લાયક નથી. વળી એ પણ સંભળાય છે કે હુસેન બિન અલીથી ઉમર સાઅદ મળી ગએલ છે અને આપસમાં સંપસલાહ કરવા માટે આખી રાતોનીરાતો બેઠકો કર્યા કરે છે. માટે

મારી તો એ સલાહ છે કે તેમને એક ઘડીવારની પણ ફુરસત આપવી ન જોઇએ કે તેઓ પોતાના માટે કાંઇ પણ બન્દોબસ્ત કરી શકે. પછી તો આપની ઇચ્છા. જોઇએ તો સામા થયા બદલ સજા કરો, અને જોઇએ તો ક્ષમા આપો; તે આપના અખ્તીયારની વાત છે.'

શિમ્રની આ ફરેબી વાતમાં ઓબયદુલ્લાહ ઝિયાદ ફસાઇ ગયો. તેણે પોતાનો મત ફેરવ્યો. અને ગુસ્સાની સાથે ઉમર સાઅદના કાગળનો જવાબ નીચે મુજબ લખ્યો.

'અય પિસરે સાઅદ—સાઅદના ફરઝંદ, મેં તને એટલા માટે સરદાર બનાવી નથી મોકલ્યો કે તું લડાઇથી પોતાની જાનને બચાવી લે; અથવા મેં તને એટલા માટે રવાના નથી કર્યો કે તું બરાબર લડાઇને પ્રસંગે આળસ અને સુસ્તી કરે; વા મેં તને એ પણ કહેલ નથી કે તું હુસેનને બચાવવા માટે મારા પાસે માગણી કરે અને તેમના વતી તું મારા પાસે ક્ષમા ચાહે; અને મેં તને એ પણ હુકમ આપેલ નથી કે તું ત્યાં બેઠોબેઠો હુસેન માટે મારા પાસે સિફારશ કર.

'ખબરદાર, આ કામમાં બહુ હોંશીઆરીથી કામ લે. અગર હુસેન યઝીદની અને મારી તાબેદારીને કબુલ કરે તો તેમને સહીસલામત મારા પાસે મોકલી દે; અને અગર ઇન્કાર કરે તો હુસેન અને તેમના દોસ્તોપર સખ્ત હુમલા કર; અને તલ્વારોથી તેઓનાં માથાં કાપી નાંખ.

'અને તેઓને કતલ કરવા પછી તેઓનાં નાક કાન

આંખ જૂદાં કરવાં કે તેઓ એજ સજાને લાયક છે! અને હુસેનને કતલ કર્યા પછી તેમની લાશપર ઘોડા દોડાવી તેમનાં શરીરનાં ચૂરેચૂરા કરવા. જો કે કતલ કરવાની પછી કોઇની લાશ સાથે એવી વર્તણુંક ચલાવવી સારી નથી; પણ હુસેન માટે મેં મારાં દિલમાં પ્રથમથી એજ નિશ્ચય કર્યો હતો. માટે મારા તમામ હુકમોનું બરાબર પાલન કર. અગર તું મારા તમામ હુકમોનું સંપૂર્ણ રીતે પાલન કરીશ, તો હું મારા મુકરર થયેલાં મ્હોટા ઇનામમાંથી તને જરૂર નવાજીશ કરીશ. અને અગર જો ત્યારે મારા હુકમોને માન્ય રાખી તેનું પાલન નજ કરવું હોય: તો આએ કાગળ પહોંચવાની સાથેજ અમારાં લશ્કરમાંથી છૂટો થઇ જા, અને તારો તમામ ચાર્જ શિમ્ર ઝિલ ઝવશનને સોંપી આપ.'

આએ કાગળ શિમ્રને સોંપ્યો, અને તેને ચાર હજાર સ્વારોનો સરદાર બનાવી કરબલા જલદી પહોંચવા તાકીદ કરી. સાથે એ પણ ભલામણ કરી કે; 'અગર ઉમર સાઅદ મારા હુકમોનું પાલન કરવા તૈયાર ન થાય તો તું તેના ચાર્જને સંભાળી તેનું માથું કાપી મારા પાસે મોકલી આપજે.'

જરીર બિન અબ્દુલ્લાહ બિન મુખલ્લ ઇન્કલાબી આ વખતે ત્યાં હાજર હતો. તેણે ઊભા થઇ ઓબયદુલ્લાહ ઝિયાદને અરજ કરી, 'અબ્બાસ અને તેના ત્રણ ભાઇઓની મા ઉમ્મુલ બનીન મારા કાકાની દિકરી બ્હેન થાય છે તે હિસાબે તે ચારે ભાઇઓ મારા ભાણેજો થાય. અને તેઓ હુસેન બિન અલી સાથે કરબલામાં આવેલ છે. માટે તેઓને

અમાન મળે તેવો એક કાગળ લખી મોકલો તો આપનો મારા ઉપર ઉપકાર થશે.'

આ અરજને ઓબયદુલ્લાહ ઝિયાદે કબુલ કરી, અને તેઓની અમાન માટે એક કાગળ લખાવી જરીરને આપ્યો. જરીરે પોતાના ગુલામ અરફાનને આપી તેને શિમ્ર સાથે કરબલા જઇ તે કાગળ અબ્બાસ બિન અલીને આપવા કહ્યું. અને સાથે પોતાના તરફથી પણ એક ખાસ સૂચીપત્ર લખી આપ્યો કે, 'સમય ચેતીને ચાલવાનો છે. પોતાનું તથા પોતાનાં સ્ત્રીબાળકોનું રક્ષણ કરવું જરૂરી છે. માટે ઉત્તમ એજ છે કે તમો અને તમારા ભાઇઓ અત્યારે તમારા ભાઈ હુસેન બિન અલીથી અલગ—છૂટા થઇ જાઓ: તેની માફી કોઇ પણ પ્રસંગે માગી લેજો.

'આ સાથે તમારા અને તમારા ભાઇઓ માટે ઓબયદુલ્લાહ ઝિયાદ પાસે અમાનનામું—ક્ષમાપત્ર લખાવી મોકલ્યો છે: તે ચાલુ સમયમાં જીવનની અમૂલ્ય ભેટથી ઓછો નથી. માટે તમો ઓબયદુલ્લાહ ઝિયાદના ક્ષમાપત્રને અને મારા સૂચીપત્રને કબુલ કરવા જલદી કરો.'

પછી ઓબયદુલ્લાહ ઝિયાદના હુકમ મુજબ શિમ્ર પોતાનું ચાર હજાર સ્વારોનું લશ્કર લઇ અરફાન ગુલામ સાથે કરબલા તરફ રવાના થયો.



# એક રાતની અમાન.



સાઅદ બિન ઓબયદા કહે છે કે: 'મોહર્રમની નવમી તારીખે બપોરે લૂ—ગરમ હવા હોવાથી ઉમર સાઅદ બીનાશવાળી જગ્યા ઉપર બેઠો હતો: અને હું તેની પાસે હતો. એટલામાં એક શખસ દોડતો દોડતો આવ્યો, અને ઉમર સાઅદના કાનમાં કહ્યું. 'અગર હવે હુસેન બિન અલીથી લડવામાં વિલંબ થશે તો તમારો ચાર્જ છીનવી લેવાનો: અને તમને કતલ કરી તમારાં સરને કૂફા મોકલી દેવાનો ઓબયદુલ્લાહ ઝિયાદનો હુકમ લઇ શિમ્ર આવે છે.'

આ સાંભળતાં જ ઉમર સાઅદ ઊભો થયો અને લડાઈના શસ્ત્ર પોતાનાં શરીર ઉપર સજ કરી લડવા તૈયાર થયો. એટલામાં શિમ્રે આવી સલામ કરી, ઓબયદુલ્લાહ ઝિયાદનો કાગળ ઉમર સાઅદને આપ્યો.

ઉમર સાઅદે ઓબયદુલ્લાહ ઝિયાદનો પત્ર વાંચી શિમ્રને કહ્યું. 'ખુદાની કસમ તેં ઓબયદુલ્લાહ ઝિયાદનો વિચાર ફેરવી નાંખ્યો. તેં એ ન ચાહ્યું કે પેગમ્બર સાહેબના નવાસાથી સુલેહ થાય અને તેઓ બચી જાય. હુસેન બિન અલી ઓબયદુલ્લાહ ઝિયાદની તાબેદારીને હરગિઝ કબુલ નહિ કરે.'

શિમ્રે તેનો કાંઇ પણ ઉત્તર ન આપતાં પૂછ્યું. 'હવે તમારો વિચાર શું છે? અગર જો ઓબયદુલ્લાહ ઝિયાદને રાજી

રાખવા હોય તો દિલ ખોલી હુસેન બિન અલી સાથે લડાઈ કરો; અને નહિ તો હાકિમના હુકમ મુજબ તમારો તમામ ચાર્જ મને સોંપો.'

ઉમર સાઅદે જવાબ આપ્યો. 'હું કોઈ પણ રીતે મારી પદવીને મૂકું તેમ નથી. હુસેન બિન અલી સાથે લડવા હું તૈયાર જ છું; અને આખાં પાયદળ લશ્કરની સરદારી હું તને સોંપું છું માટે જા, તું તેને સંભાળ.'

પછી ઉમર સાઅદે હુકમ આપ્યો કે: 'જંગે તબલ— યુદ્ધનાં વાજાં વગાડો અને તૈયાર થાઓ.'

યુધ્ધનાં વાજાં સાંભળવાની સાથે જ આખું લશ્કર ઉછળી પડ્યું; અને કરબલાનાં રણમાં ટીડનાં ટોળાંની માફક ઉભરાઈ જઈ; નવમી તારીખની સાંજના વખતે ઇમામ હુસેન અ૦નાં તંબુઓ તરફ ધસી આવ્યું.

અરફાન ગુલામે તંબુઓની નજીક જઈ જનાબે અબ્બાસને તે ક્ષમાપત્ર અને તે સૂચીપત્ર આપ્યા. જનાબે અબ્બાસે તે વાંચી જમીન ઉપર ફેંકી દીધા અને કહ્યું. 'તું જઈને અમારા મામાને કહેજે કે તમારા ભાણેજો એવા નથી કે સત્યની સેવા છોડી અસત્યની આણને કબુલ કરે. અમારા પાસે અસત્ય રસ્તે આચરનારની ક્ષમાની કાંઈ પણ કિમ્મત નથી. **સત્યવાદીઓ અને તેમના સેવકો પરવરદિગારની ક્ષમા સિવાય કોઈની ક્ષમાને ચાહતા નથી.** અમારા માટે તેની ક્ષમા બસ છે. તે જે ચાહશે તેજ થશે; અને અમો તેની ઇચ્છાઓપર રાજી રહેનારા છીએ.'

આ સાંભળી તે શિમ્ર પાસે ગયો. અને તેને જનાબે અબ્બાસે કહેલ વાત કરી. તુર્તજ તે કૂફાને માર્ગે પડયો.

શિમ્ર બનીકલબના કબીલા—કુટુંબમાંથી હતો. અને બનીકલબ બનીખઝરમીયાનાં કુટુંબનો એક ફાંટો હોવાથી શિમ્રને પણ જનાબે અબ્બાસ સાથે મામાભાણેજનું એક જૂનું સગપણ હતું. તેથી તેણે ઇમામ હુસેન અ૦નાં લશ્કરના તંબુઓ પાસે આવી આવાજ આપ્યો. 'કયાં છે? મારા ભાણેજો અબ્દુલ્લાહ, જાઅફર, અબ્બાસ અને ઉસ્માન. તેઓ અહિં આવે કે મારે તેઓને કાંઇ કહેવું છે.'

શિમ્રની આ આવાજ ઇમામ હુસેન અ૦મે સાંભળી. તેથી જનાબે અબ્બાસને બોલાવી કહ્યું. 'જો કે શિમ્ર મ્હા પાપી છે; તોપણ તે તમને બોલાવે છે, અને વળી તમારાં સગપણમાં તે તમારો મામો થાય છે માટે જાઓ; અને તેના સવાલનો સીધો જવાબ આપો.'

આ હુકમ સાંભળી ચારે ભાઇઓ તંબુમાંથી નીકળી શિમ્રની પાસે ગયા; અને કહ્યું. 'તમે અમને શામાટે બોલાવ્યા છે?'

તેણે જવાબ આપ્યો. 'તમે ચારે મારી બ્હેન ઉમ્મુલ બનીનના ફરઝન્દો છો. તમારે માટે ક્ષમાનો હુકમ આવેલો છે. જેથી તમે ચારે હુસેન બિન અલીથી જૂદા થઇ જાઓ. મફ્તના તમારી જાનો જોખમમાં ન નાંખો; અને યઝીદની બયઅત કરી, તેની તાબેદારીને કબુલ કરો.'

આ સાંભળી ચારે ભાઇઓને તેના બોલવા ઉપર તિરસ્કાર છૂટયો. જનાબે અબ્બાસે જવાબ આપ્યો. 'અય શિમ્ર તને જરા પણ શરમ નથી થતી? કે તું અમને મોતથી ડરાવી અમારા ભાઇ ઇમામ હુસેન અ૦થી અલગ થવાની, અને સત્ય માર્ગેથી સરને ઉઠાવી અસત્ય માર્ગે સરને ઝૂકાવવાની શિખામણ આપે છે! અય શિમ્ર, તારા ઉપર અફસોસ છે કે તું અમારા માટે તો અમાન લાવ્યો છે; પણ મ્હાન પેગમ્બર સાહેબના નવાસા કે જેમના નાનાનો તું કલમો ભણે છે, તેમના માટે અમાન નહિ?! જા, તારા ઉપર અને તારી તે અમાન ઉપર ફટકાર હોજો.' આ સાંભળી શરમિન્દો થઇ તે ચાલ્યો ગયો.

ખરી રીતે તો શિમ્રને તેના ભાણેજોથી કાંઇ લાગણી ન હતી, પણ ઇમામ હુસેન અ૦નાં લશ્કરનાં બળને તોડવાનું તે એક બ્હાનું હતું. કારણ કે જનાબે અબ્બાસ અને તેમના ત્રણ ભાઇઓ બહાદૂરીમાં એટલા પ્રખ્યાત હતા કે ઉમર સાઅદનું એટલું લશ્કર હોવા છતાં તેઓ તે ચારે ભાઇઓથી ડરતા હતા. તેથી અમાનનાં બ્હાનાથી ચારે ભાઇઓને પોતાના તરફ ખેંચી લેવા શિમ્ર ચાહતો હતો; પણ તેમાં તે ફળીભૂત ન થયો, અને નિરાશ થઇ પાછો ગયો.

એટલામાં લશ્કર તંબુઓની નજીક આવી પહોંચ્યું; ઘોડાઓના હણહણાટ અને ટાપુઓના આવાજથી મેદાન આખું ગાજી ઉઠયું.

ઇમામ હુસેન અ૦ના લશ્કરીઓએ લશ્કર ચડી આવ-

વાની આપને ખબર આપી. સાથે ઓબયદુલ્લાહ ઝિયાદ તરફથી ઉમર સાઅદ ઉપર શિમ્ર લઈ આવેલ હુકમની પણ વાત કરી.

તે સાંભળી ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'ખુદાના કસમ કોઇ પણ રીતે હું મારો હાથ એબયદુલ્લાહ ઝિયાદના હાથમાં નહિ આપું.'

પછી જનાબે અબ્બાસને ફરમાવ્યું. 'ભાઇ, જાઓ; અને પૂછો કે સાંજને વખતે ચડી આવ્યા; તો એટલી બધી શું ઉતાવળ છે?'

જનાબે અબ્બાસ હબીબ ઇબ્ને મઝાહિર અને ઝહીર બિન કયન વિગેરે દોસ્તોને સાથે લઇ લશ્કર પાસે ગયા અને પૂછ્યું. 'એવી શું ઉતાવળ છે? કે આવે વખતે ચડાઇ લઇ આગળ ચાલ્યા આવેલ છો?'

જવાબ મળ્યો કે: 'ઓબયદુલ્લાહ ઝિયાદનો હમણાં જ હુકમ આવ્યો છે કે હુસેન બિન અલી પોતાના દોસ્તો સાથે યઝીદની બયઅત કરે તો ભલે; નહિ તો તુર્ત જ લડાઇ ચાલુ કરી આપો.'

જનાબે અબ્બાસે ફરમાવ્યું. 'તમો અહિંજ ઊભા રહો. હું તમારો સંદેશો ઇમામ હુસેન અ૦ની હોજૂરમાં સંભળાવી, પાછો તેનો જવાબ હમણાંજ લાવું છું.'

તેઓ ત્યાં ઊભા રહ્યા. અને દોસ્તો પણ તેઓ આગળ વધે તો તેઓને અટકાવવા તેઓ પાસે જ આડા ઊભા.

જનાબે અબ્બાસે જઇ તેઓનો સંદેશો ઇમામ હુસેન અને સંભળાવ્યો. આપે ફરમાવ્યું. 'તેઓને જઇ સમજાવો કે આજની રાત અમને અમાન—ફુરસત આપો કે અમે અલ્લાહની ઇબાદત—બંદગી કરી લઇએ.'

જનાબે અબ્બાસ ગયા અને ઇમામ હુસેન અને સંદેશો ઉમર સાઅદનો કહ્યો. ઉમર સાઅદે શિમ્રની સલાહ લીધી. શિમ્રે જવાબ આપ્યો; 'આપ લશ્કરના સરદાર છો. સમયને વર્તી આપને જે પ્રમાણે યોગ્ય લાગે, તે પ્રમાણે કામ કરો. પણ અગર જો હું તમારી જગ્યાએ હતે તો આ લોકોને જરા પણ ફુરસત ન આપતે.'

ઉમર સાઅદે કહ્યું. 'આ કામ માટે મેં લશ્કરની સરદારી કબુલ કરી ન હતે તો સારૂં હતું કે આવી મુંજવણનો વખત ન આવતે.'

તે બન્નેની વાતો સાંભળી ઉમર બિન હુજ્જાજે કહ્યું. 'તુર્ક અને દયલમનાં લશ્કરે અગર જો તમારા પાસે આટલી મોહલત માગી હતે, તો ખુદાની કસમ તેને તમો જરૂર માન્ય રાખતે. અને છેવટ આ તો મહાન પેગમ્બર સાહેબના નવાસા—દોહિત્રા તો છે જ. તેમને ફકત એકજ રાતની મોહલત આપવામાં આટલો વિચાર શું કરો છો?'

આ સાંભળી ઉમર સાઅદે જનાબે અબ્બાસને કહેવરાવી આપ્યું કે; 'તમો તમામને આજની રાતની મોહલત આપવામાં આવે છે. સવારે જો તમે ઓબયદુલ્લાહ ઝિયાદની તાબે

દારીને કબુલ કરશો, તો તમને તમામને તેના પાસે મોકલી આપવામાં આવશે; અને નહિ તો તમો તમામ કોઇ પણ રીતે બચી શકવાના નથી જ.'

તુરત ઉમર સાઅદે આપેલ એક રાતની અમાનનાં સમાચાર ઇમામ હુસેન અ૦ને પહોંચાડવામાં આવ્યા; અને પછી સર્વ પોતપોતાને સ્થળે પાછા ફર્યા.

---

# સાચા સત્યાગ્રહીઓ.

રાતના વખતે ઇમામ હુસેન અ૦મે પોતાના તમામ ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજો, ફરઝન્દો, દોસ્તો અને લશ્કરીઓ એ તમામને ભેગા થવા હુકમ ફરમાવ્યો.

ઇમામ હુસેન અ૦ના હુકમાનુસાર તમામ ભેગા થયા, તે વખતે આપે નીચે મુજબ ભાષણને શરૂ કર્યું.

'દરેક સુખદુઃખના વખતે હું ખુદાનો આભાર માનું છું કે તેણે અમારી સત્યસેવાનાં કારણે અમારાપર પ્રેમવૃષ્ટી વરસાવી. અમને પવિત્ર કુર્આનનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. સત્ય ધર્મ માર્ગ શીખાવ્યો. જાહેર અને છૂપાં આંખકાન આપ્યાં. ઇન્સાફી અંતઃકરણ બક્ષ્યું.

'ખુદા તમને સુમાર્ગ બતાવે કે તમે અહિં સુધી મારો

સાથ આપ્યો. તમે જોઈ શક્યા કે સામાવાળા ફક્ત મારા લોહીનાં તર્ષા છે. મારે માટે તમે પોતાની વ્હાલી જાનને ગુમાવી, તમારી સ્ત્રીને વિધવા અને તમારાં બાળકોને અનાથ ન બનાવો. હું તમને તમામને રજા આપું છું, રાજી ખુશીથી રજા આપું છું કે રાતનો વખત છે ચાલ્યા જાઓ. આ મારી રજા મારા ભાઈઓ, ભત્રીજાઓ, ભાણેજો, ફરઝન્દો, દોસ્તો, અરહાબો—સાથવાળાઓ વિગેરે તમામને માટે છે. હું ફરી વખત કહું છું કે મારે માટે થઈ પોતાની જાનને કોઈ ન ખોવે. મારા સાથે જે રહેશે તે તમામ સવારે કતલ થઇ જશે."

આ વખતે શ્રોતાઓની સંખ્યા અગ્યારસો પચાસની હતી. જેમાં હજાર સ્વાર સો પ્યાદા અને પચાસ દુકાનદાર—વ્હેપારી હતા. અને બાકીનાં પરદા પાળનાર બીબીઓ તથા બચ્ચાંઓ હતાં.

ઇમામ હુસેન અ૦ની પ્રવૃત્તિ રાજ્ય ખટપટથી ભરેલી પ્રપંચી ન હતી કે જેનું જાહેર કંઇક હોય, અને છૂપું કંઈક હોય. ઇમામ હુસેન અ૦ની પ્રવૃત્તિ તો સત્યાગ્રહની પવિત્ર પ્રવૃત્તિ હતી કે જેમાં ચોકખું સત્ય જ હોય. તેમાં સત્ય સાથે અસત્યને એક રતિભાર પણ સ્થાન નજ હોય. જેથી જ ઇમામ હુસેન અ૦ બીબીઓ અને બચ્ચાંઓની હાજરી છતાં પ્રસંગોપાત રાતનું લેકચર આપતાં હતા; અને આએ પોતાની સંકટમય છેલ્લી સફર હોવાનું જાહેર કરતા હતા.

ધનની લાલસાવાળા લશ્કરીઓની હજારોની સંખ્યામાં જેમ જેમ જેઓને આપનાં કથનપર ભરોસો આવતો ગયો,

તેમ તેમ તેઓ પોતાનો માર્ગ પકડતા ગયા. અને જેઓ આપનાં કથનને માત્ર કસોટીના જ શબ્દો સમજી શકયા, તેઓ ધન લાલચમાં મોહાંધ થઇ આપની પછવાડે દોરવાતા ગયા; તે એટલે સુધી કે કરબલાનાં રણ સુધી પહોંચાયા.

લશ્કર આવ્યું; પાણી બંધ થયું; ત્યાં સુધી તેઓ એજ આશામાં રહ્યા કે: 'કોઇ પણ ઠેકાણેથી જરૂર મ્હોટી મદદ આવી રહેશે, અથવા કુદરતી કુમક પહોંચશે.'

દુનિયાની મોહજાળમાં ફસાયલા એ વાત કેમ સત્ય માની શકે કે: 'જેમનાં સતની જ્યોતિની સત્તા જમીનથી આસમાન સુધી પહોંચતી હોય; તેઓ પાપીઓ તરફથી આવાં અસહ્ય સંકટો સહી પોતાનાં ઘરબારને બરબાદ કરવા, અને પોતાનાં સ્ત્રીબાળકોને કેદ પકડાવા રાજી ખુશીથી તૈયાર થાય.'

પણ જ્યારે આશુરા—મોહર્રમની દશમી તારીખ—ની આખરી—છેલ્લી રાત આવી, અને તે એક રાત માટે અમાન માગવામાં આવી. અને પછી આપે સાચા સત્યાગ્રહીઓ ચૂંટવા રજાનું છેલ્લું લેકચર આપ્યું, અને મોતને નજરો નજર જોઇ શકયા; ત્યારે તેઓ મોતથી ડરી પોતાની સર્વે આશાઓમાં નિરાશ થઇ ચાલતા થયા.

પચાસ દુકાનદારોમાંથી ચાલીસ સામાં લશ્કરમાં ચાલ્યા ગયા, અને દસને બેસી રહેલા જોઇ ઈમામ હુસેન અ૦એ ફરમાવ્યું. 'અમારાં ન્હાનાં એવાં લશ્કરની કાલે સમાપ્તિ થવાની; એટલું જ નહિ, પણ પુરૂષોમાં અમારાં સાથે જે હશે

તેની પણ જાન જવાની. અને અમો તો દુનિયાપર આજની રાતના મેહમાન છીએ. જેથી આજની આખી રાત ખુદાને ઇલાહી—ખુદાની બંદગીમાં કાઢવા વિચાર ધરાવીએ છીએ; જેનાં કારણથી હવે તમોને અમારા તરફથી દુનિયાનો કાંઇ પણ લાભ થવાનો નથી. માટે જ્યાં તમોને યોગ્ય લાગે ત્યાં ચાલ્યા જાઓ.'

દુકાનદારોએ અરજ કરી. 'અમે અમારી આર્થિક ઉન્નતિ માટે તો ઘણો વહેપાર કર્યો, હવે અમો એવો વહેપાર કરવા ઇચ્છીએ છીએ કે જેથી અમારા આત્માની ઉન્નતિ થાય; અને અમને શાંતિ મળે. અમે આવ્યા તો હતા આર્થિક લાભ માટે; પણ અમારામાં કાંઇ સત્યસેવાની ભાવના છુપી રહેલી હોવાથી, અમને અનાયાસે આ આત્મિક ઉન્નતિનો લાભ મેળવવાનો પ્રસંગ સાંપડ્યો; તે અમે શામાટે જવા આપીએ! અમે તો આપની સાથે જ રહીશું, અને સત્યને માટે અમારી જાનની આહૂતિ આપીશું.'

પછી ઇમામ હુસેન અલયે પોતાના ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજ અને ફરઝન્દો તરફ જોઇ ફરમાવ્યું 'તમે કેમ બેઠા છો? તમે મારા અંગત સગાઓ છો તેથી તમારે મારે માટે પોતાની જાનને હલાકતમાં નાંખવી જ એવું કંઇ નથી. તમે પણ બીજાઓની જેમ મનુષ્ય છો; તેથી તમારે પણ આગળ સંસારમાં રહી, તમારી આશાઓને પૂરી કરવાની ઇચ્છાઓ હોય છે. માટે જાઓ; અહિં રહી તમારી આશાઓનું ખૂન ન કરો.'

આ સાંભળતાં જ જનાબે અબ્બાસ બોલી ઉઠયા. 'આપની ઉપર અમારી જાનને કુર્બાન કરવા સિવાય અમે બીજી કાંઇ પણ આશા નથી ધરાવતા. કારણ કે આપની ઉપર અમારી જાનને કુર્બાન કરવામાં જ અમે પોતાને મ્હા ભાગ્યશાળી સમજીએ છીએ. માટે અમે તો આપથી કોઇ પણ રીતે જૂદા થનાર જ નથી.'

આવી રીતે આપના બીજા ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજો અને ફરઝન્દો તમામે જનાબે અબ્બાસના બોલોનું અનુકરણ કરી એજ મુજબ જવાબ આપ્યો.

વળી ઇમામ હુસેન અ૦મે આપના અરહાબો—સાથવાળાઓને કહ્યું 'તમે પણ ચાલ્યા જાઓ. અહિં રહી નાહકે કરી પોતાની જીંદગીને ન ખોઓ.'

આ સાંભળી મુસ્લિમ બિન અવસજાએ અરજ કરી. 'ખુદાની કસમ જ્યાં સુધી અમારી જાનને આપ ઉપર ફિદા નહિ કરીએ, ત્યાં સુધી આપને અમો છોડનાર નથી જ. અમે તો એટલે સુધી ઇચ્છા ધરાવીએ છીએ કે અમારી જાનને આપ ઉપર ફિદા કરીએ; ખુદા અમને પાછા જીવતા કરે; વળી અમે અમારી જાનને આપ ઉપર ફિદા કરીએ; અને વળી ખુદા અમને જીવતા કરે; અને વળી પાછા અમે આપ ઉપર ફિદા થઇએ. એવી રીતે સિત્તેર વખત ખુદા અમને જીવતા કરે ને સિત્તેરે વખત અમે અમારી જાનને આપ ઉપર કુર્બાન કરીએ; પણ છેવટ સુધી આપનો સંગાત ન છોડીએ.'

એટલામાં ઝહીર બિન કયને ઊભા થઇ અરજ કરી. 'ખુદા મને હજાર વખત જીંદગી આપે તો હજાર વખત આપના ઉપર હું મારી જાનને નિસાર—કુર્બાન કરૂં; પણ તે દરેક વખતે એજ ચાહું કે આપ આપનાં કુટુમ્બીઓ સાથે સહીસલામત રહો.'

બીજાઓએ પણ ઉકત બન્ને જવાબોને મળતાં જવાબો આપ્યાં.

ઇમામ હુસેન અ૦મે જોઇ લીધું કે: 'હવે જેઓ છે તેઓ દરેક કસોટીમાંથી પાર થનાર સાચા સત્યાગ્રહીઓ છે.' તેથી તેઓ તમામને સંબોધી ફરમાવ્યું.

'તમો તમામ એ કામ ઉપર તૈયાર છો કે જે કામ ઉપર હું તૈયાર છું. નિશ્ચય માનજો કે ખુદાવન્દેઆલમ પોતાના એ ખાસ બન્દાઓ ઉપર વધારે મહેરબાન છે કે જેઓ દરેક દુ:ખ અને આપત્તિ વખતે સંયમ રાખી સંતોષથી કામ લીયે છે. અને એ પણ નિશ્ચય સમજી લ્યો કે આએ જીંદગી સ્વપ્ન મિસાલ છે. અમર જીંદગી તો આખેરત—પરલોકની છે. જેને ત્યાં મુકિત મળી, તે ભાગ્યશાળી થઇ ગયો; અને જે તેથી રહિત રહ્યો, તે કંમબખ્ત ઠર્યો. અને આ એજ પ્રવૃત્તિ છે કે જે આપણને મુકિત માર્ગે ખેંચી જાય છે.'

આ સાંભળી સર્વ સાચા સત્યાગ્રહીએ દુર્આ દેતા થયા. અને જોશ હતો તે કરતાં ડબ્બલ થયો.

# સત્યાગ્રહીઓની છૂપી સલાહ.



ઉક્ત ઓર્ડર બરખાસ્ત થયા પછી ઇમામ હુસેન અ૦ના હુકમથી તમામ તંબુઓને એકબીજાની બાજુબાજુમાં ઊભા કરવામાં આવ્યા, અને એક તરફ આવવા જવાનો માર્ગ રાખી તંબુઓની ત્રણે બાજુ ખંદક—ખાઇ ખોદી અંદર લાકડાં ભરી આગ સળગાવવામાં આવી. જનાબે અબ્બાસને તંબુઓની ચારે તરફ પહેરો ભરવાનું કામ સોંપ્યું; અને બાકીના તમામ ખુદાની યાદમાં મગ્ન થયા.

ઇમામ હુસેન અ૦ પણ પોતાના તંબુમાં જઇ ઘડીવાર પવિત્ર કુરઆન વાંચતા; ઘડીવાર નમાઝ પઢતા અને ઘડીવાર આવી પડેલ અસહ્ય સંકટ સામે ઝૂઝમી રહેવા ખુદા પાસે સહાય યાચતા હતા.

  

લગભગ અડધી રાત્રે ઇમામ હુસેન અ૦ પોતાના તંબુમાંથી નીકળી દોસ્તોના તંબુ પાસે જઇ બાહેર ઊભા રહ્યા. તે વખતે સત્યાગ્રહીઓની છૂપી સલાહ નીચે મુજબ આપના સાંભળવામાં આવી.

મુસ્લિમ બિન અવસજાએ કહ્યું, ' ભાઇઓ, કાલે હુસેની ફોજમાંથી કોઇ બચે તેમ નથી. ખરી કસોટીનો વખત તો કાલે જ છે. એવું ન થાય કે આપણી પહેલાં ઇમામ હુસેનનં

અ૦નાં સગામાંથી કોઇ પોતાની જાનને કુર્બાન કરે. જો તેમ થશે તો આપણી વફાદારીને કલંક લાગશે. માટે એવી હિમ્મત બાંધો કે તેઓ તમામ પહેલાં આપણે જ પોતાની જાનને કુર્બાન કરીએ.'

સર્વએ જવાબ આપ્યો. 'અમે તેઓ પહેલાં અમારી જાનને કુર્બાન કરવા તૈયાર જ છીએ.'

ઇમામ હુસેન અ૦મે તેઓની સત્યની અખંડ સેવાની સલાહ સાંભળી આશીશ આપી.

ત્યાંથી ઇમામ હુસેન અ૦ પોતાના સગાઓના તંબુ પાસે પધાર્યા; અને બાહેર ઊભા રહી તેઓમાં નીચે મુજબ સલાહ થતી સાંભળી.

જનાબે અબ્બાસ સિંહની જેમ ગોડભુભર થઇ બન્ને હાથોને ટેકે બેસી કહે છે. 'વ્હાલા ભાઇઓ, અને પ્યારા ભત્રીજાઓ: કાલે આપણે તમામ સત્યાગ્રહની પવિત્ર લડતમાં શહીદ થવાના છીએ. મેં હમણાં દોસ્તોના તંબુમાં સાંભળ્યું કે: તેઓ આપણી પહેલાં શહીદ થવાની સલાહ કરે છે. પણ ખરી રીતે તો આપણે જ તેઓ પહેલાં શહીદ થવું જોઇએ. કારણ કે તેઓના શહીદ થવા પછી કદાચ ઇમામ હુસેન અ૦ અને કુફાના હાકિમ વચ્ચે કાંઇ પણ યોગ્ય સલાહ થઇ જાય, અને સત્યાગ્રહની લડત બંધ થાય; તો લોકો વાતો કરે કે ઇમામ હુસેન અ૦મે પોતાના દોસ્તોને તો મરાવી નાંખ્યા, પણ જ્યારે તેમના સગાઓનો વારો આવ્યો ત્યારે સલાહ

કરી તેઓને બચાવી લીધા. માટે તેઓની પહેલાં પ્રથમ આપણે જ પોતાની જાનોની આહુતિ આપવી જોઈએ.'

જવાબમાં સર્વએ કહ્યું. 'આપના આવ્યા પહેલાં અમે પણ એજ સલાહ કરી હતી. ફકત ઇમામ હુસેન અ૦ રજા આપે એટલી જ વાર.'

ઇમામ હુસેન અ૦મે તેઓની પણ સત્યની સેવા માટે શહીદ થવાની આતુરતા ભરી સલાહ સાંભળી તેઓને પણ આશીશ અર્પણ કર્યાં.

# અબળાઓનો ઉત્સાહ.

ઇમામ હુસેન અ૦ ત્યાંથી સત્ય સેવા માટે અબળાઓના ઉત્સાહનું અવલોકન કરવા સ્ત્રીઓના તંબુએ પાસે જઇ ઉભા.

આપે જોયું કે એક તરફ ઉમ્મે લયલા પોતાના જવાન ફરઝંદ અલીઅકબરનાં સરને ખોળામાં લઇ બેઠા છે. એક તરફ ઇમામ હસન અ૦નાં વિધવા પત્નિ ઉમ્મે ફરવા પોતાના જવાન ફરઝંદ કાસિમ તથા અબ્દુલ્લાહનાં સરોને ખોળામાં લઇ બેઠાં છે અને એક તરફ આપનાં બ્હેન જનાબે ઝયનબ પોતાના બન્ને ફરઝંદ અવન અને મોહમ્મદનાં મસ્તકોને ખોળામાં લઇ બેઠાં છે.

દરેક બીબી પોતાના ફરઝંદને એકબીજાથી અગાઉ કુર્બાન થવાની ભલામણ કરે છે તે એટલે સુધી કે સગાઓ અને દોસ્તોની પણ પહેલાં શહીદ થવાની શિખામણ આપે છે. તેનાં કારણમાં સમજાવે છે કે: 'ઇસ્લામી જહાઝ—નાવ અત્યારે પૂરૂં જોખમમાં છે એટલે કે યઝીદના ઝુલ્મી તોફાનના ઝપાટામાં સપડાઇ ગએલ છે. તેથી કાતો યઝીદ પોતાની પ્રવૃત્તિમાં પાથરેલ શરાબ, જુગાર, વ્યભિચાર વિગેરે દુર્ગુણોની સુરંગો સાથે અથડાઇ તેનો નાશ થશે; અને કાંતો આડે માર્ગે ચડી કુફ્રપણા તરફ ચાલ્યું જશે.

'આનો ઉપાય માત્ર એજ કે ઇસ્લામી જહાઝના કપ્તાન ઇમામ હુસેન અ૦ યઝીદના ઝુલ્મી ઝપાટાને પોતાનાં શરીરપર લઇ શરીરનો નાશ કરે. પણ તમે તો ખલાસીઓ છો. કપ્તાન શહીદ થાય અને ખલાસીઓ કેમ જીવે? ખલાસીઓની તો ફરજ છે કે કપ્તાન પહેલાં પોતાની જાનો અર્પે.

'ઇમામ હુસેન અ૦નાં દોસ્તો તો જહાઝમાંના બીજા ઇસ્લામીઓ પેઠે પેસેન્જરોજ કહેવાય. પેસેન્જરો જહાઝ માટે પોતાની જાનો પહેલાં ફિદા કરે અને ખલાસીઓ પછવાડે રહે તે પણ કેમ બને? એ તો ખરા ખલાસીઓને શરમાવરૂંજ ગણાય. માટે તમે મ્હોટા ખલાસીઓ—ઇમામ હુસેન અ૦ના બીજા સગાઓની પહેલાં તો ખરાજ; પણ પેસેન્જરો—ઇમામ હુસેન અ૦ના દોસ્તોની પણ પહેલાં શહીદ થજો

'અમે અબળા છીએ; પણ સત્ય સેવા માટે અત્યારે તો અમે સબળા બની તમારા જેવા ફરઝન્દોને મરવા માટે

ઉત્સાહ આપીએ છીએ. કારણ તમારા જેવા સુપુત્રોની સંપત્તિનો સદ્ઉપયોગ આએ સત્યાગ્રહને સમયે ન થાય, ત્યારે પછી ક્યારે થવાનો ? જીંદગીનું સાર્થક શું ? સત્ય સેવા; ધર્મ સેવા; સમાજ સેવા; કોમ સેવા અને દેશ સેવા. આએ સત્ય સેવામાં તમામ સેવાઓનો સમાવેશ થઇ જાય છે.

'સુપુત્રો, કાલે ઇસ્લામી જહાઝને હલાક ન થવા દેતાં, તમે જ કુર્બાન થઇ ઇસ્લામી જહાઝને બચાવી લેજો. તમારી પાછળ અમે પણ અમારાથી બનતી સત્ય સેવા કરી છુટીશું. લુટાશું; કેદ થઇશું; જેલ જાત્રા કરીશું અને છેવટ એ અસહ્ય સંકટો સહેતાં જાનો જવાનો વખત આવશે તો તે પણ અર્પી અમારી ફરજ અમે બજાવીશું.

'વ્હાલાઓ, ઇસ્લામી જહાઝની ઉત્પતી શાથી થઇ છે ? તે તો તમે જાણતા જ હશો ? તેની ઉત્પતી આપણા વડીલોનાં હાડમાંસથી થઇ છે, તેની નીચે ડામરને બદલે આપણા વડીલોનું લોહી લાગેલ છે; જેથી તેની કિમ્મત આંકી શકાય જ નહિ. તેથી તો ઇસ્લામ બચાવા અર્થે ઇમામ હુસેન અ૦ પોતાનું આબાદ ઘર બરબાદ કરવા તૈયાર થયા છે.'

સાહેબજાદાઓ પોતાની માતાઓથી આવી રીતની ઉત્સાહ ભરી વાતો સાંભળી કહેવા લાગ્યા. 'પણ અમારી કયાં ના જ છે ? અમે તો તૈયાર જ છીએ. અમારી હાજરી અને હસ્તી છતાં ઇમામ હુસેન અ૦ દુશ્મનો સામે લાચારી કરે છે તે પણ અમારાથી સહન નથી થતું. તે કરતાં તો અમે મરણને જ વધારે ઇચ્છીએ. પણ લાચાર, ઇમામ હુસેન અ૦ની

આજ્ઞાનું ઉલ્લંઘન નથી કરી શકતા.

'ખરૂં પૂછો તો ઇમામ હુસેન અ૦મે દુશ્મનો પાસે એક રાતની અમાન માગી તે પણ અમારે માટે અસહ્ય હતી. શામાટે તેઓ પાસે એક રાતની અમાનની પણ માગણી કરવી જોઇએ? મરવું તેમાં વળી રાત શું અને દિવસ શું? જો કે એક રાતની અમાન ઇબાદત માટે યાચી છે; પણ સત્ય સેવા કરતાં મરવું તે ઇબાદત કરતા કયાં ઓછું છે? પણ અમે તો ઇમામ હુસેન અ૦ના ગુલામ છીએ; જેથી તેમના હુકમનું એક જરા પણ અપમાન ન જ કરી શકીએ. અમે સત્યાગ્રહને રસ્તે મરવા એટલા આતુર છીએ કે અગર જો ઇમામ હુસેન અ૦ અમને અત્યારે રજા આપે તો અત્યારે જ સત્યાગ્રહ કરી અમારી જાન અર્પણ કરીએ.'

'શાબાશ! સુપુત્રો સાબાશ!! કઇ ભાગ્યહિણ માતાને પોતાના પુત્રનાં લગ્ન કરી વહુ લાવવાની અને તેનાં સંતાનોને રમાડવાની શુભાશા ન હોય! પણ અત્યારે તે આશા તમે રણસંગ્રામમાં જઇ સત્ય માટે શહીદ થઇ તમારાં રક્તમાં આળોટતાં જોવાના રૂપમાં ફેરવાઇ ગઇ. ખુદા તમારી સહાય કરો.'

અબળાઓના ઉત્સાહે અને શૂરા જવાનોના જવાબે ઇમામ હુસેન અ૦નાં હૃદયને પાણી કર્યું; અને તેની સાબિતીમાં ચક્ષુમાંથી અશ્રુ સરી પડયાં.

આપે પોતાનાં મનમાં કહ્યું, 'શું સમય આવ્યો છે કે સત્ય સેવા કાજે અબળાઓ પણ સબળા બની પોતાની જીંદગી પર્યન્તની કમાણીને ઠેકાણે પાડવા પોતાના પુત્રોને મરવા

માટે ઉત્સાહ આપે છે! અને જવાનો! કેવા શૂરવીર જવાનો!! મોહક સંસારની તમામ આશાઓને ત્યાગી સત્યાગ્રહ રસ્તે શહીદ થવાની કેવી આતુરતા ધરાવે છે કે તેઓને મારી એક રાતની અમાનની માગણી પણ અસહ્ય લાગે છે! પણ તે બિચારા યુવાનો શું સમજે કે તેમાં મારાં શું શું રહસ્ય સમાયેલાં છે? મારા આત્માને તો મેં મારા જ અખ્તીયારમાં રાખ્યો: પણ ઇસ્લામનાં સંરક્ષણ માટે અશક્ત હોવા છતાં મારાં શરીરને મેં દુશ્મનોના કબજામાં સોપ્યું. જેથી તેઓ તેનાપર ચાહે તે જુલ્મ કરે.

'એક રાતની અમાનની માગણીમાં શિમ્રની ક્રુરતા સાબિત થઈ; સત્યના સાથી અને પૈસાના પૂજારી જૂદા પડયા; સત્યાગ્રહીઓની છૂપી સલાહ સાંભળી; અબળાઓના ઉત્સાહનું અવલોકન થયું; યુવાનોની આહૂતિ માટે આતુરતા જોઇ; એક આખી રાત અલ્લાહની ઇબાદતમાં એક ધ્યાને પસાર થશે; અને તેમાં સત્યાગ્રહ જેવું સંકટમય છેલ્લું શસ્ત્ર હાથ ધરવા ખુદા પાસે યાચના કરી શકાશે; અને તે વિકટ વિગ્રહમાંથી પૂર્ણ રીતે પાર ઉતરવા પ્રભુ પ્રાર્થના થઇ શકશે. આ સર્વ રહસ્યો તે યુવાન વયના ઉછળતાં લોહીવાળા કયાંથી સમજી શકે?'



# ઉમ્મે કુલ્સૂમના ઉદ્‌ગારો.



'અય ખુદાવંદા, કાલે તમામ બીબીઓ ઇસ્લામની અમરતા અર્થે પોતાના પુત્રોને સત્યાગ્રહના રણસંગ્રામમાં મોકલી પોતાની અમૂલ્ય ભેટો ખુદાઇ માર્ગે અર્પણ કરશે; પણ મારૂં કાંઇ? મારે કાંઇ પણ સંતાન નથી હું કોને મોકલું? હું ભાગ્યહિણ એ અમર કીર્તિથી બેનશીબ રહેવાની. આ કરતાં તો આ સમય પહેલાં મારૂં મૃત્યું થયું હતે તો વધારે સારૂં થતે.'

ઇમામ હુસેન અત્નાં મનમાં ઉપર મુજબ એક રાતની અમાનનાં રહસ્યના વિચારોની ઘટના ચાલી રહી હતી, તેવામાં તંબુના એક ખૂણામાંથી ઉમ્મે કુલ્સૂમના ઉક્ત ઉદ્‌ગારો સાંભળવામાં આવ્યા; તેથી તે વિચારોની ઘટનાનો અંત આવ્યો અને આપે આપનું સંપૂર્ણ ધ્યાન તે ઉદ્‌ગાર તરફ થયું.

તે ઉદ્‌ગારોની સમાપ્તિ સાથે જ ઉમ્મે કુલ્સૂમથી રોવાઇ ગયું, અને તે રોવાનો આવાજ તંબુઓની ચારે તરફ પહેરો ભરતા જનાબે અબ્બાસના કાનનાં પડયો. જનાબે અબ્બાસ તંબુમાં ગયા અને ઉમ્મે કુલ્સૂમને રોતાં જોઇ પૂછ્યું.

'કેમ બ્હેન, શામાટે રોઓ છો? સંકટને સમયે સબર છોડી કે કેમ?'

'ભાઇ, સબરને તો કાંઇ છોડી નથી: પણ હું તો મારાં દુ:ખને રોઉં છું.' ઉમ્મે કુલ્સૂમે રોતાંરોતાં જવાબ આપ્યો.

'અમારી હયાતી અને વળી હાજરી છતાં આપને કાંઇ પણ દુ:ખ પડે તો અમારી હાજરી અને હયાતીની જરૂર શું? હા, આપને પાણીની તૃષ્ણાનું દુ:ખ છે ખરું; પણ તે માટે ઇમામ હુસેન અ૦ના હુકમ સામે લાચાર છું. બ્હેન, આ જીવવા કરતાં તો મરવું મને વધારે વ્હાલું છે.' જનાબે અબ્બાસે કહ્યું.

'ભાઇ, ખુદા તમને અમારાં સરપર સલામત રાખે. તમારી હયાતી સાથે તો અમારી આ ઇઝ્ઝત છે કે અમે તંબુમાં બેઠા છીએ; પછી તો તે પાપીઓ છે અને અમે છીએ. મને કાંઈ મારી તૃષ્ણાનું દુ:ખ નથી. દુ:ખ છે તો એજ છે કે મને સંતાન ન હોવાથી કાલે સત્યાગ્રહને માર્ગે શહીદ કરવા ઇમામ હુસેન અ૦ને ભેટ ન ધરી શકવાથી હું દુ:ખયારી તે અમર કીર્તિથી બેનસીબ રહેવાની.

'જુઓને ભાઇ, બ્હેન ઝયનબ પોતાના બન્ને પુત્રોને તૈયાર કરી રહ્યાં છે. ભાભી ઉમ્મે લયલા અને ભાભી ઉમ્મે ફરવા પણ પોતાના ફરઝન્દોને સૌથી પહેલાં શહીદ થવાની શિખ આપી રહ્યાં છે. પણ મારૂં કોઇ? હું કોને કહું કે ચાલ તને ઇમામ હુસેન અ૦ના પવિત્ર કદમ ઉપર કુર્બાન થવા અર્પણ કરૂં! જેથી જ હું ખુદા પાસે મોત માગું છું કે મને શરમાવનારા તે સમય પહેલાં મારૂં મૃત્યું કરજે.' આ કહેતાં સાથે જ ઉમ્મે કુલ્સૂમથી ધ્રુસ્કે ધ્રુસ્કે રડાઇ જવાયું.

'બ્હેન, આપ આટલાં દિલગીર શામાટે થાઓ છો? મારાં માતાજી અહિં કયાં હાજર છે? આપ મને ભાઇ ન સમજતાં ગુલામ સમજો અને કાલે મારો હાથ પકડી મને ઇમામ હુસેન અ૦ની હજૂરમાં લઇ જજો અને કહેજો કે: આએ ગુલામને સત્યની સેવામાં અર્પણ કરવા આપને ભેટ ધરૂં છું.' આથી આપની પણ કીર્તિ વધશે કે સય્યદતુન નિસાઇલ આલમીન—આલોક અને પરલોકમાં થઇ ગયેલ અને થવાવાળી તમામ સ્ત્રીઓથી શ્રેષ્ટ—જનાબે ફાતેમાહ ઝેહરા સલ્વાતુલ્લાહે અલયહાનાં દીકરી ઉમ્મે કુલ્સૂમે અબ્બાસ જેવા એક અદનાને પોતાના ગુલામ તરીકે સ્વીકારી સત્યાગ્રહને સમયે શહીદ થવા પોતાના ભાઇ ઇમામ હુસેન અ૦ને અર્પણ કર્યો.

'અને આપની ગુલામીના મેળવેલ માન માટે મારી પણ અમર કીર્તિ થશે.' જનાબે અબ્બાસે ઉમ્મે કુલ્સૂમને આશ્વાસન આપતાં હાથ જોડી અરજ કરી.

બ્હેનભાઇનાં એ પ્રેમી વચનો સાંભળી ઇમામ હુસેન અ૦થી મૌન સ્થિતિમાં રહી ન શકાયું.

ફરમાવ્યું. 'બસ કરો; બસ કરો. સત્યની સેવાના પ્રેમમાં બ્હેનભાઇની મોહબ્બતને જોઇ લીધી. વધારે વ્હાલ બતાવી મારાં હૃદયનું પાણી ન કરો.'

એટલું ફરમાવી આપે ખુદાની દરગાહમાં હાથ ઉંચા કરી પ્રાર્થના કરી.

'ખુદાવંદા, જેવા સત્યના પ્રેમી દોસ્તો તેં મને આપ્યા

તેવા કોઇને નહિ આપ્યા હોય: જેવા સત્યના સાથી મને ભાઇઓ આપ્યા તેવા ભાઇઓ પણ કોઇને નહિ આપ્યા હોય: અને જેવી સત્ય પ્રેમી અબળાઓનો મને સાથ આપ્યો તેવો કોઇને સાથ પણ નહિ આપ્યો હોય.

'ખુદાવંદા, આ સર્વ ઇન્સાન છે—તારા બંદા છે: તેઓને તું શકિત આપ કે તે વખતે પણ સર્વ આવા જ ઉત્સાહસહ સત્યાગ્રહના અસહ્ય સંકટમય કાર્યને સંપૂર્ણ રીતે પાર ઉતારે.'

પછી આપ આપના તંબુમાં ગયા અને ઇબાદતે ઇલાહીમાં મશગૂલ થયા.

જનાબે અબ્બાસ પણ તંબુઓનો પહેરો કરવાના પોતાનાં કાર્યમાં પડયા.

# સામસામે લશ્કરની સફો.



સત્યાગ્રહના દિવસની સવાર થઇ. નમાઝ પડી તૈયાર થયા. સામસામી સફો ગોઠવાઇ.

ઇમામ હુસેન અ૦નાં લશ્કરમાં ૩૦ સ્વાર ૪૦ પ્યાદા હતા. તે ચપટીભર લશ્કરની જમણી બાજુ ઝહીર બિન કયનને સોંપાણી અને ડાબી બાજુ બાળમિત્ર હબીબ બિન મઝા-

હિરને આપવામાં આવી. લશ્કરના સરદાર જનાબે અબ્બાસને બનાવી સરદારીનો અલમ—ઝુંડો પણ તેમને જ સોંપવામાં આવ્યો.

ઉમર સાઅદે પોતાનાં જબરા લશ્કરની જમણી બાજુએ ઉમર બિન હુજ્જાજને ઉભો રાખ્યો અને ડાબી બાજુએ શિમ્ર ઝિલજવશનને ઉભો કર્યો. સ્વારોની સરદારી ખોલી બિન અસ્મહીને સોંપી અને પ્યાદાની સરદારી શીશ બિન રબઇને આપી. ભાલાંવાળાઓનો ઉપરી મોહમ્મદ બિન અ-શઅસને; પત્થર મારવાવાળાઓનો ઉપરી ઉમર બિન સબી-હને; અને મજૂરોનો ઉપરી અબુ અય્યુબને બનાવ્યો. પા ભાગનાં લશ્કર વચ્ચે કયસ બિન અશઅસ; અડધા ભાગનાં લશ્કર વચ્ચે અબ્દુલ્લાહ બિન ઝહીર અઝદી; પોણા ભાગનાં લશ્કર વચ્ચે અબ્દુર્રહમાન બિન અબી સિબરાહ જઅફી અને છેડે હુર બિન યઝીદ રેયાહીને ઉભા રાખવામાં આવ્યા. અને પોતાની સરદારીનો અલમ—ઝુંડો પોતાના ગુલામ વરીદને સોંપ્યો.

ઇમામ હુસેન અ૦ના અને આપના તરફદારોના તંબુ-ઓની ત્રણે તરફ ખાઇમાં આગ સળગતી જોઇ ઇબ્ને જોવય-રીયા નામના શખ્સે આગળ વધી પોકાર કર્યો કે; ' અય હુસેન અને તેમના તરફદારો, તમારે માટે આખેરત—પરલો-કમાં તો આગ છે જ; પણ તે પહેલાં આએ દુનિયામાં પણ તમને આગની મુબારકી છે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. ' અમારે માટે આગ ન

હોય. અમે તો ખુદાની ખુશીને ચાહીએ છીએ; અને તેની ખુશીને માટે જ સર આપવા તૈયાર થયા છીએ. **આગ તો એ લોકોને માટે છે કે જેઓ શેતાની સલ્તનતના પૂજારી બની ખરા ખુદાને ભૂલે છે.**

'ખુદાવંદા, તેના સખ્ત કલામની સજાએ તેને તું હમણાં જ પહોંચાડ કે જેથી સર્વે જાણે કે કોણ સત્ય ઉપર છે.'

એકાએક તેનો ઘોડો ભડકયો અને દોડાદોડ કરવા લાગ્યો. તેણે ચોકડાને ઘણું ખેંચ્યું; પણ તે કાબુમાં ન આવ્યો. છેવટે તે ઘોડા ઉપરથી પડયો, પણ તેનો પગ પાઘડાંમાં ભરાઇ રહ્યો. ઘોડો દોડતો દોડતો બળતી ખાઇ પાસે ગયો; જોવયરીયા ખાઇના કિનારાપરથી ખાઇમાં લપસ્યો; એટલામાં પાઘડાંમાંથી પગ છૂટયો અને તે આગમાં જઇ પડયો. તે આગમાં બળી તેના બદબોલોના બદલાને પહોંચ્યો.



# સત્યની સમજાવટ.

પછી ઇમામ હુસેન અ૦ એક ઊંચી સાંઢણીપર સ્વાર થયા; અને બન્ને લશ્કરોની વચ્ચે આવી સત્ય સમજાવવા ફરમાવ્યું.

'અય લોકો, થોડીવાર ચુપ થઈ જાઓ અને મારી વાતને સાંભળો. હું એ સત્ય સમજાવવા ચાહું છું કે જે મારા

ઉપર ફરજ છે. જો મારી વાતને માનશો, તો આએ ઝુલ્મ જુલ્મનાં કામથી બચી જશો: અને જો નહિ માનો, તો મ્હાન પાપનાં કામમાં સપડાઈ ધિક્કારને પાત્ર થશો. આએ સત્યની સમજાવટ હું એટલા માટે કરૂં છું કે જેથી તમારાથી સત્ય અંધારામાં ન રહી જાય; અથવા પછી તમે એવું બ્હાનું ન બતાવી શકો કે સત્યથી અમે અજાણ હતા. સત્યને જાણી અને સમજી લીધા પછી ભલે તમારે મારા સાથે જેમ વર્તવું હોય તેમ વર્તજો: ભલે મને એક ઘડીવારની ફુરસત ન દેજો. મારો મદદગાર મારો ખુદા છે, જેણે પવિત્ર કુર્આન ઉતાર્યું: અને જે પ્રમાણિકપણાને ચાહે છે.'

આટલું ફરમાવી ઇમામ હુસેન અ૦ એટલીવાર ચુપ રહ્યા કે જેટલીવારમાં આખું મેદાન શાંત થઇ ગયું. તે એટલે સુધી કે સત્યનાં બળથી ઘોડાઓનો હણહણાટ અને તેઓના ટાપુઓનો ખણખણાટ પણ બંધ થયો. આખું મેદાન શમશાન અથવા કબ્રસ્તાન જેવું શાંત થયું.

પછી ઇમામ હુસેન અ૦એ પાછું ફરમાવવું શરૂ કર્યું. 'અય લોકો, તમે વિચાર તો કરો કે હું કોણ છું? મને આવીરીતે દુઃખી કરી; મારી જાતનું આવીરીતે અપમાન કરી: મને કતલ કરવામાં શું તમે સારૂં કામ સમજો છો? તમારા મ્હાન પેગમ્બર સાહેબ કે જેમનો તમે કલમો પઢો છો; તેમનાં દીકરી જનાબે ફાતેમાહ ઝેહરા સલ્વાતુલ્લાહે અલયહાનો શું હું ફરઝંદ નથી? તમારા મ્હાન પેગમ્બર સાહેબના ગાદી વારસ હઝરત અલી અ૦ કે જેવણ મ્હાન પેગમ્બર સાહેબના

કાકાના દીકરા ભાઇ થતા હતા કે જેમણે સર્વથી પહેલાં પેગમ્બર સાહેબની પેગમ્બરીનો સ્વીકાર કર્યો; તેમનો ફરઝંદ શું હું નથી? શું મારા પિતાજીના કાકા હઝરત હમઝા નથી? અને શું મારા કાકા જનાબે જઅફરે તય્યાર નથી? કે જેઓ બન્નેએ ઇસ્લામની ઉન્નતિ ખાતર પોતાની જાનની આહૂતિ આપેલ છે.

'અય લોકો, અમારા બન્ને ભાઇઓ માટે મ્હાન પેગમ્બર સાહેબે સ્વર્ગીયના સરદારો ફરમાવેલું શું તે તમે નથી જાણતા? અગર જાણો છો તો તમે જાણી કરી સત્યથી વિમુખ થયા છો; અને જો નથી જાણતા તો તમે જેઓ જાણે છે તેઓને પૂછી જુઓ. કારણ કે જાબિર બિન અબ્દુલ્લાહ અન્સારી, અબુ સઇદ ખુઝરી, સહલ બિન સઅદ સાઅદી, ઝયદ બિન અરકમ અને અનસ બિન માલિક જેવા પેગમ્બર સાહેબની હજૂરમાં બેસવાવાળા હજુ હયાત છે.'

આટલે સુધી આવ્યા એટલામાં વાતને ઉડાવી દેવા શિમ્ર પાપી વચ્ચે બોલી ઉઠયો કે; 'અય હુસેન, તમે આટલી વાતો કરી; પણ હું તો એટલુંય નથી સમજ્યો કે તમે શું કહો છો ?!'

આનો જવાબ ઇમામ હુસેન અ૦મે તો કાંઇ ન આપ્યો, પણ તેમના બદલામાં હબીબ બિન મઝાહિરે આપ્યો કે; 'અય શિમ્ર, તું નહિ સમજી શકે; કારણ કે તારી ધન લાલસાને લીધે તારા કાનોની સત્ય સાંભળવાની, અને તારાં અંતઃકરણની સત્ય સમજવાની શકિત ચાલી ગઇ છે.'

પછી ઇમામ હુસેન અ૦મે વળી પોતાનું બોલવું શરૂ કર્યું. 'છતાં જો મારા બોલોમાં તમને વ્હેમ રહેતો હોય, તો શું હું તમારા પેગમ્બરનાં દીકરીનો દીકરો છું તેમાં પણ તમને વ્હેમ રહે છે? પૂર્વથી પશ્ચિમ સુધી અને ઉત્તરથી દક્ષિણ સુધી જુઓ કે અમારા બન્ને ભાઇઓ સિવાય મ્હાન પેગમ્બર સાહેબનાં દીકરીનો દીકરો કોણ છે? શા કારણથી તમે અમારા ઉપર આવીરીતે અસંખ્ય અત્યાચાર કરવા તૈયાર થયા છો? શું તમારામાંથી મેં કોઇને માર્યો છે કે જેનો બદલો લેવા ચાહો છો? શું મેં કોઇને ઝખ્મી કર્યો છે? કે શું કોઇને દુ:ખ આપ્યું છે? કે શું મેં કોઇની ચોરી કરી છે કે જેની સજા મને આપવા માગો છો?

આટલું ફરમાવી તેઓ તરફથી જવાબ મળવાની વાટ જોવા ચુપ રહ્યા. પણ જ્યારે કોઇ તરફથી કાંઇ પણ જવાબ ન મળ્યો; ત્યારે આપે પાછું બોલવું શરૂ કર્યું.

'અય શીશ બિન રબઇ, અય હુજ્જાજ ઇબ્નલ હુર, અય કયસ ઇબ્ન અશઅસ અને અય યઝીદ ઇબ્નલ હારસ; શું તમે એ લોકોમાં નથી કે જેઓએ મને કાગળો લખ્યા હતા કે; 'અમને સત્ય સમજાવનાર કોઇ નથી માટે આપ જલ્દી પધારી અમને અમારી ફરજોથી જાણીતા કરો. અમે યઝીદ જેવા પાપી બાદશાહની બયઅતથી અલગ-છેટા છીએ, માટે આપ આવો કે આપની બયઅત-તાબેદારી કરી અમે અમારી મુકિત મેળવવામાં કોશેશ કરીએ. વળી અત્રેના બાગો લીલાછમ છે, ઝાડો ઉપર મેવાઓ લાગી ગયેલ છે, જેથી

આપની ખુશીમાં પણ ઘણી વૃદ્ધિ થશે; માટે આપ તુરત પધારો. છતાં આપ નહિ આવો તો કયામતને દિવસે આપના નાના પાસે અમે ફર્યાદ કરીશું કે; આપના નવાસા હુસેનને અમારી હિદાયત–મુકિતનો માર્ગ જાણવા માટે અમે ઘણા કાગળો લખ્યા છતાં ન આવ્યા; જેથી અમે સત્યથી અજાણ અજ્ઞાન રહ્યા. આના જવાબદાર અને જોખમદાર આપજ ગણાશો.'

'આવી રીતના તમારા કાગળોથી મેં મારા ભાઇ મુસ્લિમ બિન અકીલને તમારા તરફ મોકલ્યા. તેના સાથે તમે કેવીરીતે બેવફાઇથી વર્ત્યા, તે તમો સારી રીતે જાણો છો. અને હું આવ્યો, તો મારા સાથે કેવીરીતે વિવેકાઇથી વર્તવા તૈયાર થયા છો કે અમને તથા અમારાં સ્ત્રીબાળકોને પાણી માટે પણ તર્સાવો છો! શું તમારા ધર્મમાં અતિથિનો આદર સત્કાર આવીરીતે કરવાનું લખ્યું છે?'

તેના જવાબમાં બીજા કોઇએ તો કાંઇ ન કહ્યું; પણ શીશ બિન રબઇએ ઉત્તર આપ્યો. 'તમારે ચાલુ સમયના ઇસ્લામીઓના ખલીફા યઝીદ બિન મોઆવીયાહની બયઅત કરવી પડશે; તે સિવાય અમે બીજું કાંઇ પણ નથી જાણતા.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'હું દરેક દુઃખો સહન કરીશ; તમારી તરફનાં દરેક અપમાનોને મારાં સરપર ધરીશ; પણ પાપી સલ્તનત સાથે સહકારથી કે સુલેહથી વર્તી તેના પાપનો ભાગીદાર થઇશ નહિ. તેમ યઝીદ જેવા પાપીના હા-

થમાં મારો હાથ મેળવી—તેની બયઅત કરી: મારા હાથને તેણે કરેલ અને કરવાના ઝુલ્મનાં લોહીથી રંગીન કરીશ નહિ. તેમ અહિંથી નાસી જઇ મારી જાતને અને મારા આત્માને પણ કલંકિત થવા દઇશ નહિ. હું એવા લોકોથી ખુદાની પાસે પનાહ—રક્ષા ચાહું છું કે જેઓ આત્માની અમરતાનો ઇન્કાર કરનારા નાસ્તિક છે.

'અય લોકો, તમે તમારા કામોપર મગરૂર ન થાઓ. ખુદાવન્દે કાદિર—કુદરતવાળો—એક એવા શખ્સને તમારા ઉપર મુકરર કરશે કે જે તમારાં આએ કામોનો, બદલો તમને પૂરેપૂરો આપશે.'

પછી ખુદા પાસે દોઆ યાચી કે; 'અય પરવરદિગારા, મેં તારા ઉપર ભરોસો કર્યો છે. તુંજ સર્વનો મદદગાર અને ઇન્સાફ કરનારૂં છે.'

ઇમામ હુસેન અ૦ના આ સત્ય સમજાવટના આવાજમાં એટલું બળ પ્રસરી રહ્યું હતું કે તે કરબલાનાં રણમાં ન્હાનું મ્હોટું જે કોઇ તે વખતે હાજર હતું તે તમામના કાન સુધી ઇમામ હુસેન અ૦નો આવાજ પહોંચી ગયો હતો.

ઇમામ હુસેન અ૦ના સત્ય સમજાવટના નમ્રતા ભર્યાં આવાજથી સ્ત્રીઓમાં રૂદન શરૂ થયું હતું; પણ જનાબે અબ્બાસના સમજાવવાથી પાછી શાંતિ થઇ હતી.



# સ્નેહની સમાપ્તિ.



સત્યની સમજાવટ પછી ઇમામ હુસેન અ૦મે ઉમર સાઅદને પોતાની પાસે બોલાવ્યો. ઉમર સાઅદ પોતાના દીકરા હફસ અને પોતાના ગુલામ વરીદ સાથે ઇમામ હુસેન અ૦ તરફ રવાના થયો.

ઉમર સાઅદને તેના દીકરા અને ગુલામ સાથે આવતો જોઈ, જનાબે અબ્બાસ જનાબે અલીઅકબરને સાથે લઇ ઇમામ હુસેન અ૦ પાસે ઉમર સાઅદના આવ્યા પહેલાં આવી પહોંચી સલામ કરી.

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'કેમ ભાઇ શામાટે આવવું થયું?'

જનાબે અબ્બાસે અરજ કરી. 'જુઓને આ ઉમર સાઅદ તેના ફરઝંદ અને ગુલામ સાથે આપ તરફ આવે છે તો તે ત્રણે દગાબાજ દુશ્મનો સામે આપને અહિં એકલા કેમ રહેવા દઇએ? જેથી તેના ગુલામના બદલામાં હું આપનો ગુલામ આવ્યો છું અને તેના ફરઝંદના બદલામાં આ આપના ફરઝંદ—મારા શાહજાદા અલીઅકબરને લાવ્યો છું.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'ભાઇ, તમે એવી ફિકર શામાટે કરો છો? ખુદા રાખે તેને કોણ ચાખે? દુનિયાપર મારૂં હોવું ખુદાને જયાં સુધી મંજૂર છે, ત્યાં સુધી કોની

મકદૂર છે કે મને ઉખેડી શકે? મારૂં જીવવું અને મરવું મેં ખુદાની ખુશીપર રાખ્યું છે તેથી તે વિષે મારા અને તમારા કરતાં તેને વિશેષ ચિંતા છે.'

જનાબે અબ્બાસે અરજ કરી. 'આપની તે ખરી વાત પણ ખુદાએ શું ઉમર સાઅદને જ ફરઝંદ અને ગુમામ આપેલ છે અને આપને નથી આપેલ? ઉમર સાઅદ તેના ગુલામ અને ફરઝંદ સાથે દબદબાથી આપના સામે ઊભો રહે અને આપને મારા જેવા ગુલામ અને અલીઅકબર જેવા જવાન ફરઝંદ હોવા છતાં આપ તેઓના સામે મદદગાર વગરના લાચાર જેવા થઇને ઊભા રહો તે મારાથી તો મારી જીંદગીમાં જોઇ શકાશે નહિ. મારા મરવા પછી આપ ગમે તેવી રીતે વર્તો, પણ મારી હયાતીમાં આપને એવીરીતે લાચારીથી વર્તવા આપી હું એવો બેહયાઇનો બોજો ઉપાડી શકીશ નહિ.'

'ખુદા આપને સલામત રાખે; પણ તેઓ તરફથી કદાચ આપને કાંઇ ઇજા જ પહોંચે તો મારૂં તો આલોક અને પરલોકમાં કાળું જ મોઢું થાય કે બીજું કાંઇ? માટે જો મારાથી ભૂલ થઇ હોય તો ક્ષમા આપશો, હું મારી જીંદગીને એવા કલંકનો કાળો ડાઘ તો આવવા નહિ દઉં.

'જયારે આપની એવી રીતે લાચારી કરવાનો વિચાર થાય ત્યારે તે પહેલાં આપ મને રજા આપશો કે હું મેદાનમાં જઇ મારી કુર્બાની કરાવી લઉં. અને તે પણ આપને જો નાકબુલ હોય તો આપ જ આપના પવિત્ર હાથથી મારાં

મસ્તકને ઉડાવી દેજો કે જેથી મારે મારી આંખોથી આપની તેવી સ્થિતિ નીહાળવી ન જોઇએ.

'હું તો ખુદા પાસે એજ પ્રાર્થના કરૂં છું કે; આપને આવી જ ઇઝઝત સાથે —આપની બાજુમાં મારાં શાહજાદાને જોતો દુનિયાથી ચાલ્યો જાઉં.' આટલું બોલતા જનાબે અબ્બાસની આંખોમાંથી આંસુ ટીપકી પડયાં.

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'ભાઇ અબ્બાસ, તમે આટલા દિલગીર શામાટે થાઓ છો? તમે એવો તે શું અપરાધ કીધો છે કે જેને માટે ક્ષમા માગો છો? તમે તો અહિં આવી સ્નેહની સમાપ્તિ કરી આપી. સૃષ્ટીના લોકો તમારા સ્નેહની વાતો સાંભળી ઇચ્છા કરશે કે ભાઇ આપો તો અબ્બાસ જેવા સ્નેહી આપો.

'તમે જરા પણ દિલગીર ન થાઓ. આજ્ઞા સિવાય આવ્યા તો શું થયું? મારા પ્રત્યે તમારો સ્નેહ તમને અહિં ખેંચી લાવેલ છે તેમાં તમે જરા પણ ક્ષોભ ન લાવો. ભલે આવ્યા. હું રાજી છું.'

## છેલ્લી શિખામણ.

'અય ઉમર સાઅદ, મને બોલાવવા માટે તેં મારાપર પણ પત્રો મોકલ્યા હતા. જ્યારે હું આવ્યો, ત્યારે તું પણ

મારો દુશ્મન થઇ બેઠો. અમે તમારા અતિથિ કહેવાઇએ. તો શું અતિથિનો આદર સત્કાર આવીરીતે કરવાનું મ્હાન પેગમ્બર સાહેબે ફરમાવ્યું છે? તેઓએ તો પાપી પરોણાનો પણ સત્કાર કરવાની આજ્ઞા ફરમાવેલ છે. તો શું હું તેમાંથી પણ ગયો? કે શું કૂફા શહેરમાં અતિથિનો આવોજ સત્કાર કરવામાં આવે છે કે અનાજ તો નહિ; પણ પાણી સુધ્ધાનો પ્રતિબંધ?! આ તમે કયા શેતાનનો ધર્મ સ્વીકારેલ છે?' ઇમામ હુસેન અ૦ અને જનાબે અબ્બાસ વચ્ચે ઉક્ત પ્રશ્નોત્તર ચાલતા હતા; એટલામાં ઉમર સાઅદ તેના છોકરા અને ગુલામ સહિત આવી પહોંચવાથી ઇમામ હુસેન અ૦મે ઉમર સાઅદને ફરમાવ્યું.

'તેમાં મારો કાંઇ કસૂર નથી. ઓબયદુલ્લાહ ઝિયાદે ફિતનાની આગ સળગાવી આપને આ સ્થિતિમાં લાવી મૂકયાં તેમાં વળી આપ વખત ન વર્તિ આપની હક ઉપર કાયમ રહ્યા; જેથી અગ્નિમાં ઘી હોમાયું.' ઉમર સાઅદે પોતાને બિનકસૂરવારમાં ખપાવવા બધોય વાંક ઓબયદુલ્લાહ ઝિયાદ ઉપર ઓઢાડી, તેમાં ભાગીદાર ઇમામ હુસેન અ૦ને પણ ગણાવ્યા.

'રયની હુકુમતની લાલચને લીધે લશ્કરની સરદારી લઇ તું મારા સામે લડવા આવ્યો; ત્રણ દિવસથી પાણી ઉપર પહેરો બેસાર્યો; અને હવે તું બિનકસૂરવાન થવા માગે છે તે કેમ બને? અને એ તું શું પસંદ કરે છે કે હું યઝીદ પલીદ—પાપી જેવા શરાબી, જુગારી અને વ્યભિચારી જેવાની

બયઅત—તાબેદારી કરી, તેનાં કુકર્મો પ્રત્યે મારી ખુશીને જાહેર કરૂં ? ગમે તેમ થશે; પણ હું તો તેનાથી બયઅત કરી, તેનાં કુકૃત્યોને ઉત્તેજન આપી, ઇસ્લામને મૃત્યુનાં મુખમાં મુકવાને પ્રેરાઇશ નહિ. પણ જો હજુ તું આ ઝબુન ઝુલ્મનાં કૃત્યથી છૂટવા ચાહતો હોય તો મારા સાથે આવી જા, અથવા લશ્કરની સરદારી મૂકી અહિંથી ચાલતો થા.' ઇમામ હુસેન અ૦મે ઉમર સાઅદને ફરમાવ્યું.

'જો હું તેમ કરૂં તો કુફાનો હાકિમ મારાં ઘરબાર બાગબગીચા લૂટાવી લીયે.' ઉમર સાઅદે બીજા પ્રશ્નોનો ઉત્તર ન આપતા, ઇમામ હુસેન અ૦મે તેના હિતની આપેલ સલાહનોજ જવાબ વાળ્યો.

'હું તે કરતાં તને સારાં ઘરબાર અને બાગબગીચા આપવા વચન આપું છું. પણ કોઈ રીતે તું આ મ્હાન પાપમય કામોથી અળગો રહે.' ઇમામ હુસેન અ૦મે ફરમાવી ઉમર સાઅદના ખોટાં બ્હાનાંનું ખંડન કર્યું.

'મારાં સ્ત્રીબાળકોને કેદ કરી, મને કતલ કરે' ઉમર સાઅદે વળી બીજું બ્હાનું બતાવ્યું.

ઇમામ હુસેન અ૦મે વિચાર્યું. 'જેને સત્યાસત્યની પરવા નથી. જીંદગીના વૈભવમાં જ સર્વે સુખશાંતિ સમજી ધર્માંધર્મનાં કામો કરે છે, તે જ્ઞાનામૃતનાં પાણીને પણ હળાહળ વિષ સમાન સમજે છે. માટે તેને સમજાવવું તે શ્યામ પાષાણપર વૃક્ષ વાવી ફળની આશા રાખવા સમાન છે. જેથી ઇમામ

હુસેન અ૦મે તેને વધારે સમજાવવા કોશીશ ન કરતા તેના ભવિષ્યની ખબર સંભળાવી.

'અય ઉમર સાઅદ, ઝુલ્મનાં લોહીથી રંગાએલ હાથે કોઇ વખત મ્હેંદી લાગેલ છે?—સુખ ભોગવેલ છે? યાદ રાખ: તું રયની હુકુમત માટે મારાં નિર્દોષ ખૂનમાં હાથ રંગે છે પણ તે તને નસીબ થવાની નથી. તું ઇરાકના ઘઉં પણ બહુ થોડા ખાવા પામવાનો; અને રયના વખણાતા ઘઉં તો તને નસીબ થવાના નથી જ.'

'ઘઉં નસીબ નહિ થાય તો જવ જમીશ!' ઉમર સાઅદે ઇમામ હુસેન અ૦ની ભવિષ્યવાણીનો મશ્કરીમાં જવાબ વાળ્યો

'જાણે હું મારી આંખોથી જોઇ રહ્યો છું કે તું તારા બિછાનાપર કતલ થાય છે અને કૂફાની બજારમાં ભાલાં ઉપર ચડેલ તારાં સરપર છોકરાઓ પત્થર ફેંકે છે.' જે હુકુમત માટે, જે ઘરબાર માટે, જે બાગબગીચા માટે અને જે જીંદગી માટે, ઉમર સાઅદ તે અઘોર પાપમય કામો કરવાં તૈયાર થયો: તે તમામના વિનાશ સાથે ઝુલ્મ કરવાનું છેલ્લું પરિણામ ઇમામ હુસેન અ૦મે ઉમર સાઅદને સંભળાવી દીધું. છતાં આત્માની અશાંતિ તો વળી જૂદી.

ઉમર સાઅદ તે સાંભળતાં જ ગુસ્સે થઇ ચાલતો થયો.

---

# સત્યાગ્રહીઓને સુચના.



પછી ઇમામ હુસેન અ૦મે પોતાનાં લશ્કર પાસે આવી ઊંટણી ઉપરથી ઉતરી, ઝુલજુનાહ નામના ઘોડા ઉપર સ્વાર થઇ સત્યાગ્રહીઓને નીચે પ્રમાણે સુચના સંભળાવી.

'વ્હાલા સત્યાગ્રહીઓ, તમે જાણો છો કે આપણે અહિં મારીને નહિ, પણ મરીને જીત મેળવવા ઊભા છીએ. તે પણ આપણી જીત માટે નહિ. પણ ઇસ્લામની અમરતાને માટેજ—ઇસ્લામીઓના હાથમાંથી યઝીદની બચઅતની બેડીઓ તોડવાને માટે જ.

'તમારે પાપી સલ્તનતના પૂજારીઓને બાહુબળ બતાવવાનું નથી, પણ આત્મબળ બતાવવાનું છે. આત્મબળવાળા ઇન્સાનો ગમે તેવાં સંકટો છતાં કેટલા શાંતિથી સંકટો સહન કરતા અડગ ઊભા રહે છે તેના સુબોધ પાઠો સૃષ્ટીને આપણે શીખવવાના છે. માટે દુશ્મનોના ગમે તેટલા હુમલાઓ છતાં અને ગમે તેવા બોલો છતાં સંયમને ન છોડજો. **સંયમ એ સત્યાગ્રહીઓનો મુળ પાયો છે; અને તેના નીચેજ આત્મબળ છૂપાએલું છે. જેમનં સંયમ સલામત, તે આત્મબળની સલામત—નીશાની; અને જેનું સંયમ છૂટયું, તેનું આત્મબળ ખુટયું સમજો.** માટે હરગિઝ હરગિઝ સંયમને છૂટવા નં દેજો.

'તમારે બાહુબળની બહાદુરી એટલી જ બતાવવાની છે

કે તેઓ સમજી શકે કે આ લોકો સશક્ત છતાં સંયમ ધરાવે છે. **નિઃશસ્ત્ર હોય કે નિર્બળ હોય તેનાં સંયમનો વ-ધારે પ્રતિબિંબ પરાયાં હૃદયપર પડતો નથી.**

'તમારામાં આત્મબળ હોવા છતાં શરીરબળથી જીત મેળવવા ઇચ્છશો તો પણ મેળવી શકશો; કેમકે તમે શસ્ત્ર ચલાવવામાં પ્રવિણ છો, વળી સત્યપર છો: જેથી તમારાં બ-ળની પછવાડે ખુદાનું અનંતબળ રહેલું છે. તમારામાંથી કેટલાકોને તેનો અનુભવ પણ છે કે મ્હાન પેગમ્બર સાહેબના સમયમાં ઘણીવાર ઇસ્લામીઓ અલ્પ સંખ્યામાં હોવા છતાં વિશેષ સંખ્યાના દુસ્મનોને મ્હાત કરેલ છે. તેમ તમે પણ કરી શકો. પણ તે જીત માત્ર થોડા દિવસ માટેની જ હોય છે. **અમર જીત તો આત્મબળથી કરેલ યુધ્ધમાં હોઇ શકે.** માટે તમારે તમારી તલ્વારની ચમક સેજસાજ બતાવી, પછી તેઓના જુલ્મો સામે ઝુઝમી ઇસ્લામની અમરતા અર્થે આહૂતિ આપવી.'

પછી ઇમામ હુસેન અ૦મે ખુદા પાસે પ્રાર્થના કરી કે: 'અય ખુદાવંદા, તારા ઉપર અમારો સંપૂર્ણ ભરોંસો છે અને તુંજ અમારા સર્વેનો આધાર છે. તું અમને આએ દુસ્મનો તરફથી જે જે સંકટો પડે છે અને પડવાનાં છે તે તમામ સહર્ષ સહન કરવાની સહનશકિત આપ.'

સર્વ સત્યાગ્રહીઓએ આમીન કહ્યું.

---

# દુશ્મન દોસ્ત.



પછી ઇમામ હુસેન અ૦મે પાપીઓને પોકારી કહ્યું 'મેં મારી તમામ ફરજ અદા કરી લીધી. દરેક રીતે તમને સમજાવી ચૂકયો. હવે અમો સત્યાગ્રહ માટે તૈયાર છીએ. તમારી મરજીમાં આવે તે અમને સંકટો આપો, અમે તે સર્વ સંયમથી સહન કરીશું. પછી જે થવાનું હશે તે થશે. અમે તો અમારો સઘળો આધાર ખુદાપર રાખ્યો છે અને તે જ અમારો મદદગાર છે. કોઇ તેનાં અનંતબળથી આગળ વધી નથી શકતું. જેમાં તેની ખુશી તેજ સત્ય માર્ગ છે.'

પછી ઉમર સાઅદે પોતાનાં લશ્કરને હુકમ આપ્યો કે: 'ખબરદાર, એક જરાય વાર ઢીલ ન કરો અને હુસેન તથા તેમના દોસ્તોને એકદમ ઘેરી લીયો; અને તમારી તલ્વારોની નીચે તેઓનાં માથાં રાખી આપો. તમારા સામે તેઓ એક મચ્છર સમાન છે.'

આ સાંભળતાં જ હુર બિન યઝીદ રેયાહી પોતાની જગ્યાથી નીકળી ઉમર સાઅદ સામે આવ્યા, અને તેને પૂછયું.

'શું તમે ઇમામ હુસેન અ૦થી જરૂર જંગ કરશો?'

ઉમર સાઅદ—'ખરેખર હું ભારે જંગ કરવાનો. તે એટલે સુધી કે તેઓના હાથો કપાઇ જશે, અને તેઓનાં માથાંઓ ઉડી જશે.'

હુર—'શું તમે આ બાબતમાં સુલેહથી કામ નથી લઇ શકતા?'

ઉમર સાઅદ—'અગર મારા હાથમાં હતે તો હું તેમજ કરતે; પણ લાચાર કે ઓબયદુલ્લાહ ઝિયાદના હુકમનું અપમાન નથી કરી શકતો.'

આ સાંભળી હુર તેમના ભાઇ અને ફરઝંદ સાથે ઇમામ હુસેન અ૦નાં લશ્કર તરફ આગળ વધ્યા. સર્વનાં દિલમાં એવો ખ્યાલ થયો કે તેઓ પોતાના ઘોડાને પાણી પાવા જાય છે.

હુર પોતાનાં કરેલ પાપનાં કામોના પશ્ચાત્તાપથી ધ્રુજતા હતા, અને ખુદા પાસે યાચના કરતા હતા કે; 'અય પરવરદિગારા, મેં તારા રસુલ—પેગામ પહોંચાડનારના નવાસાને રસ્તો રોકી આએ સંકટની અંદર સપડાવી દીધા. તું મને ક્ષમા આપ.'

આવીરીતે ખુદા પાસે દોઆ કરતાં કરતાં ઇમામ હુસેન અ૦ પાસે જઇ હાથ જોડી શરમને લીધે મસ્તક નમાવી અરજ કરી.

'ખુદાની કસમ મને ખબર નહિ હતી કે આટલે દરજ્જે લોકો આપથી દુશ્મનાઇ કરશે. જો મને ખબર હતે તો કોઇ પણ રીતે આએ રણમાં રસ્તો રોકી આપને અટકાવતે નહિ. તેને માટે હવે હું ઘણોજ પસ્તાઉં છું; અને મારા તે પાપની માફી માગવા આપની પાસે આવ્યો છું. શું મારા તે પાપની માફીનો સ્વીકાર આપની હજૂરમાં નહિ થાય?'

દુશ્મન દોસ્ત—હુર બિન યઝીદ રેયાહીનો રોઝો.







સત્યાગ્રહની શરૂઆત વાંચો પૃષ્ઠ ૪૧૯ જુઓ કરબલાનો નકશો નં. ૧૩.

ઇમામ હુસેન અ૦મે મોહબ્બતથી તેનાં સરને ઊંચું કરી ફરમાવ્યું. 'તમારા રોક્યા રોકાયો નથી. તેમ મને કોઇ રોકી શકે તેમ ન હતું. હું જે જમીનને ગોતતો હતો તે જમીન આવવાથી રોકાઇ ગયો. ખુદા તારા પશ્ચાત્તાપને કબુલ કરી તને ક્ષમા આપે.'

હુરે હાથ જોડી અરજ કરી. 'મને રજા આપો કે હું રણસંગ્રામમાં જઇ આપ ઉપર મારી જાનને કુર્બાન કરૂં.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'હુર, તમે તો મારા મહેમાન છો. તમને હું એમ રજા કેમ આપું? જાઓ; થોડીવાર આરામ કરો.'

હુરે અરજ કરી. 'આપના ઉપર કુર્બાન થવાને હું આરામ કરતાં વિશેષ સારૂં સમજું છું. વળી આપના સાથે સૌથી પહેલી દુશ્મની મેં જ કરી છે; તેથી પહેલો હક મારો છે કે સૌથી પહેલાં હું મારી જાનને આપ ઉપર અર્પણ કરૂં.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'પણ યુધ્ધનો આરંભ આપણાથી નજ થાય.'

હુરે અરજ કરી. 'આપની આજ્ઞા સિવાય હું જંગ નહિ કરૂં. હું તો તેઓને સમજાવવા જાઉં છું કે કદાચ તેઓ મારાથી કાંઇ સમજે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'ભલે બિસ્મિલ્લાહ.'

પછી હુર તે લશ્કરની સામે આવ્યા, અને કહ્યું. 'અય લોકો, તમે એવા મહેરબાન શખ્સને બોલાવી દગો દીધો કે

જે તમારા ફરેબ અને તમારી બેવફાઇને જાણવા છતાં તમારા આમંત્રણને કબુલ કરી તમારી પાસે આવ્યા.

'જ્યારે તેઓ તમારા પાસે આવ્યા ત્યારે તમે લોકો તેમનાથી ફરી ગયા: અને દોસ્તોને બદલે દુશ્મન બની તેમનાથી લડવા તૈયાર થયા. તે એટલે સુધી દુશ્મની કરવી શરૂ કરી કે કુતરા અને ડુક્કરને પાણી પીવાની રજા; પણ આપણા મહાન પેગમ્બર સાહેબના નવાસાને અને તેમના અહલેબયાત —બીબાળકોને પાણી આપવાનો પ્રતિબંધ! ઘણી નવાઈની વાત છે કે જેમના નવાસા ઉપર આવા જુલ્મનો વરસાદ વરસાવો, અને ખુદા પાસે તેમની શફાઅત—શીફારિશથી બક્ષીશ—મુકિત મેળવવાની આશા રાખો!

'કોઇ પેગમ્બરની ઉમ્મતે—અનુયાયીઓએ પોતાના પેગમ્બરની અવલાદ ઉપર આવાં દુઃખોના ડુંગર પાડયા છે? ખરેખર તમે આપણા પેગમ્બર પછી તેમની અવલાદને માટે ઘણા દુષ્ટ સાબિત થશો. ખુદા તમને દીનદુનિયા—આલોક અને પરલોકમાં શાંતિ ન બક્ષે.'

એટલું કહી હુર ઇમામ હુસેન અબ્નાં લશ્કર તરફ પાછા ફર્યા.

# સત્યાગ્રહની શરૂઆત.



ઇમામ હુસેન અ૦નાં લશ્કર તરફ હુરના પાછા જવા પછી ઉમર સાઅદે પોતાના ગુલામ વરીદને સરદારીનો ઝંડો લઇ લશ્કર આગળ ઊભો રાખ્યો; અને પોતે કમાનમાં તીર જોડી ઇમામ હુસેન અ૦નાં લશ્કર તરફ ફેંક્યું અને કહ્યું. 'તમે તમામ શાક્ષી રહેજો કે હુસેન બિન અલી તરફ પહેલું તીર મેં ફેંક્યું છે.'

ઉમર સાઅદનાં તીર ફેંકવા સાથે જ તેનાં લશ્કરીઓનાં એક સાથે દસ હજાર તીર ફેંકાણાં. જેથી આપનાં લશ્કરમાં એવા કોઇક જ ભાગ્યે હશે કે જેને તેઓમાંનું એકકે તીર વાગ્યું ન હોય.

આ જોઇ ઇમામ હુસેન અ૦થી રજા મેળવી હુર તેમના ફરઝંદ અલી સાથે મેદાનમાં આવ્યા; અને કેટલીકવાર પોતાની બહાદુરી બતાવી સત્યાગ્રહને માર્ગે શહીદ થયા.

પછી હુરનો ભાઇ મસઅબ બિન યઝીદ રેયાહી મેદાનમાં ગયા અને તે પણ પોતાની જવાંમર્દિ જાહેર કરી શહીદ થયા.

એવીરીતે એકપછીએક સત્યાગ્રહીઓ ઇમામ હુસેન અ૦થી રજા લેતા હતા અને શહીદ થઇ અમર કીર્તિ મેળવતા હતા.

તે એટલે સુધી કે વહબ બિન અબ્દુલ્લાહ કલ્બી ના-

મના જવાન કે જેની શાદી થયે પૂરા પંદર દિવસ પણ નહોતા થયા. તે તેની મા અને વહુ સાથે તેને વતન જતો હતો. તેઓનું નીકળવું કરબલામાં થયું; જેથી તેઓને ખબર મળ્યા કે: 'અહિં ઇમામ હુસેન અ૦ સંકટમાં આવી પડયા છે.' તેથી વહબની મા કમરે કહ્યું, 'બેટા, કમાણી કરી લેવાનો વખત છે.' વહબે જવાબ આપ્યો. 'હું મારી સ્ત્રીની સલાહ પૂછી આવું; કારણ કે તેણી હજુ તાજી દુલ્હન—લાડી છે.'

કમરે કહ્યું. 'તું પૂછવા જઇશ તો તેણી તને ફેરવી દેશે.' વહબે જવાબ આપ્યો. 'અરે! એમ કેમ બને!! હું તેણીના ફેરબમાં આવી મારી જીંદગીનું સાર્થક જવા દઇશ? હરગિઝ નહિ.'

એટલું બોલી વહબ તેની સ્ત્રી પાસે ગયો, અને સત્યાગ્રહને રસ્તે મરવા રજા માગી.

તેની સ્ત્રીએ તેને ના ન કહી પણ એટલું કહ્યું કે: 'મને વચન આપો કે મારી સિવાય તમે આત્માની શાંતિનું સ્વર્ગીય સુખ ન ભોગવો.'

વહબે વચન આપ્યું.

તેની સ્ત્રીએ કહ્યું. 'તેમ નહિ તેના શાક્ષી ઇમામ હુસેન અ૦ને આપો.'

વહબ અને તેની સ્ત્રી ઇમામ હુસેન અ૦ પાસે ગયાં. વહબે ઇમામ હુસેન અ૦ને વાત કરી. ઇમામ હુસેન અ૦ શાક્ષી થયા.

વહબ રજા લઇ મેદાનમાં ગયા, અને તેની જવાનીનું જોમ જાહેર કરી, આબે હયાત—અમૃતપાણી પીધું.

રણસંગ્રામમાં તેનાં સ્થૂલ શરીરને મૃત સ્થિતિમાં જોઇ, તેની સ્ત્રી ત્યાં દોડી ગઈ; અને મુખપરમુખ રાખી વિલાપના કરવા લાગી.

તેણી બિચારી શબની સાથે સ્નેહ કરતી હતી તે પણ શિમ્ર મલઉન—પાપી જોઇ ન શક્યો! તેમ તેને એક અબળા જાતિ ઉપર અત્યાચાર કરાવતા પણ દયા ન છૂટી! દયા તો શું? પણ સ્ત્રી હત્યા કરાવતા હયા પણ ન આવી!

તેણે તેના ગુલામને ઇશારો કર્યો. ઇશારો થતાં જ તેના ગુલામે તેણીનાં માથાં ઉપર એવી એક લોઢાની ગદા મારી કે તેણીનું મસ્તક ફાટી ગયું; અને તેણી તેના પતિની સાથે આત્માની શાંતિનું સ્વર્ગીય સુખ ભોગવવા ચાલી ગઇ.

વહબની પછી પણ એકપછીએક રજા લઇ મેદાનમાં જતા હતા, અને ઇસ્લામની અમરતા અર્થે પોતાની આહૂતિ આપી અમર કીર્તિ મેળવતા હતા.

## ઇબાદતની યાદી.



કુર્બાનીનો બજાર ગરમાગરમ હતો. એકપછીએક રજા મેળવી શહાદતના અમર માર્ગે સીધાવતા હતા. તે એટલે

સુધી કે સૂરજ ઢળવાનો સમય—ઝોહરની નમાઝનો વખત થયો.

ઉમર બિન અબ્દુલ્લાહ અન્સારી કે જેમનું ઉપનામ અબુ તમામા સયદાવી હતું. તેણે ઇમામ હુસેન અ૦ પાસે આવી અરજ કરી.

'યા મવલા—અય માલિક—સરદાર, આપના ઉપર મારી હજાર જાન ફિદા થાય. લડાઈનાં શસ્ત્રની આગ ગમે તેટલી ગરમ થાય. પણ જ્યાં સુધી અમારાં શરીરમાં જીવ બાકી છે: ત્યાં સુધી આપને તેની ગરમીની આંચ પણ આવવા નહિ દઇએ.

'મારૂં દિલ સત્યાગ્રહને માર્ગે શહીદ થવા ઉતાવળ કરે છે, પણ મારાં દિલમાં એક આશા પ્રગટી છે; જો આપ તેને શાંત કરો તો મને શાન્તિ થાય તેમ છે. અને તે એ કે આપના સાથે હું ઝોહરની છેલ્લી નમાઝ પઢી લઉં.'

આ સાંભળી ઇમામ હુસેન અ૦મે આસમાન સામે નજર કરી તો બરાબર ઝોહરની નમાઝનો વખત થયો હતો. તેથી આપે હુકમ કર્યો કે: 'જાઓ, ઇસ્લામના દુશ્મનોને કહો કે થોડીવાર લડાઇ બંધ રાખો કે અમે ઝોહરની નમાઝ પઢી લઇએ.'

ઇમામ હુસેન અ૦ના ઉક્ત સંદેશાના જવાબમાં હસીન બિન નમીરે કહ્યું. 'તમારા લોકોની નમાઝ કબુલ નથી!'

આવો ઉધ્ધતાઇ ભર્યો તેનો જવાબ હબીબ બિન મઝાહિર સાંભળી ન શકયા. તેથી કહ્યું. 'અય વિશ્વાસઘાતી, તારા

જેવા મ્હા પાપીની નમાઝને ખુદા સ્વીકારે! અને મ્હાન પેગમ્બર સાહેબના નવાસાની નમાઝનો ખુદા શું સ્વીકાર ન કરે?!'

આ સાંભળતાંજ હસીન આવેશમાં આવી તલ્વારને મ્યાનમાંથી ખેંચી હબીબ તરફ ઘોડો દપટાવ્યો. હબીબ તે વખતે ઇમામ હુસેન અ૦ની રક્ષા માટે આપની આગળ ઊભા હતા. અને આપ આપના કેટલાક દોસ્તો, ભાઇઓ, ભત્રીજાઓ; ભાણેજો અને ફરઝંદની સાથે ઝોહરની નમાઝ પઢવાની તૈયારીમાં હતા.

એટલામાં હસીનને નજીક આવેલો જોઇ હબીબે અરજ કરી. 'મવલા, હું તો હવે આજે ઝોહરની નમાઝ પરલોકવાસીઓ સાથે પઢવાનો. હું હવે રજા લઉં છું અને આપના તરફથી આપના નાના તેમજ આપના બાપાને સલામ પહોંચાડું છું.'

એટલું કહી હબીબ હસીન બિનનમીરની સામે આવી ઊભા. બન્નેમાં લડાઇ ચાલી. હબીબની તલ્વારની અણી તેનાં નાક ઉપર જરા વાગી જવાથી તેને ઝખમ થયો. અને તેથી તે ભાગ્યો. હબીબ તેની પછવાડે પડયા; પણ તેના સાથીઓએ આવી હબીબને ઘેરી લઇ તેને બચાવી લીધો.

છેવટ હબીબ સત્યાગ્રહને માર્ગે શહીદ થયા. તેઓ એક રાતમાં આખું કુર્આન પૂરૂં કરતા હતા.

હબીબના જવા પછી ઇમામ હુસેન અ૦ની રક્ષાને માટે

આપની આગળ સાઅદ બિન અબ્દુલ્લાહ અને ઝહીર બિન કયન ઊભા રહ્યા; અને આપે નમાઝ પઢવા માંડી.

સામેનાં લશ્કરે આપને આપના સાથીઓ સાથે નમાઝ પઢતા જોઇ તીર ફેંકવા શરૂ કર્યાં. જે જે તીરો ઇમામ હુસેન અ૦ તરફ આવતાં હતાં, તે તે તીરોને તેઓ બન્ને રક્ષકો પોતાનાં શરીરપર ઝીલી લઇ ઇમામ હુસેન અ૦ને બચાવી લેતા હતા.

ઇમામ હુસેન અ૦મે નમાઝને પઢી લીધી એટલામાં સાઅદ બિન અબ્દુલ્લાહ તીરોના ઝખ્મોથી ચૂરચૂર થઇ જમીન ઉપર પડયા. તેમણે ખુદા પાસે પ્રાર્થના કરી કે: 'પરવરદિગારા, આએ કોમ અને અમારા વચ્ચે ઇન્સાફ કરજે. અને મારા સલામ તારા પવિત્ર રસૂલ સ૦ને પહોંચાડજે અને એ પણ ખબર આપજે કે તેરાણુના નવાસાની દોસ્તીમાં મેં મારી જાન અર્પણ કરી.' એટલું કહેતાંની સાથેજ તેમનો આત્મા તેમનાં શરીરમાંથી મુક્ત થયો.

અને પછી પાછા એકપછીએક મેદાનમાં જઇ બહાદુરી બતાવી શહીદ થતા હતા.

તે એટલે સુધી કે દોસ્તોના ખલાસ થવા પછી ભાઇઓ, ભત્રીજાઓ અને ભાણેજોનો પણ વારો આવી ગયો; અને તેઓ પણ પોતાની જગ્યા ખાલી કરી સ્વર્ગે સીધાવ્યા.



શહીદ થએલા સગાંઓ—ઇમામ હુસેન અ૦ના ભાઈ—**અવનબિનઅલી અ૦નો રોઝો.**



શહીદ થએલાઓની સંખ્યા. વાંચો પૃષ્ઠ ૪૫૭ નં. ૧૬

જુઓ કરબલાનો નકશો. નં. ૧

# સરદારનો સત્યાગ્રહ.



ભાઇઓમાં જનાબે અબ્બાસ કે જેઓ લશ્કરના સરદાર હતા, તેઓ બાકી રહ્યા; અને બીજા જનાબે અલીઅકબર બાકી રહ્યા.

જ્યારે જનાબે અબ્બાસ રજા લેવા ગયા ત્યારે ઇમામ હુસેન અ૦મે તેમને ખાસ ભલામણ કરી કે: 'ભાઇ, આએ લોકો દુનિયાની મોહજાળમાં ફસાઇ ગયા છે તેમના ઉપર દયા કરજો તેમને તમારી શુરવીરતાની મજાહ થોડી ચખાડજો.'

જનાબે અબ્બાસે અરજ કરી 'જેવો આપનો હુકમ.'

એટલું કહી જનાબે સકીના—ઇમામ હુસેન એ૦નાં ન્હાનાં શાહજાદીએ પાણી ભરી લાવવા આપેલ મશકને ખભે રાખી રણસંગ્રામમાં ગયા; અને બાળકો માટે પાણીની એક મશ્ક ભરી લેવા માગણી કરી, તેઓએ ચોક્ખી ના કહી.

આ સાંભળતાંજ જનાબે અબ્બાસે તલ્વાર ચલાવી. તે એટલે સુધી કે પાણી ઉપરના પહેરાને હટાવી ફુરાત નદીમાં ઘોડાને નાંખ્યો.

જનાબે અબ્બાસને પાણીની અત્યંત તૃષ્ણા હોવા છતાં ઇમામ હુસેન અ૦ની અને બીબીઓ બચ્ચાંઓની તર્ષને યાદ કરી પાણી ન પીતાં મશ્ક ભરી તંબુઓ તરફ રવાના થયા.

જનાબે અબ્બાસને પાણી ભરી તંબુઓ તરફ લઇ જતાં

જોઇ, ચારે તરફથી દુશ્મનોએ ઘેરી લીધા; અને શસ્ત્ર ચલાવવા લાગ્યા. જનાબે અબ્બાસ શસ્ત્રના જે ઘા આવતા હતા તે પોતાનાં શરીરપર લઈ મશ્કને બચાવતા હતા.

એટલામાં હકીમ બિન તુફયલે આવી એક એવી તલ્વાર જનાબે અબ્બાસના જમણા ખભા ઉપર મારી કે આપનો જમણો હાથ કપાઇ નીચે પડયો. આપે મશ્કને ડાબા ખભા ઉપર સંભાળી. વળી તેજ પાપીએ છૂપાઇ ડાબા ખભા ઉપર તલ્વાર લગાવી કે તે પણ હાથ કપાઇ નીચે પડયો. આપે મશ્કને દાંતમાં પકડી, તેની રક્ષા માટે આપનું આખું શરીર તે ઉપર રાખી આપ્યું.

એટલામાં એક પાપીએ બરાબર મશ્કને તાકીને એવું એક તીર માર્યું કે જેથી મશ્ક ફૂટી ગઇ, અને પાણી નીકળી જવા માંડયું.

જે પાણીને તર્સાં બાળકોનાં મોઢાં સુધી પહોંચાડવા આટલાં સંકટો સહ્યાં; તેજ પાણીને આમ એકાએક ચાલ્યુ જતાં જોઇ જનાબે અબ્બાસ હતાશ થયા; અને તંબુઓ તરફ જવામાં શરમ થવાથી ઈશારો કરી ઘોડાને ઉભો રાખ્યો. એવામાં એક પાપીએ માથાં ઉપર એક એવી લોઢાંની ગદા મારી કે માથુ ફાટી ગયું અને ચકરી ખાઇ જમીન ઉપર પડયા.

જનાબે અબ્બાસે ઇમામ હુસેન અ૦ને પોકારી કહ્યું, 'મવલા—આકા—માલિક, ગુલામ કુર્બાન થયો.'

જનાબે અબ્બાસના અવાજથી ઇમામ હુસેન અ૦ જ-

નાએ અલીઅકબરને સાથે લઇ જનાબે અબ્બાસની લાશ ઉપર આવ્યા.

ઇમામ હુસેન અ૦મે પૂછ્યું. 'ભાઇ, કાંઇ કહેવું છે ?'

જનાબે અબ્બાસે અરજ કરી. 'બે ત્રણ અરજ કરવાની છે.'

'બોલો શું ભલામણ કરવી છે ? જુઓ કે હું તો તમારી પછવાડે જ આવું છું; છતાં મારાથી જે બનશે તેનું પાલન કરીશ.' ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું.

'પહેલી તો મારી એ અરજ છે કે મારા દેહમાંથી મારા આત્માને પરવરી જવા પછી આપ આપના પવિત્ર ચરણની નીચેની ધૂળ; મારાં કપાળ ઉપર, મારી બન્ને હથેળી-માં, મારાં બન્ને ગોઠણ ઉપર અને મારા બન્ને પગના અંગુઠા ઉપર લગાડજો કે તેના પ્રતાપથી ખુદા મને વધારે શાંતિ આપે.

'બીજી અરજ એ છે કે જેવી રીતે આપ આપણા લશ્કરીઓની લાશોને લેવરાવી તંબુઓ પાસે રખાવતા, તેવી રીતે મારી લાશને લઇ જશો નહિ; કારણ કે મેં મારા શા-હજાદી જનાબે સકીનાને પાણી લાવી આપવાનું વચન આ-પ્યું હતું તે મારાથી પાળી શકાયું નથી.

'ત્રીજી અરજ આપને તસ્દી આપવાની એ છે કે મારી એક આંખમાં તીર વાગેલું છે અને બીજી આંખમાં મારાં માથાંનું લોહી વહી તેમાં ભરાઇ ગયું છે. મારે હાથ નથી કે હું લૂછી નાંખું. માટે આપ જ આપના પવિત્ર હાથથી લોહી

લૂંછી નાંખશો કે જેથી મારી આંખ ખુલે અને મરતી વખતે આપનાં દર્શનનો લાભ મને મળે.'

ઇમામ હુસેન અ૦મે પોતાના પવિત્ર હાથથી રૂમાલ વતી જનાબે અબ્બાસની જે આંખમાં લોહી ભરાઇ ગયું હતું તે આંખ માહેનું લોહી લૂંછી નાંખ્યું; જેથી જનાબે અબ્બાસે તે આંખને ખોલી અને ઇમામ હુસેન અ૦નાં દર્શન કરી ખુશી થયા.

પછી ઇમામ હુસેન અ૦મે જનાબે અબ્બાસને ફરમાવ્યું. 'ભાઇ, તમારી ત્રણે વાતોને મેં સાંભળી અને કબુલ પણ કરી. હવે તમો મારી એક વાતને સાંભળી તેનો સ્વીકાર કરો.'

જનાબે અબ્બાસે અરજ કરી. 'હું તો થોડા દમનો દુનિયામાં મહેમાન છું. એવી કઇ વાત છે કે જેનો મારા પાસે સ્વીકાર કરાવી આપ આપની ઇચ્છા પાર પાડવાની આશા રાખો છો?!'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'ભાઇ, તે એ કે તમે જ્યારથી બોલવા શીખ્યા ત્યારથી તે અત્યાર સુધી તમે મને કોઇ વખત ભાઇ કહી નથી બોલાવ્યો; પણ આકા અને મવલા-માલિક અને સરદાર કહી બોલાવ્યો છે. માટે મને ઇચ્છા છે કે એક વખત ભાઇ કહી બોલાવો.'

જનાબે અબ્બાસે આજેજી સાથે અરજ કરી. 'મવલા, જે બત્રીસ વરસ સુધી જેમનો ગુલામ તરીકે રહ્યો હોય, તે હવે મરતી વખતે તેમના સાથે ભાઇનું સગપણ કેમ કાઢી

શકે? હું તો આપનો આલોકમાં જેમ ગુલામ તરીકે રહ્યો. તેમ પરલોકમાંય ગુલામ તરીને રહેવાની ઇચ્છા ધરાવું છું: અને તેમાંજ મારૂં માન છે. હું અદના આપને ભાઇ કહી આપનું અપમાન કરીશ નહિ. આપ મારા મવલા, આકા અને સરનાં તાજ-છો; અને હું તો આપનો અદના-તુચ્છ ગુલામ છું.'

આટલું કહેતાં એક બે ડચકાં સાથે તેમનો પવિત્ર આત્મા સ્વર્ગે સીધાવ્યો.

# અજબ આહુતિ!

જનાબે અલીઅકબર જનાબે અલી કે જેમને તેમની અતુ ઇબાદતનાં કારણથી લોકો ઝયનુલ આબેદીન-ઇબાદત કરવાવાળાના શૃંગારનાં નામથી ઓળખતા હતા; તેમના ન્હાના ભાઇ હતા.

જનાબે ઝયનુલ આબેદીન અ૦ યઝદેજર્દ જે કે અજમનો બાદશાહ હતો તેનાં દીકરી જનાબે શહેરબાનુના ફરઝંદ હતા અને જનાબે અલીઅકબર અબુસુફયાનની દીકરી મયમૂના અને તેનાં દીકરી ઉમ્મે લયલાના ફરઝંદ હતા. તે હિસાબે જનાબે અલીઅકબર યઝીદની ફુઇનાં દીકરી બ્હેનનાં ફરઝંદ ભાણેજ થતા હતા.

જનાબે અબ્બાસના શહીદ થવા પછી જનાબ અલી-અકબરે પોતાના પિતાજી પાસે રણસંગ્રામમાં જવા રજા માંગી. ઇમામ હુસેન અ૦મે સ્વીકારી.

જનાબે અલીઅકબર પોતાનાં માતુશ્રી, ફુઇઓ, બ્હેનો, કાકીઓ વિગેરે પાસે છેલ્લી સલામે આવ્યા.

જનાબે ઉમ્મે લયલાએ પોતાના ફરઝંદ અલીઅકબરની શાદીમાં અલીઅકબરને પહેરાવવાની ઇચ્છાથી જે સારાં સારાં કપડાં સીવી રાખ્યાં હતાં તે જનાબે અલીઅકબરને પહેરાવી દુલ્હા–વરરાજા–લાડા જેવા બનાવ્યા; અને પછી સત્યાગ્રહનો રસ્તે શહીદ થઇ કબરની સોડમાં સુવા વળાવ્યા.

જનાબે અલીઅકબરનાં મેદાનમાં જવા વખતે ઇમામ હુસેન અ૦મે ખુદા પાસે દોઆ યાચી કે: ' અય પરવરદિગારા. મારો એ ફરઝંદ રણસંગ્રામમાં સીધાવે છે કે જે તારા પવિત્ર રસૂલ સ૦ના જેવો ચહેરો અને આવાજ ધરાવે છે. જ્યારે મને તારા રસુલ સ૦નાં દર્શનની ઇચ્છા થતી હતી ત્યારે હું મારા ફરઝંદ અલીઅકબરને જોતો હતો; અને જ્યારે મને તારા રસુલ સ૦ની સાથે વાતચિત કરવાની ઇચ્છા થતી હતી ત્યારે હું મારા ફરઝંદ અલીઅકબરની સાથે વાતચિત કરતો હતો. '

' પાકપરવરદિગારા, એજ મારા ફરઝંદ અલીઅકબરને તારા માર્ગે આહૂતિ આપવા મોકલું છું; તે એવી ઇચ્છાથી નહિ કે જેવી રીતે જનાબે ઇબ્રાહીમ પેગમ્બરના ફરઝંદ જનાબે

ઇસ્માઇલની કુર્બાનીના બદલામાં આસમાનથી દુમ્બો–ઘેટો ઉતર્યો: તેવી રીતે મારા ફરઝંદના બદલામાં પણ ઉતરે અને મારો ફરઝંદ બચી જાય. હું તો તેને એવી ઇચ્છાથી મોકલું છું કે તારે રસ્તે શહીદ થઇ તેનાં ખૂનમાં તેને આળોટતો જોઉં !'

જનાબે અલીઅકબર મેદાનમાં ગયા અને ઇમામ હુસેન અ૦ જેવા ઇમામનાં ખૂનથી બચી જવા પાપીઓને ઘણી રીતે સમજાવ્યા: પણ તે તમામ વ્યર્થ.

છેવટ આપે પોતાના કાકા જનાબે અબ્બાસ પાસે લડાઇનાં શસ્ત્રવિદ્યાનું જે શિક્ષણ લીધું હતું તેનો સ્વાદ દુશ્મનોને ચખાડ્યો. દુશ્મનો ભાગ્યા; આપ અટકયા અને પોતાના પિતાશ્રીનાં છેલ્લાં દર્શન કરી મેદાનમાં આવ્યા.

એટલામાં દુશ્મનં લોકોએ ચારે તરફથી ઘેરી લીધા: અને શસ્ત્રો ચલાવી ઝખ્મોથી ચૂરચૂર કર્યા.

જનાબે અલીઅકબર ઘોડા ઉપર બેસી ન શક્યા. જમીન ઉપર પડયા અને આવાજ આપી. 'પિતાજી, આપના ફરઝંદના છેલ્લા સલામ પહોંચે.'

જવાન ફરઝંદની આવાંજ સાંભળી ઇમામ હુસેન અ૦ પ્રથમ તો કલેજાંને પકડી બેસી ગયા; પણ સંયમની શક્તિથી પાછા ઉભા થયા, અને રણસંગ્રામ તરફ ચાલ્યા.

આસ્તે આસ્તે અલીઅકબરની લાશ ઉપર પહોંચ્યા: અને આપની ઇચ્છા મુજબ અલીઅકબરને ખૂનમાં આળોટતા

પોતાની નજરે નીહાળ્યા.

ખુદાઇ માર્ગે આપની અજબ આહૂતિ! કબુલ થયેલી જોઇ, આપે ખુશીને જાહેર કરવા ખુદાનો શુકરનો—આભારનો સિજદો અદા કર્યો.

હઝરતકે જવાં બેટેંકો મરતે હુએ દેખા;
અવર શુક્રકા સિજદા ઉન્હેં કરતે હુએ દેખા.

# પાણી બદલે પયકાન.

જનાબે અલીઅકબરની આહૂતિ પછી ઇમામ હુસેન અ૦ રણસંગ્રામમાં જવા તૈયાર થયા; અને સર્વેની છેલ્લી મુલાકાત માટે તંબુના દરવાજા પાસે ગયા.

છ મહીનાના સગીરવયના આપના ફરઝંદ અલીઅસગરને પાણીની તૃષ્ણાને લીધે પાણી વગરની માછલીની જેમ તડપતા જોઇ આપે તેડી લીધા અને તેમને મેદાનમાં લઇ ચાલ્યા.

મેદાનમાં એક ઊંચી જગ્યા ઉપર ઊભા રહી આપે આપના બન્ને હાથો ઉપર અલીઅસગરને લીધા અને હાથોને બન્યા તેટલા ઊંચા કર્યા.

પછી આપે તે પાપીઓને મ્હોટા અવાજે ફરમાવ્યું, 'અય લોકો, તમારા નબી—પેગમ્બરના નવાસા હુસેનનો

સત્યાગ્રહી લશ્કરના સરદાર—જનાબે અબ્બાસ બિન્ અલી અન્નો રોઝો.







સરદારના સત્યાગ્રહ. વાંચો પૃષ્ઠ ૪૨૫ જુઓ કરબલાનો નકશો. નં. ૯.

છ મહીનાનો ફરઝંદ પાણી વગર તડપી પોતાની જાન આપે છે તેના ઉપર તો દયા કરો! તમારી અણસમજને લીધે તમે મને કદાચ ગુનેહગાર સમજતા હો, પણ આ દૂધ પીતાં નિર્દોષ બાળકે તમારો શું ગુનાહ કર્યો છે? કે તેને પણ પીવા પાણી તમે નથી આપતા! તેની માનું પ્યાસને લીધે દૂધ સૂકાઇ ગયું છે, જેથી તેની જાન જીભ ઉપર છે. પાણીનાં થોડાંક ટીપાંથી એક સૈયદજાદાની જાન બચી જાય છે; શું તે પણ તમે નહિ આપી શકો?! અગર તમારાં નિર્બળ મનની અંદર એવો સન્દેહ ઊભો થાય કે હુસેન પોતાનાં બાળકને પાણી પીવરાવવનું નામ લઇ પોતે પાણી પીઇ જશે! તો હું અલીઅસગરને જમીન ઉપર સુવરાવી દૂર ઉભો રહું, અને તમારામાંનો કોઇ પણ આવી તેને પાણી પીવરાવી જાય.'

આનો જવાબ કોઇએ કાંઇ પણ ન આપ્યો. તેથી ઇમામ હુસેન અ૦મે પાછું બોલવું શરૂ કર્યું.

'અય લોકો, તમારાં પ્રપંચી હ્રદયમાં કદાચ એવો ખ્યાલ આવે કે અલીઅસગર તર્પા નથી; પણ હુસેન ખોટું બોલે છે!

'તો અય બેટા અલીઅસગર, મારાં સત્યની ખાતર તમારૂં મુખ ખોલો અને જીભને બાહેર કાઢી આએ પાપી લોકોને બતાવો કે જેથી તમે કેવા તર્પા છો તે તેઓ સારી રીતે સમજી શકે.'

ઇમામ હુસેન અ૦નાં ફરમાનને સાંભળી તે બેસમજ

બાળકે પોતાની સુકાઇ ગયેલી જીભને બાંહેર કાઢી. તે જોઇ પાપી લોકો શરમને લીધે નીચું જોઇ ગયા!

તેઓ યઝીદની પાપી સલ્તનતના વેચાતા લીધેલા ગુલામો જેવા એવા બની ગયા હતા કે તેઓ કોઇમાં એટલી હિમ્મત ન આવી કે ઇમામ હુસેન અ૦નાં નિર્દોષ બાળકને પાણી આપે કે આપવા કહે!

ઇમામ હુસેન અ૦ તેઓનાં કૃત્યો ઉપરથી જાણતા હતા કે તેઓ કોઇ પણ રીતે અલીઅસગરને પાણી આપે તેમ નથી; છતાં પણ એટલા માટે મેદાનમાં લઇ આવ્યા કે દુનિયા જાણે કે સંસારિક મોહમાયાની જાળમાં ફસાયેલા વધતા વધતા કેટલે સુધી પાપ કર્મો કરવામાં પણ પાછા હઠતા નથી!

અલીઅસગરની સુકાએલાં ચામડાં જેવી જીભ જોઇ, છતાં પણ કોઇને દયાનો ઉમળકો ન આવ્યો, અને કોઇ જાનને જોખમે પણ પાણી પાવા–આપવા ન ધાયો.

દયા! આવી તો હુરમલા બિન કાહિલ નામના એક પાપીને દયા! આવી!! તેણે અલીઅસગરને તર્ષનાં સંકટથી છોડાવવા કમાનમાં તીર જોડ્યું; અને તેમના તરફ પાણીને બદલે પયકાન–તીર ફેંક્યું. તે તીર અલીઅસગરનાં કોમળ ગળાંપર લાગ્યું, અને એકજ ડચકાંની સાથેજ તેમણે પોતાના પિતાજીના પવિત્ર હાથોપર પોતાની જાનને અર્પણ કરી.

ઇમામ હુસેન અ૦એ અલીઅસગરનાં ગળા નીચે પોતાનો હાથ રાખી તેમનાં ખૂનને પોતાના હાથમાં ઝીલી લીધું.

પછી તે ખૂનને આપે પોતાના ચહેરાપર એટલા માટે ચોપડયું કે ખુદાના વ્હાલા પેગમ્બરના નવાસાનાં નિર્દોષ બાળકનાં ખૂને નાહકને જમીન ઉપર પડવાથી કદાચ જમીનને ઝલઝલો આવી–ધરતીકંપ થઈ કાંઇ કુદરતી કહેર નાઝિલ થાય.

પછી તે લાશને આપ અલીઅસગરનાં માતુશ્રી જનાબે રેબાબ પાસે લઇ ગયા. અને ફરમાવ્યું. 'લ્યો આ તમારો ફરઝંદ એવું પાણી પીઇ આવ્યો છે કે હવે તે કદિ પ્યાસોજ નહિ થાય !'

આ સાંભળી જનાબે રેબાબ દોડયા અને ગભરાઇ પોતાના ફરઝંદને ખોળામાં લીધા.

ફૂલ જેવા બાળકને દુધ અને પાણી નહિ મળવાથી તે કરમાઇ ગયા જેવું તો થઇ ગયું હતું જ; તેમાં વળી પાણી બદલે પયકાન–તીર મળવાથી તે ફૂલને ખરી પડેલું જોઇ જનાબે રેબાબની ચક્ષુઓમાંથી અશ્રુનાં બિંદુ સરી પડયાં.

જનાબે રેબાબે ઇમામ હુસેન અ૦ને પૂછ્યું તો એટલું પૂછ્યું કે; 'શું અલીઅસગરને પાણીને બદલે પયકાન–તીરનું પાણી પાવાવાળો વગર સંતાનનો હતો ?'

ઇમામ હુસેન અ૦મે તેનો કાંઇ પણ જવાબ ન આપતાં, અલીઅસગરની લાશને લઇ બીજા શહીદોની લાશો પાસે રાખી; અને પોતાની ઝુલ્ફિકાર નામની તલ્વાર વતી ન્હાનો એવો ખાડો ખોદી અલીઅસગરની લાશને દફન કરી.

# શહાદતની સમાપ્તિ.



પછી ઇમામ હુસેન અ૦ છેલ્લી મુલાકાત માટે તંબુમાં કે જે ઠેકાણે જનાબે ઝયનુલ આબેદીન અ૦ બિમાર સ્થિતિમાં બિછાનાપર પડયા હતા તે ઠેકાણે ગયા.

તે વખતમાં જનાબે ઝયનુલ આબેદીન અ૦ બિમારીને લીધે એટલી બેભાન સ્થિતિમાં પડયા હતા કે તેમને એ પણ ખબર ન હતી કે સત્યાગ્રહનાં યુદ્ધનો કયારે આરંભ થયો!

ઇમામ હુસેન અ૦મે જઇ તેમના હાથને હલાવી હોશમાં લાવી ફરમાવ્યું. 'બેટા, તમારા પાસે તમારી છેલ્લી મુલાકાત માટે આવ્યો છું.'

જનાબે ઝયનુલ આબેદીન અ૦મે અરજ કરી. 'શું આપ સત્યાગ્રહને રસ્તે શહીદ થવા તૈયાર થયા છો?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું, 'હા; ફરઝંદ, હું બિલકુલ તૈયાર છું.'

જનાબે ઝયનુલ આબેદીન અ૦મે અરજ કરી. 'આપના દોસ્તોનું શું થયું?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તેઓ તમામ શહીદ થયા.'

જનાબે ઝયનુલ આબેદીન અ૦મે અરજ કરી. 'મારા કાકાએ?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તેઓ પણ શહીદ થયા.'

જનાબે ઝયનુલ આબેદીન અ૦મે અરજ કરી. 'મારા કાકાના ફરઝંદો ?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તેઓ પણ તમામ શહીદ થયા; તે એટલે સુધી કે અવન, મોહમ્મદ, કાસિમ, અલીઅકબર અને અલીઅસગર સમેત પણ શહીદ થયા.'

જનાબે ઝયનુલ આબેદીન અ૦મે અરજ કરી. 'ત્યારે મને પણ રજા આપો કે હું પણ સત્યાગ્રહને માર્ગે શહીદ થઇ અમર કીર્તિ મેળવું.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તમે બિમાર છો. તમારામાં ઉભા રહેવાની પણ શકિત નથી. વળી તમારે સત્યાગ્રહને રસ્તે કેદ પકડાઇ, ગામડાં અને શહેરોમાં ફરી જેલ જાત્રા કરવાની છે. તમારાં ફુઇઓ, માતાઓ અને બ્હેનોનાં થતાં અપમાનો તમારે તમારી નજરે જોવાં છે. તેથી તમારે કાંઇ ઓછા સંયમથી કામ લેવાનું નથી. માટે તમો પણ દરેક દુ:ખમાં સંયમ સાચવી ઇસ્લામને અમર કરવામાં મદદ કરી અમર કીર્તિ મેળવજો.'

'સાથે એ પણ ભલામણ કરૂં છું કે મુસલ્માનોને મારા છેલ્લા છેલ્લા સલામ પહોંચાડી કહેજો કે; હુસેન ઇસ્લામની અમરતા અર્થે પોતાનું ઘરબાર લૂટાવી ત્રણ દિવસની ભુખ અને તર્ષ પસંદ કરી શહીદ થયેલ છે. માટે તમો ઇસ્લામનાં

સિદ્ધાંતોથી ઉલટા ચાલી હુસેનની ભુખ અને તરસને દિલથી ભૂલાવશો નહિ; બલ્કે જ્યારે તમો ઠંડુ પાણી પીઓ ત્યારે મુજ મઝલુમ–ઝુલ્મ થયેલની તરસને યાદ કરી, ઇસ્લામનાં નીતિ, ન્યાય, સત્ય, સેવા અને સ્વતંત્રતાનાં સિધ્ધાંતોનું સ્મરણ કરી તેઓને અનુસરવા કોશીશ કરતા રહેજો.'

પછી ઇમામ હુસેન અ૦ પોતાનાં બ્હેન જનાબે ઝયનબ, જનાબે કુલ્સુમ, પોતાનાં ધર્મપત્નિ જનાબે લયલા, જનાબે રોબાબ, પોતાનાં ભાભી જનાબે ઉમ્મે ફરવા, પોતનાં દીકરાઓ જનાબે ફાતેમાહ કુબરા, જનાબે રૂકૈયા, જનાબે સકીના વિગેરેની છેલ્લી મુલાકાત માટે તેઓ પાસે ગયા. સર્વેને ગમે તેવાં સંકટ સામે સંયમથી રહી સત્યાગ્રહને ચાલુ રાખવા સૂચવ્યું; સંયમને તજી સત્યાગ્રહ છોડવાથી કરબલાની કપિંણ કતલનો અસર ઓછો થઇ જવાનાં કારણોનું અવલોકન કરાવ્યું; અને સંકટોથી ગભરાઇ શ્રાપ ન દેતાં સંયમ રાખવાથી મ્હાન સત્યાગ્રહના શહીદોનું ખૂન કાયમ ખાતે જીવતું જ રહી તેનો અસર ચાલુ જ રહેવા સમજાવ્યું. પોતાના જવાન ફરઝંદ જનાબે ઝયનુલ આબેદીન સખ્ત બિમાર હોવાથી તમામ બાળકોની સંભાળ કરવાનું કામ જનાબે ઝયનબ સલામુલ્લાહે અલયહા (તેમના ઉપર અલ્લાહના સેલામ હોજો)ને સોંપ્યું. પોતાનાં ન્હાનાં દીકરી જનાબે સકીનાને છાતી ઉપર બેસાડી છેલ્લો પ્યાર કર્યો; અને સૌથી પહેલાં સ્વર્ગમાં આવી મળવાની મુબારકી તેમને સંભળાવી. બાપનાં વિયોગમાં વધારે વિલાપ ન કરવાની તેમને શિખામણ આપી;

અને પાણી મળવાની સાથે જ પહેલાં સકીનાને પાવાની જનાબે ઝયનબને ભલામણ કરી.

એવા સંકટમય સમયમાં એવીરીતે શાંતિથી અંતિમ પ્યાર અને મોહબ્બતની વાતો અને ભલામણો થઇ રહી હતી: એટલામાં મેદાનમાંથી હરિમન મોબારેઝિન—છે કોઇ તમારામાં લડવાવાળો ?—ની આવાજ આવી. તે આવાજ સાંભળી 'હેય તમારા સર્વેનો ખુદા મદદગાર' કહી ઊભા થયા, અને ઝુલજનાહ નામના અશ્વ ઉપર આરૂઢ થઇ સત્યાગ્રહનાં રણસંગ્રામ તરફ સીધાવ્યા.

રણસંગ્રામમાં પધારી સર્વેને સદુપદેશ સંભળાવ્યો; પણ અપાર પાપાચારથી જેઓનાં હૃદય શ્યામ પાષાણ સમ સખ્ત થઇ ગયાં હોય, તેઓનાં હૃદયમાં દયા કે પ્રેમ પ્રગટે જ ક્યાંથી ?

એટલા લોકોમાં જ્યારે કોઇએ કાંઇ પણ જવાબ ન વાળ્યો, ત્યારે આપે ફરમાવ્યું. 'ખુદાનો શુકર–એહસાન કે મેં મારી ફરજ તમામ બજાવી. તમામ રીતેથી હું તેઓને સમજાવી ચૂક્યો. હવે મારા ઉપર તેઓ તરફનું ન કાંઇ પણ બહાનું બાકી રહ્યું: તેમ ન ખુદા તરફની કાંઇ પણ ફરજ મારાપરે બજાવવી બાકી રહી.'

એટલું કહી આસમાન સામે બન્ને હાથ ઉંચા કરી પ્રાર્થના કરી. 'પરવરદિગારા, સંકટમાં તું મારો સહાયક છે; તકલીફમાં તું મારો તરફદાર છે; ઇન્સાન અશક્ત છે

પણ તું મારો દરેક સમયમાં મદદગાર છે. મારો અને તારી દયાથી તેં મને જે જે બક્ષીશો અર્પણ કરેલ છે તે તમામનો તું માલિક છે. મારી તમામ ઇચ્છાઓને તૃપ્ત કરનાર તુંજ છે. અય મ્હોટા દયાળુ, આ સંકટમાં તું મારી સ્હાય કર.'

આટલી પ્રાર્થના પછી આપે પોતાની તલ્વાર ખેંચી. અને એક જરાવારમાં લશ્કરની સફોની સફો વીખેરી નાંખી દુનિયાને બતાવી આપ્યું કે; વૃધ્ધાવસ્થા; ત્રણ દિવસની તર્ષ અને ભુખ; દોસ્તો, ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજો અને ફરઝન્દોના વિયોગની દિલપર વિપત્તિ અને પાછળ સ્ત્રી બાળકો ઉપર અપાર આપત્તિ પડવાની પૂરી ખાત્રી છતાં આત્મબળથી શરીરબળમાં પણ કેટલી અપૂર્વ શકિત સમાયલી રહે છે!

ઇમામ હુસેન અ૦ની એ બહાદુરી જોઇ શિમ્ર પોતાનાં લશ્કરને કહેવા લાગ્યો. 'આવી રીતે સામસામા લડવાથી હુસેન બિન અલીને કોઇ પણ રીતે મહાત કરી શકવાના નથી; માટે યુકિતથી કામ લેવું જોઇએ.'

આ સાંભળતાં જ ઇમામ હુસેન અ૦ની ચારે તરફ લશ્કર ફરી વળ્યું. આપની પછવાડે આપના તંબુઓ હતા; તેથી તંબુઓની પછવાડે શિમ્ર ચાર હજારનું લસ્કર લઇ ઊભો રહ્યો. આથી તંબુઓમાં બીબીઓ અને બચ્ચાંઓ પણ લશ્કરની વચ્ચે ઘેરાઇ ગયાં.

બીબીઓ અને બચ્ચાંઓની એ સ્થિતિ જોઇ ઇમામ હુસેન અ૦ને ફરમાવ્યું. 'અય યઝીદના દોસ્તો, તમે તમારા

દુનિયાના મ્હાન સત્યાગ્રહી—ઇમામ હુસેન અને રોઝો.




શહાદતની સમાપ્તિ. વાંચો પૃષ્ઠ ૪૩૬ જુઓ કરબલાનો નકશો. નં. ૫

ધર્મને તો છોડયો; પણ અરબ કોમનાં કોમાભિમાનને પણ ત્યાગવા તૈયાર થયા છો?! જો તમો પોતાને અરબના પુત્રો કહેવરાવતા હો તો વિચાર તો કરો કે અરબ કોમની ઇઝઝત કેટલી છે? માટે હવેથી તમો પોતાને બહાદુર અને સ્વતંત્ર કોમ કહેવરાવવી મૂકી આપો.'

આ સાંભળી શિમ્ર ઝિલજવશને જવાબ આપ્યો. 'આમ કહેવાથી આપનો મતલબ શું છે?'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'હું તમારાથી લડું છું અને તમો મારાથી લડો છો. તેમાં અબળા ઓરતો અને નિ-ર્દોષ બાળકોનો શું કસુર? કે મારી હયાતી છતાં તેઓની પજવણી કરવા તેઓને ઘેરી ઊભા છો! હું જીવતો છું ત્યાં સુધી મારી સામે આવી મારાથી લડો.'

શિમ્ર જેવા બેશરમને પણ ઇમામ હુસેન અ૦ના શરમ દેવરાવવાવાળા શબ્દોપર શરમ આવી અને તે તરફથી લશ્કર બસેડી નાંખ્યું.

પછી ઇમામ હુસેન અ૦મે તલવાર મ્યાન કરી, અને રણસંગ્રામમાં શાંતિથી ઊભા રહી સંયમ સાથ સત્યાગ્રહ કરવો શરૂ કર્યો.

સામેથી અને ડાબીજમણી બાજુએથી તલવારો. તીરો અને ભાલાંઓના ઘા થવા લાગ્યા. જેઓ દૂર હતા અને કોઇ પણ રીતે ઇમામ હુસેન અ૦ને ઝખ્મી કરવામાં ભાગ લઇ શકતા ન હતા; તેઓ પોતાના સરદારને ખુશી કરવા ઇમામ હુસેન અ૦ને પત્થરના ઘા મારતા હતા.

ઇમામ હુસૈન અ૦ ફરમાવતા હતા કે; 'તમો કયા કસુરપર મને કતલ કરવામાં લાભ સમજો છો? શું કોઇનો હક મેં છીનવી લીધો છે? કે શું ઇસ્લામના કાનુનોમાં મેં કાંઇ પણ ફેરફાર કર્યો છે?'

તે લોકોએ જવાબ આપ્યો. 'તમે ચાલુ સમયના ખલીફા યઝીદ બિન મોઆવીયાહની બયઅતને નથી સ્વીકારતા તેથી; અને આગળની લડાઇઓમાં અમારા વડીલો તમારા વડીલોને હાથે કતલ થયા છે તેથી; તે જૂના વેરની વસુલાત પણ આપથી લઇએ છીએ.'

આ સાંભળી ઇમામ હુસૈન અ૦મે ખુદા પાસે પ્રાર્થના કરી. 'ખુદાવન્દા, આ લોકો મને જાણે છે કે હું તારા પ્યારા રસુલ સ૦નો નવાસો છું; છતાં હું સત્યને વળગી રહી પાપી યઝીદની બયઅત નથી કરતો એટલા માટે યઝીદને ખુશી કરવા, અને ઇસ્લામીઓનાં રક્ષણાર્થે તેઓના વડીલોને મારા વડીલોએ કતલ કરેલ તે જૂના વેરને વસુલ કરવા મને કતલ કરે છે.

'ખુદાવન્દા, આ પાપી કોમના હાથમાં મને જીવતો ન જવા દેજે; કારણ કે તેઓનાં દરેક કામ તારી ખુશી નાખુશીની પરવા ન રાખતાં યઝીદ પલીદ—પાપીની ખુશીને માટે જ થાય છે. હવે તારા સિવાય મારો કોઇ પણ રફીક—દોસ્ત હયાત—જીવતો નથી; જેઓ હતા તેઓ સત્યાગ્રહને માર્ગે શહીદ થયા.'

વળી તે લોકોને ફરમાવ્યું. 'અય લોકો, મહાન પેગમ્બર સાહેબે છેલ્લી ભલામણોમાં તમોને—મુસલમાનોને અમારાં રક્ષ-

બુની પણ ભલામણ કરેલ છે. આ તો તમો રક્ષણને બદલે અમારૂં ભક્ષણ કરો છો! ખુદાના વ્હાલા બંદાઓનાં ખૂનો કરતાં તમારે ખુદાના ન્યાયથી ડરવું જોઇએ. પણ આ ઉપરથી મને તો એમ લાગે છે કે ખુદાના નિર્દોષ બંદાઓનાં ખૂનો કરવાં તે તમારે મન સહેલાં છે. ખુદાની કસમ મને નિશ્ચય છે કે આ અસંખ્ય સંકટના બદલામાં ખુદા મને મ્હાન કીર્તિવંત બનાવશે: અને મારા કતલના તથા અપમાનના બદલામાં ખુદાનો ન્યાય તમોને એવી શિક્ષા આપશે કે જેના વિષે તમારો ખ્યાલે નહિ હોય.'

આવી રીતે ઇમામ હુસેન અ૦ તેઓને શિખામણ આપતા હતા અને તેઓ તલ્વારો, તીરો અને નેઝા—ભાલાંઓના ઘાપર ઘા કરતા હતા. ઇમામ હુસેન અ૦ શાંતિથી તે તમામ ઝખ્મોને ઝીલતા—સહન કરતા હતા.

એટલામાં અબુલ હત્રૂફ જઅફીએ એકાએક એક એવું તીર કપાળ મુબારક—પવિત્ર—ઉપર માર્યું કે જેથી કપાળમાંથી રૂધીર વ્હેવાં લાગ્યું. આપ તેને લૂંછતા હતા: એવામાં ત્રણ અણીવાળું એક તીર આવી આપની છાતીમાં વાગ્યું, અને છાતીમાંથી રકતની ધારા છૂટી. આપે તે લોહીને પોતાના ખોબામાં ઝીલ્યું અને 'પરવરદિગારા, શાક્ષી રહેજે કે આ લોકો એવા શખ્સને કતલ કરે છે કે જેના સિવાય દુનિયાપર બીજો કોઇ તારા પ્યાગ્રૂ રસૂલ સ૦નો નવાસો નથી.' એટલું કહી આપે તે લોહીને પોતાનાં મોઢાં ઉપર ચોપડી દીધું અને ફરમાવ્યું. 'હું આવી જ સ્થિતિમાં ખુદાની મુલાકાત કરીશ;

અને જન્નતમાં મારા નાનાને અરજ કરીશ કે ફલાણા ફલાણા શખ્સે મારા ઉપર ઝુલ્મ કર્યો.'

એટલામાં સાલેહ બિન વહબે આપનાં પડખાંમાં એવી એક તલ્વાર મારી કે જેથી આપ ઘોડા ઉપર બેસી રહેવાને અશકત થયા. ઘોડાએ પોતાના માલિકની એ સ્થિતિ જોઇ પોતાના ચારે પગો પહોળા કરી જમીન ઉપર આસ્તેથી ઇમામ હુસેન અ૦ને સુવરાવી દીધા.

જમીન ઉપર આવતા જ ઇમામ હુસેન અ૦ બેભાન થઇ ગયા.

આપને બેભાન સ્થિતિમાં જોઇ ઉમર સાઅદે હુકમ કર્યો કે: 'હવે હુસેનનાં સરને જલદી જૂદું કરો. જે કોઇ હુસેનનાં સરને જૂદું કરશે તે મ્હોટા ઇનામને પામશે.'

આ સાંભળતાં જ ચારે તરફથી પાપીઓ દોડયા અને આપને ઘેરી લીધા.

ઇમામ હસન અ૦નાં ફરઝંદ અબ્દુલ્લાહ કે જેમની ઉંમર બાર તેર વરસની હતી. તેમણે પોતાના કાકાને જમીન ઉપર પડેલા અને ચારે તરફથી ઘેરાએલા જોઇ તેઓ પાસે જવા મેદાનમાં દોડવા માંડયું. જનાબે ઝયનબે તેમને પકડી રાખવા ઘણી કોશીશ કરી; પણ તે ન રહ્યા. અને 'ખુદાની કસમ હું મારા કાકાથી કોઇ પણ રીતે જૂદો નહિ થાઉં' એમ બોલતા બોલતા ઇમામ હુસેન અ૦ પાસે આવી આપને વળગી પડયા.

આપને લોહીલુહાણ સ્થિતિમાં જોઇ પૂછવા લાગ્યા. 'કાકા સાહેબ, આપને આટલું બધું કોણે લોહી કાઢયું?'

આટલું હજુ પૂછતા હતા એટલામાં અબ્હર બિન કઅબે ઇમામ હુસેન અ૦નાં સર મુબારકપર તલ્વાર મારવા તોળી. તે જોઇ જનાબે અબ્દુલ્લાહે 'શું તું મારા કાકાને કતલ કરીશ!' એમ કહી પોતાના હાથ તલ્વાર આડા દીધા. તે તલ્વાર જનાબે અબ્દુલ્લાહના જમણા હાથપર વાગી: તેથી તે હાથ કપાઇ નીચે પડયો. જનાબે અબ્દુલ્લાહ રોવા લાગ્યા. એટલામાં હુરમલા બિન કાહિલ અસદીએ એવું એક તીર માર્યું કે તે તીર વાગવાની સાથે જ જનાબે અબ્દુલ્લાહ તરફડીયાં ખાઇ શહીદ થયા.

પછી શિમ્ર- ઝિલજવશને પોકાર કર્યો કે: 'ઝખ્મોથી ચૂરચૂર થએલ એક અશકત માણસને કતલ કરવો તેમાં આટલી વાર?!'

શિમ્રના એ પોકારથી ચાલીસ જણાઓએ આવી ઇમામ હુસેન અ૦ને ઘેરી લીધા. તેમાં ઝરઆ બિન શરીકે સૌથી આગળ વધી આપના ઉપર તલ્વારનો ઘા કર્યો. પછી હસીન બિન નમીરે મોહાં મુબારકપર તીર માર્યું. પછી અબુ અય્યુબ ગનવીએ એક તીર આપનાં ગળાં મુબારકપર લગાવ્યું. નસર બિન ખરશએ એક તલ્વાર મારી. ઉમર બિન ખલીફા જઅફીએ હાથ મુબારકપર તલ્વાર ચલાવી. સાલેહ બિન વહબે ભાલાંનો ઝખ્મ કર્યો. સનાન બિન અનસે પણ ભાલું લગાવ્યું, અને વળી પાછું તેણેજ આપનાં ગળાં ઉપર એક તીર માર્યું.

આ જોઇ ઉમર સાઅદે હુકમ આપ્યો કે; 'હવે જલદી હુસેનનાં સરને તેનાં ધડથી જૂદું કરો.'

આ સાંભળી શીમ્ર બિન ઝઅહ ઇમામ હુસેન અ૦ પાસે ગયો: પણ આપના ચહેરા મુબારક ઉપર સત્યની જ્યોતિ પ્રગટતી જોઇ ડર્યો: અને પાછો ફર્યો. પછી સનાન બિન અનસ આગળ વધ્યો; તેની પણ હિમ્મત ન ચાલવાથી પાછો હટયો.

આ જોઇ શિમ્ર પાપીએ કહ્યું. 'યુદ્ધમાં જે સખ્ત હૃદય રાખવું જોઇએ, તેજ તમારામાં ક્યાં છે? હટો: મારા સિવાય હુસેનને કોઇ કતલ કરી નહિ શકે.'

એટલું કહી શિમ્ર આગળ વધ્યો: અને ઇમામ હુસેન અ૦ પાસે જઇ આપની પવિત્ર છાતી ઉપર ચડી બેઠો.

આપ બેભાન સ્થિતિમાં પડયા હતા: પણ શિમ્રના છાતી ઉપર બેસવાથી આપને દુઃખ થયું; અને તેથી આપે આંખો ખોલી.

આપની સ્થિતિ બરાબર ન હોવાથી આપ શિમ્રને ઓળખી ન શકયા: તેથી પૂછ્યું. 'તારૂં નામ શું?'

શિમ્રે જવાબ આપ્યો, 'મારૂં નામ શિમ્ર.'

આપે ફરમાવ્યું. 'ખરેખર મારો કાતિલ—કતલ કરવાવાળો—તું જ છે: પણ એટલીવાર સબર કર કે હું અસરની નમાઝ પડી લઉં.'

આ સાંભળી શિમ્ર છાતી ઉપરથી નીચે ઉતર્યો આપ હાથના ટેકાથી આસ્તે આસ્તે બેઠા થયા, અને પછી વઝુને બદલે તયમ્મુમ કરતી—જમીન ઉપર બન્ને હાથની હથેળી

મારતી—વખતે ફરમાવ્યું. ' અય કરબલાની જમીન, તું શાક્ષી રહેજે કે હુસેનને છેવટ સુધી પાણી નથી મળ્યું; જેથી તે આખરી ઇબાદત અસરની નમાઝ માટે પણ તારા ઉપર તયમ્મુમ કરે છે.' એટલું ફરમાવી સીધા બેસવાની શકિત ન હોવાથી બન્ને હાથના ટેકાથી બેસી નમાઝ પઢવા લાગ્યા. શિમ્ર બાજુમાં ઊભો હતો.

અશકિતનાં કારણથી નમાઝ પઢવામાં વાર લાગી. તેથી નમાઝ પૂરી પઢી લીયે ત્યાં સુધી શિમ્ર ધીરજ ધરી ન શકયો; અને બીજી રકાતના બીજા સિજદામાં આપ ગયા કે શિમ્ર પીઠ ઉપર ચઢી બેઠો.

જનાબે ઝયનબ તંબુના દરવાજામાં ઊભાઊભા ઇમામ હુસેન અ૦ની આ તમામ સ્થિતિ નીહાળી રહ્યા હતા. તેમણે પોતાના ભાઇને નમાઝ પણ પૂરી પઢવા ન દેતાં શિમ્રને પીઠ ઉપર ચઢી બેઠેલો જોઇ ફરમાવ્યું. ' અય શિમ્ર, એટલી વાર તો સબર કર કે મારા ભાઇ નમાઝ પઢી લીયે.'

શિમ્ર ન માન્યો અને પોતાનાં ખંજરને કાઢી ઇમામ હુસેન અ૦ની ગરદન ઉપર રાખી આપ્યું.

જનાબે ઝયનબ પોતાના ભાઇની એ સ્થિતિ જોઇ ધીરજ ધરી ન શકયા, અને એકદમ તંબુની બાહેર આવી એક ઉંચા ટેકરા ઉપર ઊભા રહી ફરમાવ્યું. ' અય શિમ્ર, કસાઇ બકરાંને ઝબ્હ કરે છે—કાપે છે તોપણ તેને અનાજ પાણી આપ્યા પછી ઝબ્હ કરે છે; અને ઇસ્લામનો પણ એજ હુકમ છે.

' અને અય શિમ્ર, તું તો ઇન્સાનને અને તેમાં વળી

સર્વથી શ્રેષ્ટને—તારા નબીના નવાસાને ત્રણ દિવસના ભુખ્યા તેમજ તર્પા કતલ કરે છે ? ! તેમને શરબતને બદલે થોડુંક ઠંડુ પાણી તો પીવરાવ કે જેથી તેમનું ગળુ ભીનું થાય, તારૂં ખંજર જલદી ચાલે અને મારા ભાઇ વધારે દુઃખી ન થાય.'

શિમ્રે ન માનતાં ગરદન ઉપર ખંજર ચલાવવા ચાહ્યું. ઇમામ હુસેન અ૦મે તેને હાથના ઇશારાથી અટકાવી ફરમાવ્યું. 'અય શિમ્ર, તું મને બરાબર ઓળખે છે કે હું કોણ છું ?'

શિમ્રે જવાબ આપ્યો. 'હા; હું તમને બરાબર ઓળખું છું કે તમે હુસેન બિન અલી છો. તમારા નાના મ્હાન પેગમ્બર સાહેબ છે; તમારાં માતુશ્રી જનાબે ફાતેમા ઝેહરા સ૦અ૦ છે; અને તમારા ભાઇ ઇમામ હસન અ૦ છે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'અય શિમ્ર, જ્યારે તું મને બરાબર ઓળખે છે, ત્યારે તું મને શામાટે કતલ કરે છે ? !'

શિમ્રે કહ્યું. 'મને યઝીદ તરફથી મ્હોટું ઇનામ મળવાનું છે તે માટે !'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'તને મારા નાનાનો પ્રેમ વધારે વ્હાલો છે કે યઝીદનું ઇનામ ?'

શિમ્રે જવાબ આપ્યો. 'યઝીદનું ઇનામ !'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'અય શિમ્ર, જ્યારે તું મને કતલ જ કરવાનો છે; ત્યારે તું મને થોડું પાણી તો પીવરાવી લે.'

શિમ્રે કહ્યું. 'તમને પાણીનું એક ટીપું પણ આપવાની અમારા હાકિમની ના છે.'

ઇમામ હુસેન અ૦મે ફરમાવ્યું. 'અય શિમ્ર, શું તમે તમામ મને તમારાં પાણીનો મોહતાજ સમજો છો? અરે! ફુરાત નદીને જો હુકમ કરતે તો તે અમારા તંબુઓ પાસે આવી વહેતે; અગર જો વરસાદને હુકમ કરતે, તો તે પણ અમારા તંબુઓ પાસે આવી વરસતે; અને અગર જો જમીનને માત્ર ઇશારો જ કરતે, તો તે પણ પોતામાંનાં મીઠાંમાંમીઠાં અને ઠંડામાંઠંડા પાણીના વીરડા અમારા તંબુઓમાં વહેવરાવતે. પણ નહિ; અમારે તો ફકત તમારી પરીક્ષા કરવાની હતી કે તમો કયાં સુધી અમને પાણી વગરના રાખો છો! પણ તમારાં લોખંડી હૃદયમાં દયાનો અંશ પણ નથી; જેથી તમોએ અમોને છેવટ સુધી પાણી ન આપ્યું; અને અમારામાંના તમામ તર્પાનેતર્પા આએ સૃષ્ટીથી સીધાવી ગયા; અને છેલ્લે હું પણ જવાની તૈયારીમાં છું.

'અય શિમ્ર, મારા પગ પાસે નજર કર કે જો અમારે પાણી પીવું હોય તો આટલી વાર હતી!'

ઇમામ હુસેન અ૦ના પગ પાસે શિમ્રે નજર કરી તો ઠંડા પાણીનો એક ઝરો ચાલુ જોયો!

પછી શિમ્રે પોતાનું ખંજર ચલાવવા માંડયું. દુનિયાના એક મહાન મહાત્માને કતલ કરતા કુદરતી રીતે—તેની અનિચ્છાએ તેનો હાથ ધ્રુજતો હતો! તેના ઉપર જાણે આસમાન

ટૂટીને પડ્યું કે પડશે એમ તેને લાગતું હતું !!

ત્રણ દિવસની પાણીની તર્ષને લીધે ઇમામ હુસેન અ૦નાં ગળાંની રગો ચામડાંની સૂકાએલી વાધરીઓ જેવી થઇ ગઇ હતી; તેથી ધ્રુજતે હાથે શિમ્રનું ખંજર બરાબર ચાલતું ન હતું.

શિમ્રે પોતાનું ખંજર ચલાવતી વખતે ઇમામ હુસેન અ૦ના પવિત્ર હોઠો હલતા જોઇ વિચાર કર્યો કે: 'તે મને શ્રાપ આપે છે!' પણ શું શ્રાપ આપે છે તે સાંભળવા માટે તેણે પોતાનો કાન ઇમામ હુસેન અ૦નાં મોઢાં પાસે રાખ્યો.

તે વખતે પણ તેણે ઇમામ હુસેન અ૦ને ખુદાની પ્રાર્થના કરતા સાંભળ્યા કે; 'અય પરવરદિગારા, તારો કાયદો છે કે ઉત્તમ કાર્યને માટે જો કોઇ મ્હાન ભોગો આપે તો તું તેને અમરતા બક્ષે છે. તું જાણે છે કે ઇસ્લામ જેવા સત્ય ધર્મ માટે તારી મદદથી મેં એવા મ્હાન ભોગો આપ્યા છે કે તેથી વધારે મ્હોટા ભોગો દુનિયામાં ન કોઇએ આપ્યા છે; તેમ ન કોઇ આપી શકશે. માટે તે ભોગોના બદલામાં ઇસ્લામને અમર કરી તારા કાયદાનુ તું પાલન કરજે.'

ઇમામ હુસેન અ૦નો ઇસ્લામ પ્રત્યે છેવટ સુધી એવો પ્રેમ જોઇ શિમ્ર જેવા સખ્ત હૃદયનાં માણસની ચક્ષુઓમાંથી પણ અશ્રુના દાણા સરી પડ્યા.

ઇમામ હુસેન અ૦ની ઉકત પ્રાર્થના પૂરી થતાં જ સત્યાગ્રહના યુદ્ધનો અંત આવ્યો—શહાદતની સમાપ્તિ થઇ. એટલે કે બાર વાર ખંજર ફરવાથી ઇમામ હુસેન અ૦નું મસ્તક ધડથી જૂદું થયું.

ઇમામ હુસેન અ૦નાં સરને જૂદુ થતાં જ એક ભયંકર વીટોળીઓ ઉડયો; અને છતે દિવસે અંધકાર છવાઇ ગયો!

શિમ્રે ઇમામ હુસેન અ૦નું સર જૂદું કરી એક ઉંચા ભાલાં ઉપર ચડાવી તે ભાલું ખોલી બિન યઝીદ અસ્બહીને આપ્યું.

ભાલાં ઉપર ઇમામ હુસેન અ૦નું સર ચડેલું જોઇ જનાબે ઝયનબ બેભાન થઇ જમીન ઉપર પડી ગયાં.

અને પાપી લશ્કરમાં ખુશીનાં કારણે ત્રણ વખત અલ્લાહો અકબરનાં પોકારો થયા!

તે હીજરી સન ૬૧ના મોહર્રમ માસની દસમી તારીખ અને શુક્રવારનો દિવસ હતો અને ઇસ્વીસન ૬૮૦ ના માહે અકટોમ્બરની તારીખ આઠમી ફ્રાઇડે હતો.

**શાહસ્ત હુસેન, બાદશાહસ્ત હુસેન;**

હુસેન શાહ છે, હુસેન બાદશાહ છે;

**દીનસ્ત હુસેન, દીં પનાહસ્ત હુસેન;**

હુસેન થકી ઇસ્લામ છે, હુસેન ઇસ્લામના રક્ષક છે:

**સર દાદ, ન દાદ, દસ્ત દર દસ્તે યઝીદ;**
માથું આપ્યું, પણ ઝુલ્મી સત્તાને શરણે ન થયા;
**હક્કાકે બિનાએ, લા એલાહસ્ત હુસેન.**
ખરે ઇસ્લામને અમર કરનાર, છે તો હુસેન જ છે.

# કરબલાનો નકશો.

આએ નકશો મ્હાન સત્યાગ્રહના સમયની અને ચાલુ સમયની પણ નીશાનીઓ દર્શાવનારો આપવામાં આવ્યો છે.

આ નકશો જોવાથી મ્હાન સત્યાગ્રહના સમયમાં ઇમામ હુસેન અ૦નાં લશ્કરને હુરે કઇ બાજુ ઉતાર્યું હતું; હુરનાં લશ્કરનો પડાવ કઇ બાજુ પડયો હતો; ઉમર બિન સાઅદની સરદારી નીચેનું લશ્કર કઇ બાજુ ઉતર્યું હતું; પાણી ઉપર પહેરો કેવી રીતે પડયો હતો; સત્યાગ્રહનાં યુદ્ધનું રણસંગ્રામ કયાં હતું; કુદરતી ફુરાત કઇ બાજુ અને કયાં નીકળ્યો હતો; જનાબે ઝયનબ પોતાના માજાયા ભાઇને ઝબ્હ થતા કયાં ઊભાઊભા જોતાં હતાં વિગેરે તમામ બાબતોની સમજ પડી જશે.

સાથે સત્યાગ્રહના શહીદોની કોણની કોણની કબ્રો જૂદી જૂદી છે; કોણની કોણની કબ્રો ઉપર ઝરીહ—જાળી છે; કોણની કોણની કબ્રો ઉપર રોઝા—કૂબા છે; અને તે કયાંકયાં છે તે પણ આ નકશાનાં અવલોકનથી આમેજુમ જણાઇ આવશે.

અને તે નકશો સામેનાં ૪૫૩ પૃષ્ટપર આ રહ્યો.

# કરબલાના નકશાની સમજ.



૧. ઇમામ હુસેન અ૦ના ભાઇ—જનાબે અબ્બાસ બિન અલી અ૦નો રોઝો. તેઓ લડતા લડતા ત્યાં સુધી નીકળી ગયા હતા; અને ત્યાંજ શહીદ થયા; તેથી તેઓને ત્યાંજ દફન કર્યા. અત્યારે તેઓની કબ્રોપર રોઝો—કૂબો—ઘુમટ બાંધેલ છે. ઇમામ હુસેન અ૦ના રોઝાથી તેઓનો રોઝો ઉત્તર તરફ સાડાત્રણ ગાઉ છેટો છે.

૨. ઉમર બિન સાઅદનાં લશ્કરની જમણી બાજુ ઉમર બિન હુજ્જાજ હતો.

૩. વચ્ચે ઉમર બિન સાઅદનો ગુલામ વરીદ લશ્કરની સરદારીનો ઝંડો—ફરેરો—વાવટો લઇ ઊભો હતો.

૪. અને લશ્કરની ડાબી બાજુ શિમ્ર ઝિલઝવશન ઊભો હતો.

॥ ઇમામ હુસેન અ૦ જે ઠેકાણે શહીદ થયા, ત્યાંથી પૂર્વ તરફ પાંચ છ વાર છેટે દફન કરવામાં આવેલ છે, અને તે ઉપર અત્યારે વિશાળ રોઝો ઊભો છે. જેનાં દર્શનાર્થે દૂરદૂરથી દર વરસે લાખો માણસો જાય છે.

૫. ઇમામ હુસેન અ૦ના પગો તરફ જનાબે અલીઅકબર અને અલીઅસગરની કબ્રો છે. ઇમામ હુસેન અ૦ની કબ્રની ચારે તરફ ચાંદીની ઝરીહ—જાળી છે. નકશામાં બતાવ્યા પ્રમાણે તેને છ ખૂણા કાઢવામાં આવ્યા છે.

ચાર ખૂણા ઇમામ હુસેન અ૦ની કબ્રની ચારે તરફ અને પગ તરફ બે ખૂણા વધારે છે તે જનાબે અલીઅકબર અને અલી અસગરની કબ્રોની નીશાની છે.

૬. અહિં મંજે શહીદાં—શહીદોના જથ્થાની ઝરીહ—જાળી છે. જે ઠેકાણે સત્યાગ્રહનાં યુદ્ધમાં શહીદ થયેલા બાકીઓને એક સાથે દફન કરવામાં આવ્યા છે. તે જાળી નકશામાં બતાવ્યા પ્રમાણે ઇમામ હુસેન અ૦ના રોઝાની દક્ષિણ તરફ અગ્નિ ખૂણમાં આવેલ છે.

૭. અહિં ઇમામ હુસેન અ૦ના ન્હાનપણના દોસ્ત હબીબ બિન મઝાહિરની ઝરીહ—જાળી છે. તે ઠેકાણે તેઓ શહીદ થયા હતા તેથી ત્યાંજ દફન કરી તે ઉપર જાળી બનાવવામાં આવી છે.

૮. અહિં જનાબે હુરનો તંબુ હતો. તેઓ ઓબયદુલ્લાહ ઝિયાદ તરફથી લશ્કરના સરદાર થઈ આવેલા તેથી ઇમામ હુસેન અ૦ને ફુરાત નદી ઉપર નહિ ઉતરવા દેતા તેઓ ઉતર્યા હતા. વાંચો પૃષ્ઠ ૩૪૪ અને ૩૪૫

૯. અહિં જનાબે અબ્બાસ૦ને ઇમામ હુસેન અ૦ના ભાઇ અને આપનાં લશ્કરના સરદારનો રોઝો છે. આપ જે ઠેકાણે શહીદ થયા હતા ત્યાં જ આપની ભલામણ મુજબ લાશને રાખવામાં આવી હતી (વાંચો પૃષ્ઠ ૪૨૭) અને ત્યાં જ દફન કરી તે ઉપર ભવ્ય રોઝો બનાવવામાં આવ્યો છે.

૧૦. ઇમામ હુસેન અ૦નાં લશ્કરની જમણી બાજુ ઝોહૈર બિન કયન હતા.

૧૧. વચ્ચે લશ્કરની સરદારીનો વાવટો લઇ જનાબે અબ્બાસ ઊભા હતા.

૧૨. અને લશ્કરની ડાબી બાજુ હબીબ બિન મઝાહિરને ઊભા રાખવામાં આવ્યા હતા.

૧૩. જનાબે હુરનો રોઝો છે. તેઓ લડતા લડતા તે તરફ નીકળી ગયા હતા અને ત્યાં જ શહીદ થયા; તેથી તેઓની કબ્ર પણ ત્યાં જ થઇ. અત્યારે તેઓની કબ્રપર રોઝો છે. ઇમામ હુસેન અ૦ના રોઝાથી તેમનો રોઝો પશ્ચિમ તરફ પોણાબે ગાઉ છેટો છે.

૧૪. અહિં ટેકરા ઉપર ઊભા ઊભા જનાબે ઝયનબ ઇમામ હુસેન અ૦ને શહીદ થતા જોતાં હતાં. જુઓ પૃષ્ટ ૪૪૭ અને તે જગ્યા ઇમામ હુસેન અ૦ના રોઝાની દક્ષિણ તરફ છે.

૧૫. અહિં ઇમામ હુસેન અ૦ માટે કુદરતી કૂવો થયો હતો. વાંચો પૃષ્ઠ ૩૬૮ તે જગ્યા ઇમામ હુસેન અ૦ના રોઝાની દક્ષિણ—કિબ્લા તરફ છે. કરબલામાં કિબ્લો દક્ષિણ તરફ આવેલો છે.

ઇમામ હુસેન અ૦ના તંબુઓની જગ્યા—જ્યાં અત્યારે આવું મકાન છે.








જુઓ કરબલાનો નકશો. ઇમામ હુસેન અ૦ના તંબુઓની જગ્યા.

# શહીદ થએલાઓની સંખ્યા.

## શહીદ થએલા સગાઓ.

| | |
|---|---|
| ૧ અબ્દુલ્લાહ બિન મુસ્લિમ<br>૨ મોહમ્મદ બિન મુસ્લિમ | મુસ્લિમ બિન અકીલના ફરઝન્દો. જનાબે અબ્બાસનાં સગાં બ્હેન રૂકૈયાના દીકરાઓ. |
| ૩ જઅફર બિન અકીલ.<br>૪ અબ્દુર્રહમાન બિન અકીલ.<br>૫ અબ્દુલ્લાહ બિન અકીલ<br>૬ મૂસા બિન અકીલ. | કૂફામાં શહીદ થએલ ઇમામ હુસેન અ૦ના એલચી-પ્રતિનિધિ મુસ્લિમ બિન અકીલના ભાઈઓ. |
| ૭ મોહમ્મદ બિન અબ્દુલ્લાહ.<br>૮ અવન બિન અબ્દુલ્લાહ. | જનાબે ઝયનબના ફરઝન્દો.—ઇમામ હુસેન અ૦ના ભાણેજો. |
| ૯ કાસિમ બિન હસન અ૦.<br>૧૦ અબ્દુલ્લાહઅકબર બિન હસન અ૦.<br>૧૧ અહમદ બિન હસન અ૦. | ઇમામ હસન અ૦ના ફરઝન્દો. |
| ૧૨ અબ્દુલ્લાહ બિન અલી અ૦.<br>૧૩ જઅફર બિન અલી અ૦.<br>૧૪ ઉસ્માન બિન અલી અ૦. | ઇમામ હુસેન અ૦ના ભાઇઓ મા જૂદાં. જનાબે અબ્બાસના સગા ભાઇઓ—એક માંબાપ. |

૧૫ મોહમ્મદ બિન અલી અ૦. (ઇમામ હુસેન અ૦ના ભાઇ. મા જૂદાં. માનું નામ ઉમ્મેલયલા. મસઊદ બિન ખાલિદ તમીમીનાં દીકરી.)

૧૬ અવન બિન અલી અ૦ (ઇમામ હુસેન અ૦ના ભાઇ. મા જૂદાં. માનું નામ અસ્મા બિન્તે અમયસ. જે-નામે મોહમ્મદ હનફીયાના સગા ભાઇ.)

૧૭ અબ્બાસ બિન અલી અ૦. વાંચો પૃષ્ઠ ૪૨૫. (ઇમામ હુસેન અ૦ના ભાઇ. મા જૂદાં. માનું નામ ઉમ્મુલબનીન.)

૧૮ અલીઅકબર બિન ઇમામ હુસેન અ૦. વાંચો પૃષ્ઠ ૪૨૯ (માનું નામ ઉમ્મેલયલા)

૧૯ અલીઅસગર બિન ઇમામ હુસેન અ૦. વાંચો પૃષ્ઠ ૪૩૨ (માનું નામ રોબાબ.)

૨૦ અબ્દુલ્લાહ બિન ઇમામ હસન અ૦. વાંચો પૃષ્ઠ ૪૪૮

**૨૧ દુનિયાના મ્હાન સત્યાગ્રહી ઇમામ હુસેન બિન [ અલી અ૦**

## શહીદ થએલા દોસ્તો.

૨૨ હુર બિન યઝીદ રેયાહી. વાંચો પૃષ્ટ ૪૧૯.

૨૩ અલી બિન હુર. હુરના ફરઝંદ વાંચો પૃષ્ટ ૪૧૯

૨૪ ઉર્વા. અલી બિન હુરના ગુલામ.

૨૫ મસઅબ બિન યઝીદ રેયાહી. હુરના ભાઇ. વાંચો પૃષ્ટ [૪૧૯

૨૬ ઝુહૈર બિન ખઝીર હમદાની.

૨૭ વહબ બિન અબ્દુલ્લાહ કલ્બી. વાંચો પૃષ્ટ ૪૧૯

૨૮ ઉમર બિન ખાલિદ અઝદી.

૨૯ ખાલિદ બિન ઉમર અઝદી. નં. ૨૮ના ફરઝંદ.

૩૦ સાઅદ બિન હન્તલા તમીમી.

૩૧ ઉમર બિન અબ્દુલ્લાહ મઝહજી.

૩૨ મુસ્લિમ બિન અવસજા.

૩૩ ઉમર બિન કુર્તબા અન્સારી.

૩૪ હબીબ બિન મઝાહિર. વાંચો પૃષ્ટ ૪૨૨.

૩૫ એક જવાન. (તેમનું તથા તેમના બાપનું નામ કોઇ પુસ્તકમાં મળતું નથી. કેટલાક તવારિખ નવેશો—ઇતિહાસકારો—નું એમ કહેવું છે કે તે મુસ્લિમ બિન અવસજાના ફરઝંદ હતા.)

૩૬ હિલાલ બિન નાફેઅ બજલી.

૩૭ નાફેઅ બિન હિલાલ બજલી. નં. ૩૬ના ફરઝંદ.

૩૮ સઇદ બિન અબ્દુલ્લાહ. વાંચો પૃષ્ટ ૪૨૪.

૩૯ ઝહીર બિન કયન. વાંચો પૃષ્ટ ૪૨૪.

૪૦ ઉમર બિન અબ્દુલ્લાહ અન્સારી ઉર્ફે અબુ તમામા સયદાવી. વાંચો પૃષ્ટ ૪૨૨.

૪૧ જવન. અબાઝર ગફ્ફારીના મુકત કરેલ ગુલામ.

૪૨ ઉમર બિન ખાલિદ સયદાવી.

૪૩ હાશમ બિન ઉત્બા બિન વક્કાસ. ઉમર બિન સાઅદના
૪૪ ઝહીર બિન મુસ્લિમ અઝદી. [કાકાના દિકરા ભાઇ
૪૫ અબ્દુલ્લાહ બિન આમયર.
૪૬ હન્તલા બિન સાઅદ શામી.
૪૭ સોવયદ બિન ઉમર બિન અબી મોતાઅ.
૪૮ હુજ્જાજ બિન મસરૂક.
૪૯ મુબારક. હુજ્જાજ બિન મસરૂકના ગુલામ.
૫૦ આબિસ બિન શબીબ શાકિરી.
૫૧ શઝબ. આબિસ બિન શબીબના ગુલામ.
૫૨ ઉમર બિન કઅબ અન્સારી.
૫૩ અનસ બિન કાહેલ અસદી.
૫૪ અબ્દુલ્લાહ બિન ઉર્વાહ બિન હેરાક અન્સારી.
૫૫ અબ્દુર્રહમાન બિન ઉર્વાહ બિન હેરાક અન્સારી નં. ૫૪ના
૫૬ જનાબે ઝયનુલ આબેદીનના તુર્કી ગુલામ. [ભાઇ
૫૭ યઝીદ બિન ઝિયાદ બિન સાઅદ.
૫૮ અબુ ઉમર નહશલી.
૫૯ અબ્દુલ્લાહ બિન ઉર્વાહ ગફ્ફારી.
૬૦ યહયા બિન કસીર.
૬૧ યહયા બિન મુસ્લિમ માઝની.
૬૨ અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહ યઝની.

૬૩ કુર્રહ બિન કુર્રહ અન્સારી.
૬૪ અનસ બિન હારિસ કાહલી.
૬૫ ઉમરૂ બિન મોતાઅ જઅફી.
૬૬ જોનાદાહ બિન હારિસ અન્સારી.
૬૭ યઝીદ બિન મોહાજીર
૬૮ સયફ બિન અબી હારિસ બિન શરીઅ.
૬૯ મોઅલ્લા બિન મોઅલ્લા.
૭૦ તિરેમ્માહ બિન અદી.
૭૧ બુરૈર બિન ઝીયાદ.
૭૨ મોહમ્મદ બિન મકદાદ.
૭૩ માલિક બિન અનસ.
૭૪ મોહમ્મદ બિન મોતાઅ.
૭૫ જાબિર બિન ઉર્વાહ અન્સારી.
૭૬ માલિક બિન દાઉદ.
૭૭ અનીસ બિન માઅકલ અસ્બહી.

ઇમામ હુસેન અ૦નું લશ્કર કુલ ૭૦ માણસોનું હતું. (જુઓ પૃષ્ટ ૩૯૯) તેમાં હુર, તેમના ફરઝંદ, તેમના ફરઝંદના ગુલામ, અને તેમના ભાઇ એ ચારે જણા મળ્યા ત્યારે ૭૪ની સંખ્યા થઇ. તે ૭૪ જણા શહીદ થવા ઉપરાંત ઇમામ હુસેન અ૦ના દૂધ પીતા બાળક અલીઅસગર અને ઇમામ

હસનના બારતેર વરસના ફરઝંદ અબ્દુલ્લાહ એ બન્ને શહીદોને ગણતા ૭૬ની સંખ્યા થઇ, અને શહાદતની સમાપ્તિ કરનાર છેલ્લા ઇમામ હુસેન અને ગણતા કુલ ૭૭ની સંખ્યા ભરોસાપાત્ર આવી છે.

**વસ્સલામો અલા મનિત્તબેઅલ હોદા. (કુર્આન)**
અને સલામ થાય સત્યની તાબેદારી કરવાવાળા ઉપર.



# ૭૮૬

## છપાય છે;

# હુસેનનો મ્હાન સત્યાગ્રહ.

## ભાગ બીજો.

## સ્ત્રીઓનો સત્યાગ્રહ.

જેમાં સ્ત્રીઓનો સત્યાગ્રહ આવશે. એટલે કે સ્ત્રીઓનું સત્ય માટે કેદ પકડાવું; બંધીવાન થવું; કેદીની સ્થિતિમાં કૂફા જવું; ભૂતકાળમાં જે શહેરમાં શાહજાદીઓ થઇ રહેલ તે શહેરની બજારમાં સત્ય માટે બંધીવાન થઈ ફરવું; ઓબયદુલ્લાહ ઝીયાદના દરબારમાં આવવું; એ દુઃખદાયક દૃશ્ય મુખ્તાર નુઅમદારને જોવું; કૂફાથી દમસ્શક કેદ થઇ જવું; યઝીદના ભર્યા દરબારમાં દાખલ થવું; ત્યાં પણ જેલ જાત્રા કરવી; કૂફાની કમનસીબી આવવી; યઝીદની શેતાની સલ્તનત સાથે સહકારથી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થવું; સ્ત્રીઓનાં શિયળનો ભંગ થવો; પાપી પતિથી કેટલીક સદ્ગુણી સ્ત્રીઓએ અસહકાર કરવો; છેવટે આત્મબળની જીતની અલૌકિક અસર ઝુલ્મનું વિનાશક પરિણામ અને પાપી સલ્તનતની સાથે સહકાર કરી પાપમાં ભાગીદાર થવાથી ભારે પસ્તાવો; ઇસ્લામ સાથે જ સત્યાગ્રહનો જન્મ; સત્યાગ્રહમાં સંખ્યાની શરત; મુસલ્માનોનું

તાબુત અને સબિલ કરવાનું અજબ કારણ!, સત્યાગ્રહ કોણ કરી શકે? સત્યાગ્રહીના સાથીઓ કેવા હોવા જોઇએ? મદીનામાં નહિ, મક્કામાં નહિ અને કરબલાનાં ઉજડ રણમાં કેમ સત્યાગ્રહ કર્યો?; ઇમામ હુસેન અ૦ની પવિત્ર કબ્ર ઉખેડવા કોશીશ કરવી; તેમની કબ્રનાં દર્શનાર્થે જનારના હાથ કાપવા; છેવટે કરબલાનું બરબાદ રણ આબાદ શહેર થવું.

આએ પુસ્તક વાંચવાથી સત્યની પોતાના ધર્મની અને પોતાની સ્વતંત્રાની કિમ્મત કેટલી છે? તે જણવામાં આવી જશે.

કિમ્મત સવા રૂપીઓ. પોસ્ટ જૂદુ.

## લખો— શ્રી મોહિબ પ્રી. પ્રેસ લીંબડી.

———•———

